એવો પત્ર લખીને મોકલીયો, એક પોતાનો સેવક પળીયો; આપ્યો પત્ર કમળસેન્ય હાથ, વાંચી કળકળીયો મન સાથ ॥૩૨॥ થયો ક્રોધાતુર અપાર, કર્યું સેન્ય પોતાનું તૈયાર; એવે પાસે આવ્યો પરધાન, કરો છો કયાં તૈયારી રાજન. ॥૩૩॥ બોલ્યો કમળસેન્ય શું જાચો, લ્યો આ પત્ર પુત્રી તણો વાંચો; વાંચી પ્રધાન બોલ્યો તે ઠામ, કશું સહસા ન કરીએ કામ. ॥૩૪॥ ચાલો હું ને તમે બેઉ જૈએ; સાથે સેવક સો બસે લૈએ એકાએક ન કરવી શીક્ષા, કરીએ જમાત્ર તણી પરીક્ષા. ॥૩૫॥ પુત્રીનું લખેલું હોય સાચું, પછી કાંઇ ન રાખવું કાચું; એમ શાન્ત કર્યોછે રાય, લીધા બસે શેવક સંગમાંય. ॥૩૬॥ આવ્યા પંચાળ રાય પરધાન, તાણ્યા તંબુ મોટે મેદાન; નગ્ર બારણે એ ઉતરીયા, રાજા પ્રધાને વીચાર કરીઆ. ॥૩૭॥ ચાલો જમૈને જમવાનું કહીએ, એવે બાંને હૈ બોલાવી લઇએ; કરીશું એની હાંઈ પરીક્ષા, હોય અપરાધ તો દેવી શીક્ષા. ॥૩૮॥ એમ કહી બેઉ ઉભા થાય, દ્રુપતરાયની સભામાં જાય, દીઠા દ્રુપતે વેવાઇ જ્યારે, ઉઠી મળી દીધું માન્ય ત્યારે. ॥૩૯॥ બોલ્યા દ્રુપત પધાર્યા કયાંથી, વેવાઈ કહે કે જાત્રામાંથી, બોલાવો હમ જમાત્ર હાંય, લેઇ જવા છે જમવાને ત્યાંય. ॥૪૦॥ તેડાવ્યા ત્યાં દ્રુપતે કુમાર, આવ્યો સભામાં શીખંડી સાર; દીઠો સસરાને પ્રગટયું દુખ, તવ ઉતરી ગયું એનું મુખ.॥૪૧॥ નીશ્ચે માહારી જાહેર પડી વાત; હવે થાશે અતી ઉતપાત; એવે સમજ્યો કમળશેન ભુપ, બદલાયું જમાત્રનું રૂપ. ॥૪૨॥ બોલ્યો કમળશેન વચન, આવજો તંબુએ કરવા ભોજન; નીચું જોઇ બોલ્યો કે વારૂ, મોડું આવવું થાશે ત્યાં મહારૂં. ॥ ૪૩ ॥ વલણ ॥ એમ કહીને ચાલ્યો ગયો; પોતાના મેહેલ માંય; કમળશેન વલભ વદે, ગયો તંબુ સ્થળ ત્યાંય ॥

---

## કડવું ૧૫ રાગ સામેરીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય. ॥૧॥ શીખંડી ગયો જનેતા પાસે, સાંભળો માહરી માત; હું દીકરીને દીકરો ઠરાવ્યો, શા કારણે ઉતપાત ॥૨॥ માત કહે હું હતી અણગમતી, તુજ તાતને મુજ તન;વહાલી થવા આ બંગ ઉઠાવ્યો, એ મહારૂં સત્ય વચન ॥૩॥ શીખંડી કહે ઠીકજ તે તો, પરણાવી પર કન્યાય; મારો ને તેનો અવતાર બાળ્યો, એ કર્યો બહુ

અન્યાય. ॥૪॥ તે વાત જાણી માહરો સસરો, આવ્યો પરીક્ષા લેવા; નગ્ર બાર તે ઉતર્યોછે, આંવ્યો તો નોતરૂં દેવા ॥૫॥ જાઉ જમવા તો જોઇ લે મુને, પછી કરે કાળો કહેર; મુજ તાતને ને તુજને પણ,મારીનાંખશે ઠેર ॥૬॥ વળી બધું નગ્ર લુંટી લેશે, ઉજડ કરશે દેશ; કહો 'હવે તેનું કેમ કરૂં મા, થવાનો મોટો કલેશ ॥૭॥ કહોતો હું દેહ ત્યાગજ કરૂં, પછી શું લેશે પરીક્ષા, નીશ્ચે થયા વીના સસરો મ્હારો, કોને નહી કરે શીક્ષા ॥૮॥ માત કહે એ વીચાર સારો, મરણ કરો કુંમાર; સીખંડી કહે ધન્ય જનેતા,તુજ જીવવું ધીકાર ॥૯॥ અનેક જીવની ઉપાધી ટાળવા, હું કરવાનો એમ, એવું કહીને નીકળ્યો તે, અશ્વે બેઠો ધરી પ્રેમ ॥૧૦॥ અઘોરુ વનવાં આપચાલ્યો, સપ્ત ગાઉ સંચરીયો; ત્યાં એક મોહોટો કુઓ દીઠો, અશ્વથકી ઉતરીઓ ॥૧૧॥ અશ્વને બાંધ્યો વૃક્ષને ડાળે, મન થકી ધાર્યું મરણ; કુવા ઉપર આવીને બેઠો લબડાવી બે ચરણ ॥૧૨॥ ચોધાર આંસુ રડવા લાગ્યો, કરે કલેશી શબ્દ મીઠો, તે સામો ગફામાં જક્ષ શીવનો, તેણે કુંઅરને દીઠો ॥૧૩॥ જાણ્યું કે કોઈ પડે છે કુઆમાં; કુઓ ઘોઝારો થાશે; એમ જાણીને આવીઓએ, સીખંડીનીજ પાશે ॥૧૪॥ કહે ભાઈ તુ કેમ મરે છે; કુપ મ્હારો રદ થાય; સીખંડી કહે કીમત આપું, પણ પડીશ હું માંય ॥૧૫॥ જક્ષ કહે શા દુખે પડે છે જાણવા ઉલટ જાગે, સીખંડી કહે વાત કહેવામાં કોઇ ના કષ્ટી ભાગે ॥૧૬॥ વાત કર્યામાં થાય વગોણુ, તેથી દુખ ન રડીએ; દુખ રડે દુખ કોઈ ન ભાગે, મીથ્યા ચાકજ ચડીએ ॥૧૭॥ અંગળ જક્ષ કહે સુણ ભાઇ, ન કર આંસુંપાત; માણસ સપુત જોઇએ તો, સુખે ત્યાંકરવીવાત ॥૧૮॥ તેનાથી કહી દુખ ન ભાગે તો કાક રસ્તો બતાવે પણ વારતા કર્યા વિના તો, નિવેડો કયાંથી આવે. ॥ ૧૯ ॥ માટે મુને કર વાર્તા તું, મુજથી ભાગશે દુખ; એવાં વચન સાંભળીને, સીખંડી બોલ્યો મુખ ॥૨૦॥ ઓ ભાઈ હું છું પ્રેમદા મુને, પુત્ર ઠરાવ્યો માત; તાત ન જાણે તેણે તો મુજને, પરણાવ્યો પ્રેમદા સાથ, ॥ ૨૧ ॥ હવે તે પ્રેમદા ઘેર આવી, તેણે જાણી મમ રીત; સસરો મારો પરીક્ષા લેવા, આવ્યો ધારી વીપરીત ॥ ૨૨ ॥ જો મુજને એ અબળા જાણે, તો તે કરે ઉતપાત; પ્રજાને મારે માતને મારે, મારી નાંખે મમ તાત ॥ ૨૩ ॥ મુજ માટે થાય નાશ ઘણાનો, તે કરતાં મરૂં એક; જક્ષે જાણ્યું કે છે આ ડાહ્યો; માટે ધાર્યો વીવેક ॥૨૪॥ એમ જાણી અંગળ બોલ્યો, હું કષ્ટ તારૂં કાપું; છ માસે મુજને દેજાય પાછું તો, પુરૂષાતણ મારૂં આપું,

॥૨૫॥ સીખંડી કહે દઈ દઉ પાછું, સુર્યદેવની સાખ; વચન ચુકુ તો નર્ક ભોગવું, મુજ જનમ સતલાખ ॥૨૬॥ એવા નીરમળ વચન સુણી, ઉઠાડયો ગ્રહી હાથ; અંગળ જક્ષે શીખંડીને; ચાપ્યો રૂદીઆ સાથ ॥૨૭॥ કહ્યું શંભુ હું શેવક તારો, મમ વેણ સફળ થાજો; સ્ત્રી પણું એનું આવજો મુને, પુર્શ પણું એને જાજો ॥ ૨૮ ॥ અંતઃકરણનો દીધો આશીરવાદ, તરત ટળીયો કલેશ; અંગળ જક્ષ તે નારી થયો, સીખંડી નર વેશ ॥ ૨૯ ॥ અંગળ જક્ષે કહ્યું જા ભાઈ, તવ બેઠો તોખાર; કમળસેન્યના તંબુમાં રસોઈ, થયે થઈ બહુ વાર ॥૩૦॥ બે વાર સેવક તેડવા મોકલ્યા, શીખંડી નહી કો ઠામ; એટલે રાજા પંડે આવ્યો ધ્રુપતરાયને ધામ ॥૩૧॥ કયાં છે તમારો દીકરો, અમે કયાં લગી રહીએ બેશી; હું જાણું છું તમે સુત સંતાડયો, શું ગયો પ્રથવીમાં પેસી ॥૩૨॥ સાંભળી ગભરાયો ધ્રુપતરાજા, કયાં ગયો હશે એ તન, એટલામાં ત્યાં આવ્યો સીખંડી, તાત તણે ભોવન ॥૩૩॥ કમળ સેન્યે કહ્યું કયાં ગયાતા, કેમ કરો બહુ વાર; સીખંડી કહે બંધન તારે, અમે નથી લગાર ॥૩૪॥ જાઓ જમવા નથી આવતા, એમ કર્યો બહુ શોર, સસરાએ જાણ્યું ઢીલો હતો પણ કેમ આવ્યું આ જોર ॥૩૫॥ કહ્યું કે ક્ષમા કરીને પધારો, અમારે જાવું છે ઘેર; સીખંડી તવ મીત્રોને લઇને, જમવા ચાલ્યો ભલી પેર ॥ ૩૬ ॥ રાજાને તંબુએ આવીયો એ, ધ્રુપતનો સંતાન; કમળસેન્ય કહે હવે ઉઠો, લ્યો જળને કરો સ્નાન ॥૩૭॥ પલાળવા જીણુ વસ્ત્ર દીધું; પેહેર્યું સીખંડીએ સાર, રાજાને પ્રધાન ચરચા જોવા, બેઠા રહી હોશીઆર ॥૩૮॥ સીખંડીએ સ્નાન કીધું કરી પરીક્ષા પ્રધાન દીકરી ભુલી કાગળ લખતાં, પુરૂશ ધ્રુપદ સંતાન ॥૩૯॥ ભોજન કરાવ્યાં ભાવતાંને, કર્યા જમાત્ર વીદાય; રાત્રી પડી તવ શીખંડી સુવા, ગયો પોતે મેહેલમાંય ॥૪૦॥ ત્યાં જઇ મળ્યો કમળીતાને, સુંદરીએ કરી સેવા; સત્ય કહો સ્વામી નર થયા કયાંથી, કાલ હતા મુજ જેવા॥૪૧॥ સીખંડી કહે જારે રંડા, તું તો વીશયભરી નારી; નર ન થયો હોત તો તાત તારો, નાંખત સરવને મારી ॥૪૨॥અનેક જીવની થાત ઉપાદી, મરવા ગયો હું વન, છ માસ સુધી લાવ્યો પુરૂષાતણ, દેઇને સત્ય વચન ॥૪૩॥ તવ નારી કહે કંથ મારા, ન જોઇએ સુખ લ્હાવો; તમ સેવાને પ્રભુ શેવા કરૂ, પુરૂષાતણ આપી આવો ॥૪૪॥ સીખંડી કહે છ માસે વાયદો પુરણ થશે નાર; તે વારે જઇને આપી આવું,ત્યાં સુધી નર અવતાર ॥ ૪૫ ॥ એમ કહીને રહ્યા રાત્રીએ, એવે પ્રભાત થાય; કમળ

રાજાએ કુંવરી તેડાવી, ભાગાળે તંબુ માંય ॥ ૪૬ ॥ ગઈ કમળી તો તંબુ વિશે પ્રધાને બોલાવી પાસ; કહો બેટી કેમ પત્ર લખ્યો તો, અમે થયા ઉદાસ ॥૪૭॥ કમળીતા કેહે શું પુછો કાકા, લખ્યો હશે મુખકથી, પણ તે પત્ર નહી હોય સાચો, શું લખ્યું તે શુદ્ધ નથી ॥૪૮॥ તરત પરધાન મનમાં સમજ્યો. દીકરી કાંઈ દુખે દુલી; લખતાં લખ્યો પણ નોહ્ય વાત સાચી; કાંતો જાણી જોઈ ભુલી ॥૪૯॥ પછી પુત્રીને વિદાય કીધી, રાજા પ્રધાન ગયા દેશ, શિવનું વચન સત્ય થવાને, કેવો ઉપજ્યો કળેશ ॥૫૦॥ વળણ ॥ શીવ વચન સત્યજ થવા. મરવા ગંગાતન, અંગળ જક્ષને શું થયું. વલ્લભ વદે વચન.

## કડવું ૩૬ રાગ દોહરા.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું કહું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ વરદાન આપી રહ્યો અંગળ જક્ષ, પરણકુટીકા માય; એવામાં એક જક્ષજ આવ્યો, પરોણાગતે વસ્યો ત્યાય ॥૨॥ એમ કરતાં એ બંને જણને, ભાગી ગયો મન ભેદ; એક એકને બહુ સ્નેહ વાધ્યો, મરિયાદા થઈ છેદ ॥ ૩ ॥ એવે બેઉએ માંડયો ગ્રસ્થાશ્રમ, લીધું શુભ સુખ નેટ; કરમ દશાએ અંગળજક્ષને ગર્ભ રહ્યો ત્યા પેટ ॥ ૪ ॥ એવે આવેલો જક્ષ હતો તે. થઈ ગયો વીદાય; એકલો અંગળ રહયો એના. ગર્ભને ખટ માસ થાય ॥ ૫ ॥ એટલે બીજા જક્ષોએ જાણ્યું, જઇ કહી શીવજીને વાત; ઓમાહારાજા અંગળજક્ષે, એક કર્યો ઉતપાત ॥૬॥ એણે કોઇને વરદાન આપી, પુરષાતણ દેઇ દીધુ; સામાનું જે સ્રીપણું તે, પોતે માગીને લીધું ॥ ૭ ॥ તેથી તેને મળ્યો કોઇ જક્ષ બીજો, લીધો લ્હાવો સુખરેટ; ગ્રહસ્થાશ્રમ બેઉ માંડવાથી, ગર્ભ રહયો છે પેટ ॥ ૮ ॥ હવે હેવા લોકો વરદાન દેશે, માગી લેશે સહુ સ્રષ્ટી; પછી તમારૂં તપ કરીને, શું કામ ભોગવે કષ્ટી ॥૯॥ એવું સાંભળી શીવજી બોલ્યા, દશબાર શેવક જાવો; અંગળજક્ષને આ સ્થળે જઇને, હાલ હાંઈ તેડી લાવો ॥૧૦॥ એટલે દસબાર જક્ષો આવ્યા, અંગળ સ્થળ તતક્ષેવ, પોકાર કીધા દ્વાર તું ઉઘેડ, તને તેડે માહાદેવ ॥૧૧॥ અંગળ કહે નથી ઉઠાતું, મારા ભવિષના ભોગ; જાવો જઇને શીવને કહેજો, થયો જલંદર રોગ ॥ ૧૨ ॥ જક્ષો કહે જોવા દે અમને, ઉઘેડ તારાં દ્વાર; અંગળ કહે નહી ઉઘેડું, સુણી સૌ કોપ્યા અ-

પાર ॥૧૩॥ ઝુપડીનાં દ્વાર ઉતારી નાંખ્યાં, ખેંચી ઉભો કર્યો મથી; અં-
ગળ કહે ગમે તે કરો પણ, ત્યાં આવવાનો નથી ॥૧૪॥ એટલે જક્ષો-
એ ઉચકીને ત્યાં, અંગળ જક્ષને લીધો, સીવ પારવતી બેઠાં છે ત્યાં,
લાવીને મુકી દીધો ॥૧૫॥ મહાદેવ જોઈને હસવા લાગ્યા, ઠીક કર્યું પુ-
ન્ય કામ; જા તને વરદાન હું દેઉ છું, સદા રો આમને આમ ॥ ૧૬ ॥
તવ અંગળે કપાળ કુટયું, હું કરવા ગયો ધર્મ; ધર્મ કરતાં ધાંડ આવી,
ધર્મમાં નડીયું કર્મ ॥૧૭॥ રડતો રડતો વીશ્રામ આવ્યો, અતી થયો
ઉદાસ; એવે શીખંડીને વરદાન આપ્યે, પુર્ણ થયા ખટ માસ ॥ ૧૮ ॥
એટલે શીખંડી અસ્વે બીરાજ્યો, ગયો અંગળને ઠામ, લેરે ભાઇ પુર
શાતણ તારૂં, સાર્યું તેં મારૂં કામ ॥ ૧૯ ॥ અંગળ કહે એ તારા કરમ
નું, મને થયો શીવ શ્રાપ; તેં તો પુરવે પુન્ય કરેલાં, મેં તો કરેલાં
પાપ ॥૨૦॥ જારે ભાઈ તું ઘેર તારે, એટલે શીખંડી ઉઠયો; જો ભા-
ઈ હવે હું જાઉ છું ને, સમ સોગનથી છુટયો; ॥૨૧॥ એમ કહીને અશ્વે
જ બેઠો, આવ્યો પોતાને ઘેર; સદા,નર રૂપ રહેવાનુ થયું, કહી નારી
ને પેર ॥ ૨૨ ॥ અતી આનંદ પામ્યા નરનારી, રીઝ્યા શ્રી ભોળા-
નાથ; ગંગા નંદન ગાંગેવજી તે, મરશે શીખંડી હાથ ॥ ૨૩ ॥
એ કથા રહી એટલે તું સાંભળ પરીક્ષત તંન; અંબે અંબીકાનાં લગ્ન
કર્યા છે, વિચીત્ર સંગ પાવન ॥૨૪॥ વિચીત્ર વીર્ય પરણ્યા પછી આવી
મળ્યો પાપ યોગ; પુરવના પાપથી ઉતપન થયો, માહાભારે ક્ષય રોગ
॥૨૫॥ ઉઠાય બેસાય ખવાય નહી તે સર્વ કરે સંતાપ; મછગંધાને ગાંગેવ
જી ને, નિત્ય કરે અદાપ ॥ ૨૬ ॥ મછગંધા તો એમ વિચારે ક્ષય રોગે
તો મરી જાશે; બે કન્યાયો અપાયમાં નાંખી, વંશ વૃદ્ધી કેમ થાશે ॥૨૭॥
એવામાં વાત યાદ આવી મુજ સુત વેદમ વ્યાસ, જનમી ગયા ત્યારે કહે
તા ગયા છે, તમ દુખ કરીશ નાશ ॥ ૨૮ ॥ એમ જાણી કીધું આરાધ
ન, વ્યાસજી આવ્યા સાર; કહો માત મને કેમ સંભાર્યો, કહે મચ્છગંધા
નાર ॥૨૯॥ અરે દીકરા દુખ ભાગો, પાળો વદેલું વેણ; વ્યાસજી કહેશું
દુખ માતા, સત્ય કહો મને કેહેણ ॥૩૦॥ મછગંધા કહે આ વીર તારો
એને થયો રોગ ધાડો; ક્ષય થયો છે, તેથી વંશ જાશે, માટે એ દુખ મટાડો
॥૩૧॥ વ્યાસજી કહે માવડી મારી, ચાલ્ય તેટલું મરો મથી; એના પુરવ
ના પાપનો રોગ છે. તે મટવાનો નથી. ॥ ૩૨ ॥ મછગંધા કહે દુખ મટે
નહી, તો તમે શું બોલ્યું પાળ્યું; હાંઈ આવીને નહી મટે કહી, ઉલટું
કાળજું બાળ્યું ॥૩૩॥ વંશની વૃદ્ધિ થાય નહી ને, ભાગી પડે ઘરસુત્ર;

વ્યાસજી કહે ઇચ્છા હોય તો, નેત્રથી આપું પુત્ર ॥ ૩૪ ॥ વીચીત્ર વિર્યની જેટલી નારી, તેટલી કરે સ્નાન; એકાન્ત સ્થળ મને બેસવા આપો, ત્યાં આવે નગ્ન નિદાન ॥૩૫॥ મમ સ્થળ બેસવા ગાયને ગોબરે, લીંપી કુંભ ત્યાં થાપો; ત્રણસેને સાઠ ગ્રતના દીપક, પ્રગટ કરીને આપો ॥૩૬॥ ત્યાં બેસું આરાધન કરવા, વરંશન આપવું ફાવે; એકે એકે સ્નાન કરીને, મારી પાસે આવે ॥૩૭॥ એટલે હું નેનગર્ભ આપીશ, દુખના દીવસ જાશે; વરદાન પામશે પુત્ર મળશે, વંશની વૃધી થાશે ॥ ૩૮ ॥ તવ મછગંધા થઇ ઘણી ખુશી, એકાન્ત સ્થળ લીંપી આપ્યું ગ્રત દીપક પુજાપો મુકયો, ત્યાં વ્યાસે આસન સ્થાપ્યું. ॥ ૩૯॥ પ્રથમ અંબેયે સ્નાન કીધું, પાસે નહિ સુત્રધાર; નગ્નસ્વરૂપ વ્યાસજી પાસે, જાતા કર્યો વિચાર ॥ ૪૦॥ વળણ ॥ પરનર પાસે પરવરૂ, વસ્ત્ર વિના હું કેમ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે વામાને પડયો વ્હેમ.

---

## કડવું ૧૭ રાગ મારૂની દેશી.

વૈશમપાયે બોલીયા તું સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું આદ્યપરવ મહીમાય ॥ ૧ ॥ અંબે તો શરમાઈ ઘણેરૂ, નગ્ન કેમ જવાય; ગયા વિના તો કાજ ન થાએ, કાહ્યા થઇ કોસ ખવાય ॥૨॥ એ એમ જાણી નગન ચાલી, ડોકી રાખીને નીચી; સરમ સહુને બે ચક્ષુની, લોચન દીધાં મીચી ॥ ૩ ॥ નેત્ર મીચી વ્યાસજી પાસે, સનમુખ આવી ઉભી, વેદમ વ્યાસે નખ શીખ સુધી, નીરખી એની ખુબી ॥૪॥ નીરખીને નેનગર્ભ આપ્યો, જાબાઇ દુખડું જાશે; પણ નેત્ર મીચીને આવિ માટે અંધ દીકરો થાશે ॥૫॥ અંબે કહે લ્યો નેત્ર ઉઘાડું, તવ વ્યાસજી એ કહ્યું, હવે મીથ્યા મારે ફાંફા, થનાર હતું તે થયું ॥ ૬ ॥ તવ અંબા એ વસ્ત્રો પહેર્યા, સાસુની પાસે આવી; ઓ સાસુજી ક્ષમા કરો હું, અંધ દીકરો લાવી ॥ ૭॥ સાસુએ લેલાટ હાથ મુકયો, અંબીકાને કહ્યું જાવો, આતો લાવી આંધળો પણ, તમે સારો લઇ આવો॥૮॥ તવ અંબીકાએ સ્નાન કીધુ, ડહાપણ ડોળ્યું ભોળી; સુત સારો લાવવાને અંગે ચંદન લીધું ચોળી ॥૯॥ વ્યાસ પાસે જઇને ઉભી, વ્યાસે કહ્યું દુખ જાશે; પણ ચંદન ચોળીને આવી તે, પીન્ડરોગીયો થાશે ॥૧૦॥ અંબીકા કહે લ્યો ધોઈ નાખુ, વ્યાસજીએ તવ કહ્યું; હવે મીથ્યા મારે ફાંફા, થનારૂં તે થઇ ગયું ॥૧૧॥ તવ અંબીકાએ વસ્ત્ર પહેર્યા, સાસુની પાસે

આવી; ઓરે સાસુજી ઓરે સાસુજી, હું પીન્ડ. રોગીયો લાવી ॥ ૧૨ ॥ મછગંધા કહે ભવિશ મ્હારૂં, બેઉ રૂડા લાવી તંનં, વીચીત્ર વીર્યની રાખ્ય દાશી, તે પ્રત્યે વદી વચન ॥૧૩॥ જારે બાઈ તું રાખ્ય દાશી છે વીદુરા તારૂ નામ; લૈ આવો પુત્ર વ્યાસજી પાસે, પ્રભુ રાખે કાઈ નામ ॥ ૧૪ ॥ તવ વીદુરા સ્નાનં કરીને, કરવા લાગી ખુબી; જાણ્યું સારો સુત મળે માટે, ભજન કરતી ઉભી ॥૧૫॥ વ્યાસજીએ નખ શીખ લગી નીરખી, જા બાઈ દુખ તારૂં જાશે; ભજન કરી આવી માટે ભક્ત દીકરો થાશે ॥૧૬॥ વીદુરા વસ્ત્ર પહેરીને ચાલી સાસુજી :પાસે આવી; સુણો સાસુજી સુણો સાસુજી ભક્ત દીકરો લાવી ॥ ૧૭ ॥ મછગંધા કહે શું સારો લાવી, હવે મારૂં ઘર બેઠું; જગતતણી કહેવત છે ઘર, વંઠયુ ભગતડું પેઠું ॥૧૮॥ એટલામાં વેદમ વ્યાસ આવ્યા, મછગંધાની પાસ કેમ માતા સુખી થઇ સાતા, તવ બોલીથૈ ઉદાસ ॥૧૯॥ એકને આપ્યું આંધળુ ને, બીજીને આપ્યું રોગી ત્રીજીને આપ્યું ભગતડું મ્હારૂં, કોણ રાજ્યનું ભોગી ॥૨૦॥ રોગીયું તે રોગમાં મરવાનું, ભગતડું ભગતાઇ કરશે; ત્રીજું પીટયું આંધળું ભીંતે, ભીંતે ભચકાઇ મરશે ॥૨૧॥ એવા દીકરા દીધા મુને, કેમ ચાલે ઘરબાર, વ્સાસજી કહે માતા મ્હારી કલેશ ન કરો લગાર ॥૨૨॥ મોહોટો નંદન અંધ થશે તે, ચલાવશે ઘર સુત્ર; દત્રાષ્ઠર નામ પાડજો એનું, તેને થાશે સો પુત્ર ॥૨૩॥ પંડે રોગીયો પુત્ર તમારો વશ કરશે ગામો ગામ; પાંચ પુત્રનો પીતા થાશે, પાન્ડુરાજા એનું નામ ॥૨૪॥ ત્રીજો તમારો ભક્ત દીકરો, ઇશ્વર સેવા ડરશે, એની ભક્તિથી માતા તમારી સાતે પેડી તરશે ॥ ૨૫ ॥ એને પેટ નહી થાય પ્રજા, ધરજો વિદુરજી નામ; એવાં વચન સાંભળીને, પ્રસન્ન થયા તમામ ॥૨૬॥ ધન મહારાજા દુખ ફેડયું, તવ થયા વીદાય; વ્યાસને વચને ગર્ભવંતી, થઇ ત્રણે કન્યાય ॥ ૨૭ ॥ દશે માસે પુત્ર પ્રગટીયા, પરભવનો સંબંધ; અંબે નારીને ઉપજ્યો તે બેઉ નત્રથી અંધ ॥ ૨૮ ॥ દત્રાષ્ઠર નામ તેનું પાડયું, અંબીકાને બીજો થાયે; પીંડ રોગીયો પણ પ્રાક્રમી, નામ ધર્યું પાંડુ રાય ॥૨૯॥ પછી થયો વિદુરા દાશીને,'વીદુરજી ધર્યું નામ; ત્રણે પુત્રો પ્રગટ થયા, હરખ્યું આખું ગામ ॥ ૩૦ ॥ ભીષ્મ પિતા અતિ આનંદ પામ્યા, ઘણાં કર્યાં પુન્ય દાન; દીવસે દીવસે થાય છે મ્હોટા, વીચીત્રના સંતાન ॥૩૧॥ પાંચ પાંચ વરસના થયા પુત્રો, કરે વીદ્યાભ્યાસ; તે સમે વીચીત્ર વીર્યનો, દેહ થયો ત્યાં નાસ ॥ ૩૨ ॥ પછી પાછા ભીષ્મ પીતાએ, ચલાવવા માંડયું રાજ, અંધને અભ્યાસ

મોઢે કરાવે, રાજ્યનીતિનું કાજ ॥૩૩॥ પાન્ડુ રાજાને બાણવીદ્યા,ભણાવે ભીસ્મ પીતાય; વીદુરજી વીદ્યા ભણે નહી, ગોવીંદના ગુણ ગાય ॥૩૪॥ એવે થયા અગીયાર વરસના, ઉપવીત દીધાં ત્યાય; રાજ્યાસન અંધને બેસાડયો, જેષ્ટ શોભે જ્યાંય ॥૩૫॥ પછી ચલાવે રાજ્ય રૂડી પેર; પણ કન્યા ન દે કોય; પ્રથમ મોહોટો પરણાવો જોઇએ, વીવાહ તેનો કયાં હોય ॥૩૬॥ ગાંધાર દેશનો ગાંધાર રાજા, તેને છે ત્રણ નાર; પણ પેટ કાંઇ ફરજન નથી; તેથી ઉદાશ અપાર ॥૩૭॥ વળણ પેટ પ્રજા તેને નહી, તેથી ગભરાય મન; વલ્લભ કહે એ રાજીઓ ચાલ્યો તપ કરવાવન.

## કડવું ૧૮ મું રાગ સોરઠની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાયું, આદ્યપરવ મહીમાય ॥૧॥ ગાન્ધાર રાજા તપ કરવાને નીકળી ચાલ્યો વન; આઘે જાતાં એક શીવાલય દીઠું,ત્યાં બેઠો રાજન॥૨॥ જપજપતો તપતપતો, ધરતો શીવનું ધ્યાન; શ્રાવણ માસેને સોમવારે, શીવ રીજ્યા ગાધાન ॥૩॥ ગાન્ધારને શીર કર મુકયો આવી, કષ્ટી હું તારી કાપું; માગ્ય માયરે પ્રસનછું હું, જે માગે તે આપું ॥૪॥ ગાન્ધાર કહે એરે મહારાજા, આપો મને એક તન; શીવ કહે જા પુત્ર થાશે, છે માહારૂં વચન ॥ ૫ ॥ શ્રાવણ માસે ને સોમવારે, પુર્ણ કર્યું મન કામ; માટે તારા પુત્રનું ધરજે, શ અક્ષર પર નામ ॥૬॥ ગાંધાર કહે શકુની એવું, પાડીશ પુત્રનું નામ; એમ કહીને ઘેર ચાલ્યો, શું બન્યું તે ઠામ. ॥૭॥ મહાદેવજીનો નંદીઓ તેણે, મન કર્યો વીચાર; મુને પારવતી કુંવારો કુંવારો, કહેછે હરનીશ સાર॥૮॥ તે માટે મ્હારૂં મેહેણુંટાળું જાણી ગાધાર કને જાય; લે ગાંધાર જો જોઇતી હોય તો, હું આપુ કન્યાય ॥૯॥ગાંન્ધાર કહે ધન્યભાગ્ય મારૂં, દઇને દુધ બે મળે; નંદી કહે કહ્યુ તેમ કરે તો, ભાગ્ય મારૂં ભળે ॥૧૦॥ પાંચ વરસની થાય પુત્રી, પરણાવવી મુંજ સંગ; એવું કબુલ કરેતો વરદાન, આપુ ધરી ઉમંગ॥૧૧॥ ગાંન્ધાર રાજાએ મન વીચાર્યું હાલ જાવું હા પાડી; નંદી પરણાવા આવશે તવ; મારીને મુકીશ કહાડી ॥૧૨॥ એમ વીચારી કબુલ કીધું, નંદી કહે દુખ જાજો; શીવ સવારી કરે મુજ પર તે, પુન્યે પુત્રી તુને થાજો ॥૧૩॥ બે વરદાન લેઈ રાજા ચાલ્યો; ગયો પોતાને ઘેર; બે પ્રેમ દાને ગર્ભ રહ્યા, પુર્ણ પ્રભુની મેહેર ॥૧૪॥ દશ માસે બે બાળક થયાં,

એક તનયા એક તન; આનંદ ઓચ્છવ થયો ગણેરો, રાય તણે ભોવન ॥૧૫॥ બંને બાળક ઉછરે છે, દીનદીન દેહેજ દાખે વરદાન આપી નંદી ગયેલો, તે દીવસ ગણી રાખે ॥૧૬॥ એવે કન્યા પાંચ વરસની થઇ બરોબર જ્યારે; પારવતીની પ્રત્યે નંદીયો, હશીને બોલ્યો ત્યારે ॥૧૭॥ ઓરે મારી પારવતી માતા, હવે મહેણું નવ ખાવું; આજ મુજને શણગારો તો, પરણવાને જાવું ॥૧૮॥ પારવતી કહે ભલે ભલે ભાઇ, વારણાં તારાં લેવું, પણ પરણ્યા વીના પાછો આવે તો; પેસવા નહી દેવું ॥૧૯॥ એમ કહીને શીંગ રંગ્યાં, રંગ્યું પુછ સુવર્ણ; લેલાટ કીધો ચાંદલોને, ઝાંઝર પહેરાવ્યાં ચર્ણ ॥૨૦॥ પછી નંદીયો ત્યાંથી નીકળીયો, આવ્યો એ ગાન્ધાર દેશ; રાજ્ય સભામાં બેઠો છે જ્યા, ગાંન્ધાર રાય નરેશ ॥૨૧॥ ત્યાં આવીને બોલ્યો સભામાં, ગાંન્ધાર રાજા લાવો; વાયદા પ્રમાણે આવ્યોછું, હવે મુને પરણાવો ॥૨૨॥ ગાંન્ધાર કહે ગાય પરણાવું, નંદી બોલ્યો ખુંખારી; વરદાન દઇ દીકરી તને આપી પરણ્યા તે ગાન્ધારી ॥૨૩॥ તવ ગાંન્ધાર રાય કળકળીઓને, બોલ્યો ઘણો ક્રોધ ભેર, શું જુઓછો શેવક માહરા, નંદીને મારો ઠેર ॥ ૨૪ ॥ શેવક ઉઠયા મારવા ટુટયા પ્રહાર કર્યો મારો માઠો ઉંચું પુછડું લઇને નંદી બરાડા પાડતો નાઠો ॥ ૨૫ ॥ છાનોમાનો જઇ શીવને મળીયો, માહારાજ જુઠી આ શ્રષ્ટી; ગાન્ધારને મેં દીકરી આપી, ભાંગી એની કષ્ટી ॥૨૬॥ મુજ સંગ પરણાવવાનું કહ્યું, માટે આપ્યું વરદાન, ગયો પરણવા ત્યારે મુને, મારી કર્યો હેરાન ॥૨૭॥ પરણ્યા વિના હું ઘરમા આવું તો; પાર્વતી મા મુકે કહાડી; તમે ભોળાનું વાહન ભોળું, દુનીયાં થઇ અનાડી ॥૨૮॥ તવ મહાદેવે ભસ્મજ ચોળી, જા તુજને નહીં વાગે; કદાપી કાંઇ વાગે તોપણ, જા તુજને નહી લાગે ॥૨૯॥ સાંભળી નંદીયો સુરે ભરાયો, ગયો ગાન્ધારને ઘેર, લાવ્ય અલ્યા તાહરીદીકરી તું નહી તો થાશે કેહેર॥૩૦॥ સાંભળી ગાંન્ધર કળકળીયોને સેવકે દીધો માર,ડાંગ લાકડીયોથી કુટયો પણ, વાગ્યું નહી લગાર ॥ ૩૧ ॥ પછી નંદીએ શીંગડાં ઘાલ્યા નગ્રની ભોમીમાય;બળ થકી પ્રથવી ઉંચી કરી, નગ્ર ધ્રુજ્યું તવ ત્યાંય ॥૩૨॥ ગાંન્ધરે જાણ્યું ,ગજબ થાશે, નગરી ઉંધી કરી દેશે; એમ જાણીને ગાંન્ધાર બોલ્યો, આવીને કંગાલ વેશે ॥૩૩॥ ઓ નંદીયાજી ક્ષમા કરોને, કરશો નહી હેરાન; કોઇ ન જાણે આવો ઘરમાં, દેઉં હું કન્યાદાન ॥ ૩૪ ॥ નંદી કહે હું એમ ન પરણું, ચોરી બાંધો ઘરબહાર; બ્રાહ્મણ આવે ને પરણાવે, ગાય ગીતાં સૌનાં

૨ ॥૩૫॥ ગાંધાર કહે નેમ કરૂં છું, હવે કરો ક્ષમાય; તવ નંદીયે શીંગડાં કાહાઢયાં, મંડપ રચાવ્યો રાય ॥૩૬॥ લોટા મુંકીને ચોરી બાંધી, વીપ્ર બોલાવ્યો શાર; પરાણે પુત્રી પરણાવા માંડી, નંદી બોલ્યો તે વાર ॥૩૭॥ પુરણ પરણત નથી પરણવું, નહીં મારે કન્યાનું કામ, આતો કુંવારા મેણું ટાળું છું, પરણ્યો એવું એક નામ ॥ ૩૮ ॥ તવ ગોરે ત્યાં મીંઢળ બાંધ્યું; નદીને ચરણે સાર; લેલાટ કીધો કંકુનો ચાંલ્લો, કીધો લગ્ન આચાર ॥૩૯॥ નંદી કહે નથી પરણવું, એમ કહી થયો વિદાય, કહે વાયુ દુનિયામાં નંદી પરણ્યો, ગાંન્ધારની તનીઆય ॥૪૦॥ ગાંન્ધારે પ્રધાનને કહ્યું, આ વાત જાહેર હોય, તોપછી આપની દીકરીને, પરણશે નહી કોય ॥૪૧॥ માટે તમે સંચરો વહેલા, ગમે તે ક્ષત્રી લાવો; વાત ઝાહેર પડતાં પહેલાં, લાવીને પરણાવો ॥ ૪૨ ॥ એટલે પ્રધાન વર શોધવાને નીકળ્યો તેણી વાર; જ્યાં જઇને પુછે ત્યાં સઘળે; ગયેલા સમાચાર ॥૪૩॥ તેને તે રાજા એમ બોલે, આખલાની કન્યાય; તે વશ કન્યા અમારાથી કદી નંવ્ય વરાય ॥૪૪॥ પ્રધાન સઘળેથી વળ્યો પાછો, ગાંન્ધાર પાસે જાય; સઘળે વારતા ગઈ ફેલાઈ, કો નથી કહેતું હાય ॥૪૫॥ ગાંન્ધાર કહે પ્રધાન મ્હારા, વાત થઇ બન્યુ તેમ; દીકરો કુંવારો રાખી એ પણ કન્યા રખાય કેમ ॥ ૪૬ ॥ પ્રધાન કહે વર બતાવું, પણ તમને લાગે દુખ; માટે મનમાં સમજી રહ્યો છું, કેહેવાતું નથી મુખ ॥ ૪૭॥ રાજા કહે એમાં દુખ શાનું, નહી ધરૂં મન ક્લેશ, પ્રધાન કહે હસ્તીનાપુર નાત બહારીયાનો દેશ ॥૪૮॥ તેનો તન અંધ ગાદીપતી છે, કન્યા નથી કો દેનાર; તેમ આપણી ગાંન્ધારીને, કોઇ નથી લેનાર ॥ ૪૯ ॥ કોહોતો જુગ્તે જોડું મેળવીએ, તવ બોલ્યા રાજન; સુખે જઈ વીવાહ કરી આવો સત્ય છે તુજ વચન ॥૫૦॥ વળણ ॥ સત્ય વચન છે તુજ તણું, દેશું કન્યાદાન; વલ્લભ કહે ત્યાં મોકલ્યો, રાજાએ પ્રધાન.



## કડવું ૧૯ રાગ ચોપાઇ.

ચાલ્યો પ્રધાન હસ્તીનાપુર, વીવા કરવા ઉલટ અતી ઉર; આવ્યો નગ્રમાં પ્રેમથી પળીયો, જઇ ભીસ્મ પીતાને મળીયો ॥૧॥ ભીસ્મે પુછી ત્યાં કુશળક્ષેમ, પછી કહ્યું પધાર્યા કેમ; કહે પ્રધાન સુણો પેર, વીવા કરવા આવ્યો તમ ઘેર ॥ ૨ ॥ રાજા ગાંન્ધારની ગાંન્ધારી, તેવી તે છે કન્યા કુઆરી; તમ તન અંધ છે તેની સાથે, કન્યાદાન દીજે અમ હાથે

॥૩॥ સુણી ભીસ્મ કહે સુણો વાત, એતો પરણી નંદીયા સાથ; વરી કન્યા તે કેમ લેવાય, લેતાં અતીશે અધર્મ થાય ॥ ૪ ॥ નાત બહાર અમો સરવથી, પણ જાત બહાર ગયા નથી; કહે ગાંન્ધારનો પ્રધાન, સુણો ગંગા તણા સંતાન ॥૫॥ કન્યાનું કુળ જોઈ થાઓ મગ્ન, નથીથએલું આખું લગ્ન; અડધા લગ્નની કન્યા લેવાય, પુછો વિપ્રને સૌ સંદેહજાય; ॥૬॥ નથી એ કન્યા કોઇ લેનાર, તો આ વરને કોણ દેનાર; નાત બહાર વળી આંખે અંધ, માટે સમજી કરોને સંબંધ ॥૭॥ તવ ભીસ્મે ત્યાં વેળા વીચારી, તેડયા વીપ્રો મ્હોટા આચારી; તેમને પુછયું પડીને પાય, કહો આ કન્યા કેમ લેવાય ॥૮॥ બોલ્યા બ્રાહ્મણો બાધજ નાવે, જો એ કન્યા જાત્રા કરી આવે; સંગે જાય કન્યાદાન દેનાર, પછી બાધ રહે ન લગાર ॥૯॥ સુણી ભીસ્મ કહે એ પ્રધાન, કરાવો જાત્રા તીરથ સ્નાન; પીતા પુત્રી બંને જણ જાય, પછી અમારે લેવી કન્યાય ॥૧૦॥ તવ પ્રધાને શ્રીફળ દીધું, ભીસ્મજીએ કબુલ કરી લીધું, ગયો પ્રધાન ગાંન્ધાર દેશ, કીધો ગાંન્ધાર ગ્રહ પ્રવેશ ॥૧૧॥ કહી વીવાતણી બધી પેર કીધો નાત બારીઆને ઘેર; તે પણ પ્રથમ કહેતો તો નાય, દોશ મુકી આવો તો એની હાય ॥૧૨॥ માટે પીતા પુત્રી ત્યાર થાવો, અડસઠતીરથ યાત્રાએ જાવો; તવ ગાંન્ધારને ગાંન્ધારી; કરી યાત્રા જવાની ત્યારી ॥ ૧૩ ॥ દ્રવ્ય લેઇને બેઉ નીકળીયાં, પીતા પુત્રા યાત્રાએ પળીયાં; જાય તીરથે તીરથ કરી સ્નાન, કરે વીધ પ્રમાણે દાન ॥૧૪॥ જાત્રા કરાને પાછા ફરીયાં, રસ્ત કુંતલપુર ઉતરીયાં; કુંતલપુરના કુંતી ભોજ રાય, તેડી ગયો નગરની માંય ॥૧૫॥ રાખ્યાં લઈ જઇને પોતાનેઘેર, કીધી પરોણાગત બહુ પેર, કુંતીભોજને દીકરી રૂપ ધામ. જેનું કુંતાજી એવુંછે નામ ॥૧૬॥ તે પણ ગાંન્ધારી જેવડી કન્યાય, એ બેને થયાં બેનપણાં ત્યાંય; રમી જમીને રાજી હુતા, રાત્રીએ બેઉ ભેળાં સુતાં ॥૧૭॥ બોલી કુન્તા ગાંન્ધારી શું એમ બાઇ યાત્રાએ નીકળી કેમ; નારી નાની હોય સરવથી, તેને જાત્રા જાવું કહ્યું નથી ॥૧૮॥ સુણી ગાંધારી કહે સુણ બેની, અડચણ વીના કો નીકળે શેની;તને શું કહું વારતા વરણી, મને આખલો ગયોછે પરણી ॥૧૯॥ મારો તાત થાકયો માહામથી પણ મુને કો પરણતું નથી; છેવટ પરણાવવા કરી પેર, પેલા નાત બાહારીને ઘેર ॥૨૦॥ તેણે પણ કહ્યું હા તવ કહીએ, કરી આવે યાત્રા તો લઇએ; માટે યાત્રા નીકળીયાં બાઇ યાત્રા કરી આવ્યાં અમે હાંઈ ॥૨૧॥ કુન્તાં કહે ભવીસ્યની વાત; કરો સયન ગઈ બહુ રાત, મારે ઉઠ-

વું છે બહુ વહેલી, જાવું છે નદીએ સાહેલી ॥૨૨॥ નદી કીનારે છે એક રૂશી, મમ તાતે રાખ્યા થૈ ખુશી; મઠ બાંધી આપીને વસાવ્યા, છ મહીનાથી દુર્વાસા આઠંયા ॥ ૨૩ ॥ નથી કો રૂશી તપશ્વી એવા, હું હમેશાં કરૂછુ શેવા; આજ જવાના છે એ રૂશી, મુજ ઉપર થયા છે ખુશી ॥૨૪॥ કહ્યું છે વહેલી આવજે બાળ, જોજે ન થાય પ્રાતસકાળ; આવજે વેહેલી રાખીને નેક, કહ્યું દેશ મંત્રજ એક ॥ ૨૫ ॥ તે મંત્રથી દુખ તારૂ જાશે, તને એકસો દીકરા થાશે; માટે મહારે જાવું છે ત્યાય; એમ કહી સુતાં સજ્યામાંય ॥ ૨૬ ॥ નીંદ્રાવશ થઇ કુન્તાય, જાગે ગાંન્ધારી વીચાર થાય, મારૂં ભવિષ્ય છે બહુ વાંકુ, મળશે કંથ આંધળો રાંકુ ॥૨૭॥ માટે પરોઢે ઉઠીને હું જાવું, રૂશીને છેતરી મંત્ર લાવું; એવા વીચારની ધારે વાત, એમ કરતા ગૈ ત્રણ પોહોર રાત ॥૨૮॥ કુન્તા ભર નીંદ્રામાં પોઢી, ઉઠી ગાંન્ધારી વસ્ત્ર ઓઢી; છાનીમાની ચાલી નદી તીર, આવી રૂશીને મઠ ધીર ॥ ૨૯ ॥ આછું ઓઢી મઠમાં પેઠી, વસ્ત્ર વાસણ વીછળવા બેઠી; કુન્તાએ કહ્યું જેમ જેમ; કર્યું કામ બધું તેમ તેમ ॥૩૦॥ પછી ચરણ ચાપવા લાગી, આપો મંત્ર લીધો મુખ માગી; રૂશી ભોળીયા તે પ્રેમ વાપ્યો. જાણી કુન્તાને મંત્રજ આપ્યો ॥ ૩૧ ॥ મંત્ર શાખી ઉઠી તેણીવાર, આવુંછુ કહી નીકળી બહાર; નાઠી ગઇ કુન્તાને ભોવન, જઇ ભેળું કર્યું સયન ॥૩૨॥ એવે કુન્તાજી જાગીને ગઈ, નાહી દુરવાસાના મઠ મહી, દીઠું સઘળું કરેલ કામ; કેમ મહારાજા કીધું છે આમ ॥ ૩૩ ॥ સહુ કામ કીધું કેમ હાથે, હું આવીછું થતે પરભાતે; કહે રૂષી બેટા તેં કીધું; મારે હાથે નથી કરી લીધું ॥૩૪॥ કહે કુન્તા હું હમણાંજ આવી, પુછયું તમોને શીશ નમાવી; તેમ છતાં જુઠું બોલો અતી, એમ કરી મંત્ર આપવો નથી ॥૩૩॥ તવ રૂશીએ શમાધિ કીધિ, જ્ઞાનથી વાત ઉચારી લીધી; ઉતારી સમાધી રૂશીરાય, કોણ બેનપણિ થઇ કુંન્તાય ॥૩૬॥ કહે કુન્તાજી એક ગાંધારી, આજ બેનપણી થઈ માહારી, કહે રૂષી તેને વાત કહી તુજ બદલે તે મંત્ર લઇ ગઈ ॥ ૩૭ ॥ સુણી કુંન્તાજી બોલી વચન, એક દીનમાં લીધા સો તન; મારી બહુ શેવાથી કષ્ટ કાપો, મને પાંચ સાત લાખ સુત આપો ॥૩૮॥ બાળ બુદ્ધિથી બોલી એમ, રૂશી કહે ગાંડી થઈ કેમ; હવે નથી મંત્ર મુજ પાસ, કુન્તા કહે કરૂં દેહ નાશ ॥૩૯॥ રૂશિ બોલ્યા તારૂં કષ્ટ કાપું, પાંચ પુત્રના પાંચમંત્ર આપુ; કહુ કુન્તા મંત્રો ફેંકી દેવું, પેલીને સોહું પાંચજ લેવું ॥૪૦॥ કહે તું સુણ વચન, આપુ તેથી તું લે પાંચ તન;

તારા પુત્રો પ્રાક્રમ બહુ કરશે, એના સો તારા પુત્રથી મરશે ॥ ૪૧ ॥ એવું સુણી કુન્તા થઇ રાજી, પાંચ મંત્ર લીધા પગે બ્હાજી; મંત્ર સુર્યનો પેહેલો એક, બીજો યમરાયનો વિવેક ॥૪૨॥ ત્રીજો વાયુતણો મંત્ર લીધો, ચોથો ઈંદ્રતણો મુખ કીધો; પાંચમો છે અશ્વની કુમાર, કીધા જીભ્યાએ ભણી તૈયાર ॥૪૩॥ પછી રૂશીજી થયા વીદાય, આવી કુન્તાજી નગ્રની માંય; દિઠી ગાંધારીને રીસ લાવી, રૂશી કને મંત્ર લેઈ આવી ॥ ૪૪ ॥ તારા સો થઇને શું કરશે, મારા એક તન હાથે [સો મરશે ગાંન્ધારીએ વાળી ગાંઠ હૈયે, કહ્યું તાતજીને ચાલો જૈયે॥૪૫॥ તવ ગાંન્ધારને ગાંન્ધારી ત્યાંથી નીકળ્યાં ઘેર તૈયારી; આવ્યા આપ ઘેર થઈ મગ્ન, કહાવી મોકલ્યું ભીસ્મને લગ્ન ૪૬॥ આવજો વરરાજાને લેઇ થાસું ખુશી કન્યાદાન દેઇ, પોહોંચ્યા ભીસ્મને સમાચાર, કીધો વરરાજાને તૈયાર ॥ ૪૭ ॥ ગયા વાજતે ગાજતે લઇ જાન, આવ્યા ગાંન્ધાર દેશ નીદાન; આપ્યું ગાનધાર રાજાએ માન દીધું પ્રેમથકી કંનયાદાન ॥ ૪૮ ॥ વર પરણીને ચાલ્યો ઘેર, આવ્યા હસ્તીનાપુર સુખ ભેર; રહી ગાંનધારી થઇને રાણી રાજ્ય ભોગવે બહુ સુખ માણી ॥ ૪૯ ॥ વલણ ॥ નરનારી સુખ ભોગવે, સાંભળને તું રાય, કુંનતા કુંનતપુર રહી, તેની કહું કથાય.

## કડવું ૨૯ રાગ ભેરવીની ચાલ.

વૈશમપારે એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ માહમાય ॥૧॥ કુંનતાજી રહી કુંતલપુરમાં, મંત્ર લીધા છે પાંચ; પણછે બાળકબુદ્ધિ માટે નથી લાગતા સાચ ॥૨॥ તેથી મંત્રના અજમાશ કરવિ, એક દન ગઇ નદિ તીર; સ્નાન કરીને મંત્ર રવીનો, જપી રાખી મન સ્થિર ॥ ૩ ॥ એટલે મંત્રને આધિન દેવતા, ભાણુદેવ ન ચુકયો; અશ્વના કાનથી પુત્ર કહાડી કુનતાને ખોળે મુકયો ॥૪॥ કુનતાજી તવ વિસ્મય પામી જાણતી હતી કાચું; પણ રૂશીના મંત્રતણું મેં પ્રમાણે જોયું સાચું ॥૫॥ પછી વિચાર્યું હું છુ કુઆરી, પુત્રને કેમ રખાય પીતા જાણે તો દેર મારે, હવે વલે શી થાય ॥૭॥ આ રવી દેવતા લ્યો સુત પાછો હાલ ન જોઇએ તન; પણ રવી કયાં આવે લેવા, તવ ગભરાયુ મન ॥૭॥ વસ્ત્રે વીટાળ્યો પુત્રને ને, મુકયો જોઈ ઝાડ જાળુ, દોડતી આવી ઘેર પોતાને, કીધું કામ રૂપાળું ॥૮॥ કંચનની એક પેટી લીધિ, જાળી વાળી રૂપાળી, જયાં પુત્ર મુકયો ત્યાં એ આવી, કુનતીભોજની બાળી

॥૯॥ પછી પુત્ર લીધો જળામાંથી, સુવાડયો પેટીની માંય; તે પેટી બંધ કરી લેઈ ચાલી, જમનાનું જળ જયાંય ॥૧૦॥ તે જંળ વિશે તરતી મુકી, જમુનાજીને સરણ; કહ્યું જમુનાને મુજ સુત મરેતો, તુજમાં ન મુકુ ચરણ ॥૧૧॥ એમ કહીને ઘેર ચાલી, બાળા ભોળી કુંતાય; જમુના જળમાં પેટી તણાતી, હસ્તીનાપુરમાં જાય. ॥૧૨॥ ત્યાં જળ ભરવાને આવી છે, દત્રાષ્ટરની દાશી,રાધે એવું નામ એનું,દીઠી પેટી ખુબ ખાશી॥૧૩॥ તવ કછ ભીડીને પડી જળમાં; પેટી કાહાડી લાવી બાહાર;સોડીઆમાં સંતાડીને ચાલી,કરતી મન વીચાર॥૧૪॥ આ પેટીમાં દ્રવ્યજ હશે,દુખ દળદર મારૂં જાશે;પોતાના ઘરમાં લઇને આવી,દ્વાર દીધાં ચોપાશે ॥૧૫॥ પેટી ઉઘેડીને જોયું તો, દીઠો રૂપાળો બાળ;કાનમાં કુંડળ કુમકુમ તુલ્ય કર, કાંતી રૂડી રશાળ. ॥૧૬॥ દાશીએ વીચાર્યું ધન નથીને, આતો નીકળીયો તન;રાજસભામાં જાહેર કરૂં, નહિ તો થશે વિઘન ॥૧૭॥ એવું જાણી હતી તેમ દીધી,ચતુરાઇ નવ ચુકી;રાજસભામાં સૌ જન બેઠાં ત્યાં જઈ પેટી મુકી ॥૧૮॥ લ્યો મહારાજા જડી જળમાંથી, કનક પેટી આજ;માંહી શું હશે તે નથી જાણતી; સોંપી દીધી માહારાજ ॥૧૯॥ એટલે આવ્યા ભીસ્મ પીતા, ઉઘેડયું પેટીનું દ્વાર, જોયું તો માંહી પુત્ર દીઠો, રૂપ રૂપનો અંબાર. ॥૨૦॥ ભીસ્મ પીતાએ બ્રાહ્મણ તેડયા, પુત્ર બતાવ્યો સાર; આ સુત કેવો નીકળવાનો, કૃપા કરી કીરતાર ॥૨૧॥ બ્રાહ્મણ કહે એ પુત્રના;લાભકારી છે ચરણ;રાખો તમો ઘેર બળીઓ નીકળશે, નામ ધરો રાજા કરણ ॥૨૨॥ તવ ભીસ્મે સુત લઈ લીધો, બોલીયા મુખ વચન;લે રાધે દાશી ઉછેર હાને,જાણજે તારો તન ॥૨૩॥ બેઠી ખાજે સદા સુખી થાજે, કહીને સોંપ્યો બાળ; એવે સમે દશ દિવસ વિત્યા, વીચાર્યું પાન્ડુ ભુપાળ. ॥૨૪॥ પછી પાંન્ડુ રાય ભીસ્મ પ્રત્યે, દાદા હું તતપર થાવું,આપો મુજને આગના તો, દેશજીતવા જાવું ॥૨૫॥ ભીસ્મ કહે એ ધર્મ આપણો, સુખે પધારો તન; શેન્યા સાથે લેઈ જાવો, લ્યો જોઇએ તેમ ધન ॥૨૬॥ તવ પાન્ડુ રાયે સેન્ય લીધું, ચાર ક્ષોણી આપ સંગ; ડંકા નીશાન આયુધ સઘળાં, રાખ્યાં ધરી ઉમંગ ॥૨૭॥ વાજતે ગાજતે છત્ર છાજતે, નીકળીઓ રાજંન;ચાલતાં સનમુખ ગાય આવી ભલા મળ્યા સુકન. ॥૨૮॥ પ્રથમ ગયો અંક દેશમાં, પડાવ કર્યો ગામ બહાર; અંક દેશના રાજાને ત્યાં, મોકલીઆ સમાચાર. ॥૨૯॥ ગાંગેવના ભત્રીજા આવ્યા છે; માગે છે યુદ્ધ નરેશ; યુધ કરવાની ન હોય હીમત, તો લખી આપો દેશ ॥૩૦॥ એવો સમાચાર પોહોચ્યો રાજાને, રાયે ક-

કર્યો વિચાર; સહુ ક્ષત્રીને જીત્યા હતા, ગંગા તણા કુંઆર ॥ ૩૧ ॥ તેનો ભત્રીજો તેવોજ હશેં, એમં ભય મનમાં વાપ્યું, હાથ જોડી મળવા આવ્યો, રાજ્ય પોતે લખી આપ્યુ ॥ ૩૨ ॥ એટલે પાંડુરાજા ત્યાંથી ઉપડી ગયો વંક દેશ, તેણે પણ આવિ રાજ્ય લખી આપ્યું, વશ થયો એ નરેશ ॥ ૩૩ ॥ એ રીતે જ્યાંને ત્યાં થવા લાગ્યું, ભાગ્ય કરે બહુ જોર; કોઇ રાજા સામો નથી થાતો, પુન્ય ઉદય અઘોર ॥૩૪॥ જેહ દેશનો રાજા બળીઓ, ત્યાં પોતે નવ જાય; બીજો બધો દેશ જીતીને, ગયો કુંતલપુર માંય ॥ ૩૫ ॥ તેને સમાચાર કહાવી મોકલ્યા. આવ્યો કુંતીભોજ રાય; પાંડુને કહ્યું ઘર ગામ તમારૂં, પરણાવું કન્યાય ॥ ૩૬ ॥ એમ કહી ગામમાં ગયો તેડી, ઘણું કર્યું સનમાન, પાળક પુત્રી કુંતાજીનું, દીધું ત્યાં કન્યાદાન. ॥ ૩૭ ॥ પેટપુર પેહેરામણી આપી, પછી કર્યા વીદાય, કુંતાને તેડી પાંડુરાય ચાલ્યો, ગયો મારવાડમાંય ॥૩૮॥ ભાગોળે આવી પડાવ નાંખ્યો; સલ્ય રાજાને કહાવ્યું હસ્તીનાપુર પાંડુ રાજાનું, શેન્ય વઢવા આવ્યું ॥ ૩૯ ॥ રાજ આપો કે યુધ આપો, બેમાંથી કરો એક; તવ સલ્ય રાજા આવ્યો ભાગોળે; વાત લાવ્યો વીવેક ॥ ૪૦ ॥ કહે પાંડુરાય શી છે મરજી, કોહો તો કરૂં અન્યાય; નહી તો મારી બેન માદરી, તે દેઉ કન્યાય ॥૪૧॥ પાંડુએ તવ વેળા વીચારી, કહ્યું કે કન્યા લાવો, જાણ્યું કે નાતમાં ભળીએ છીએ, ભલે મને પરણાવો ॥ ૪૨ ॥ તવ શલ્ય રાજા લે ગયો નગ્રમાં; અંતર ઉલટ લાવી; પોતાની બેન માદરી તે, પાંડુને પરણાવી ॥૪૩॥ કુંતાને માદરી બે થઈ કન્યા, પરણી ચાલ્યો ઘેર; ભીષ્મ પીતાજી વીદુરજી સૌ, સામાં આવ્યાં સુખભેર ॥ ૪૪ ॥ નાતમાં ભળીયા રાજ્ય મળીયાં, બળીયા લાવ્યા બે રાણી; ગાંધારીને કુંતાજી તે થયાં દેરાણી જેઠાણી ॥૪૫॥ ગાંધારીએ તવ મન વિચાર્યું, આવ્યું આ ઘરમાં સાલ; પણ તે મનમાં સમજી રહેવું, બોલવું નહી કંઈ હાલ ॥ ૪૬ ॥ કુંતાને માદરી બે સોકયો, સંપી રહે સારી રીત; પરણપતિની ચાકરી કરે, બેઉ જણ ચોખે ચીત. ॥૪૭॥ વળણ ॥ એમ કરતાં બહુ દન ગયા, તવ પાંડુ રાજન; વદે વલ્લભ એ સંચર્યો, મ્રગીયા રમવા વન ॥

---

## કડવું ૨૧ રાગ ધવળ ધનાશરી.

વૈશમપાએ એણી પેરે બોલ્યા સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભાવું, આદ્ય પરમ મહિમાય ॥ ૧ ॥ મ્રગીયા રમવા પાંડુ રા-

જા, અશ્વ બેસી.ગયો વન; જાતાં જાતાં જાય છે ત્યાં કેવું થયું વીઘ્ન. ॥ ૨ ॥ એક ગામનો વીપ્ર હતો, બાર વર્ષે પરણ્યો નારી; પછી ગયો વનમાં તપ કરવા, બાર વરસ નીમ ધારી ॥૩॥ તેને આઠ દશ વરસ થયાં તવ, તેની નારી જેહ;માબાપ વીનાની હતી કાકા ઘેર,સાસરે આવી તેહ ॥૪॥ પુત્ર વીના શું કરે વહુને, સાસુએ મરડયું મુખ, આવી તેથી ઘેર રાખવી પડી,પણ દેવા માંડયું દુખ ॥૫॥ નિત્ય મોકલે કાષ્ટ વીણવા એ અબળા વન જાય, સ્વામી ગયો છે તપ કરવાને; તેથી દુખી બહુ થાય ॥૬॥ એવામાં પાન્ડુરાય નીકળ્યો, તે દન વનમાં નાર; કાષ્ટ વીણે એવે તપ કરીને, ઘેર આવે ભરતાર ॥૭॥ તે નરનારી થઇ ગયાં ભેગાં, બ્રાહ્મણીએ ગ્રહયો હાથ,અરેરે તમ વીના ઘણી દુખી; ભલે આવ્યા મમ નાથ ॥ ૮ ॥ બ્રાહ્મણ કહે ચાલો ઘેર જઇએ; બ્રાહ્મણી વદી વચન; રતુ આપો આ વન વીશે, પછી જાશુ ભોવન ॥૯॥ બ્રાહ્મણ કહે સાંભળ નારી,નહી મનુષનો ધર્મ;ધોળે દીવસે ક્રીડા કરવી,પશુ પક્ષીનું કર્મ ॥૧૦॥ બ્રાહ્મણી કહે હઠ ન મુકું, ઓરે મારા નાથ; તવ બ્રાહ્મણે તુમડીમાંથી, જળ લીધું છે હાથ ॥૧૧॥ એક વરસનું તપ મુકી, કામ કીધું અનુપ, બ્રાહ્મણ બ્રાહ્મણી બેઉ જણે ત્યાં, ધારણ કર્યું મ્રગ રૂપ ॥૧૨॥ પશુ શરીરે ક્રીડા આરંભી, વાંકી છે કર્મ દશાય, મ્રગ શોધતો ત્યાં આવી પહોંચ્યો, બળવંત પાંન્ડુરાય॥૧૩॥ પાન્ડુ રાજાએ મ્રગ મ્રગલીને, દુરથી દીઠાં જ્યારે;બાંધવાના હેતુથી એણે, બાણ ફેંકયું ત્યારે. ॥૧૪॥ વાંકા ભવીશે બાણ ચાલ્યું, વાગ્યું મ્રગને અંગ; ઉછળીને હેઠા પડયોને, દેહજ થયો ભંગ ॥૧૫॥ તવ મ્રગે મ્રગલી ટળી જઇને, થયા બે મનુષ દેહ,પાન્ડુ રાજાએ લગભગ જાતાં, દ્રષ્ટીએ દીઠાં તેહ ॥૧૬॥ પુંરણ એ પસ્તાવા લાગ્યો, આશું થયું ઓ બાપ; એટલે બ્રાહ્મણીએ કંથકને, બેશી કર્યો વિલાપ ॥૧૭॥ અરેરે આ શું કર્મ કઠોરૂં,કંથ પામ્યો મરણ એટલે પાન્ડુ રાય આવી, બ્રાહ્મણીને લાગ્યો ચરણ ॥૧૮॥ અરે ઓ બાઇ કોણ તમે છો, કરશો નહીં વીલાપ; બ્રાહ્મણી કહે તુજને લાગ્યું બ્રહ્મહત્યાનું પાપ ॥૧૯॥ પાન્ડુ કહે ફુટયું ભવીશ માહરૂં, તમો સુણો સત્ય વાત;મારે ઘેર પાળીશ તમને, હું સુતને તમે માત ॥૨૦॥ બ્રાહ્મણી કહે કંથ ગયોને, મારે જીવી શું કરવું;ચીતા ખડકી કંથને ઉછંગ; લેઇને બળી મરવું ॥૨૧॥ માટે રાજા ચીતા ખડકે, તેણે તારૂં ભલું થાય; તવ પાન્ડુરાય કાષ્ટ લાવ્યો, ખડકી મોટી ચીતાય. ॥૨૨॥ બ્રાહ્મણી બેઠી શબ લઇને, બોલીયો પાન્ડુરાય; માતા મુજને શ્રાપ દો કે, તો પાપ ઓછું

થાય ॥ ૨૩ ॥ બ્રાહ્મણી કહે છે જારે જા ગાંડા, શીદ માગે છે શ્રાપ; પાંડુ કહે શ્રાપ વેહાશે, પણ નહી વેઠાય પાપ ॥ ૨૪ ॥ એટલે બ્રાહ્મણી ક્રોધમાં બોલી, મ્હારા જેવું તારૂં થાશે; તુજ નારીને રંતુ આપતાં જીવ તારો જાશે ॥૨૫॥ પાંડુ રાજા કહે ભલે માતાજી, કહી મુકયું અગનીનું બાણ; તેમાં નરનારી બેઉ બળીયાં, નીકળી ગયાં પ્રાણ ॥ ૨૬ ॥ પછી પાંડુરાય ઘેર આવીયો, સકળ દેશનો ભુપ, બ્રહ્મહત્યા લાગી તે કારણ, થઈ ગયું શામ રૂપ ॥૨૭॥ ભીષ્મ પીતાને અંબીકા આવી, માદરીને કુંતાય અ-રેરે કેમ રૂપ બદલાયું. પાંડુ કહે છે ત્યાંય ॥૨૮॥ મૃગીયા રમવા વન ગયો તો ભવીશ રેખા જાગી, વાંકો દિવસ આજનો મ્હારો, બ્રહ્મહત્યા ત્યાં લાગી ॥ ૨૯ ॥ તવ ત્યાં ભીશ્મે વીપ્ર તેડાવ્યા, પ્રશ્ન પુછયું ધરી પ્રેમ; અચાનક હત્યા લાગી તે, થાયે નિવારણ કેમ ॥ ૩૦ ॥ બ્રાહ્મણ કહે તેર વરસ લગી, તીરથે તીરથે ફરે; વીધી પ્રમાણે દાન આપે તો પાતક નિ-સ્તરે ॥ ૩૧ ॥ પાંડુ સાંભળી થયો ખુસી; મુકાય માહ્યરૂં પાપ; વળી દાદા મુજને થયો, બ્રાહ્મણી કેરો શ્રાપ ॥ ૩૨ ॥ નારીને રૂતુ આપતામાં; જીવ મ્હારો જાય; સુણી ધ્રત્રાષ્ટર મનમાં હરખ્યો હવે પ્રજા નહી થાય ॥૩૩॥ પછી પાંડુરાયે તૈયારી કીધી; લીધુ ઘણેરૂં ધન; ચાર ક્ષોણી શેના લીધી સાથે વીપ્રના તન ॥ ૩૪ ॥ તવ કુંતાને માંદરી બોલ્યાં, સાંભળો મારા નાથ; અડસઠ તીરથ યાત્રા કરવા આવશું તમારી સાથ ॥૯॥ પાંડુ કહે નહી કામ નારીનું, મુજ મન વિભળ થાય શ્રાપ; મુને છે બ્રાહ્મણીનો, જીવ મ્હારો જાય ॥ ૩૬ ॥ કુંતા માદરી એમ બોલ્યાં, નથી અમ જીવ એવા, સંસારનું સુખ જોઈતું નથી, કરશું તમારી શેવા ॥ ૩૭ ॥ તવ પાંડુ કહે ચાલો સુખે, મ્હારી નથી કાંઇ નાય; એટલે બેઉ નારી ચાલી. બીજા વળાવવા જાય ॥ ૩૮ ॥ દરવાજેથી સહુ વળ્યા પાછાં, જાત્રા ચાલ્યો રાજન; તીરથે સ્નાન કરે છે, દાન દેતે પાવન ॥૩૯॥ એમ કરતાં ખટ માસ વીત્યા; તેવે સમે ધ્રત્રાષ્ટર બોલ્યો, મંમ ભાઇને થયો શ્રાપ; નારીને રૂતુ દેતાં જાએ જીવ, એ મળ્યા એના પાપ ॥ ૪૧ ॥ હવે પ્રજા એને નહિ થવાની; ચાહ્ય તેવું મરે મથી; ત્રીજો બંધુ વિદુર એ-ના, ભવીશમાં બાળક નથી ॥ ૪૨ ॥ હાવામાં થાય પુત્ર આપણે, તો સરે સહુ શુભ કાજ; આપણા દીકરા એકલા આ; ભોગવે સગળું રાજ ॥ ૪૩ ॥ તવ ગાંધારી એમ બોલી; સાંભળો મારા નાથ; જોઈ તેટલા આપું દીકરા, કહુ મુળ માંડી વાત ॥ ૪૪ ॥ તમોને પરણવા કારણે દોષ

મુકવા ગઇ જાત્રાય, સહુ તીરથ ફરીને વળ્યાં પાછા, ગયા કુનતલપુરમાં ય ॥૪૫॥ ત્યાં મારી દેરાણી કુંતાજીને, હું તો છેતરી આવી; એનીવતી દુરવાસા કનેથી, સો સુતનો મંત્ર લાવી ॥૪૬॥ તે પછી એ ગઇ દુરવાસા પાસે, મંત્ર લઇ આવી પાંચ; તેથી એને પાંચ પુત્ર થવાના, એટલી છે એક ધાંચ ॥૪૭॥ દત્રાષ્ટર કહે પુત્ર એને થાય, તેતો ધુમાડીના મુહા; શ્રાપ થયો છે ને પુત્ર લાવે, તો તે ઠરાવીએ જુઠા ॥૪૮॥ જો તું સો સુત ઉત્પન્ન કરે, તોતો હું ભાગ્યશાળી, એટલે મંત્ર આરાધન આદર્યું, સુખને સારૂ નેટ વલ્લભ વદે ગાનધારીને, ગર્ભ રહ્યો તવ પેટ.

## કડવું ૨૨ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વૈશમપાયે વચન,સુણ જનમેજે રાજન; રહ્યો ગર્ભ ગાંનધારીને સાર; દશ માસ થયા જેણીવાર ॥૧॥ પેટ પ્રગટયું તુમડું એક, જો ઇને થઇ વીસ્મય છેક; તેડયા વીપ્રને પુછયું એમ, કરૂં આ તુંમડાને કેમ; કહે વીપ્ર કરો કુંડ એક, તેમાં ગ્રત ભરો છેકાછેક; તેમાં તુમડું મુકો સાર; ધી પી પુત્રી નીકળશે બહાર ॥૩॥ તવ કુંડ કરી ગ્રત ભરીયું, તેના મધ્યે તે તુમડું ધરીયું; ગ્રત શોશી લીધું તુમડાએ, એક વરશે ફાટયું કુંડ માંયે ॥૪॥ તેમાંથી સુત સો નીકળ્યા, રમતા જમતા મહા બળીયા;બેઠી ગાંધારી તે ઠામ, ધરવા પુત્રો તણાં નામ ॥ ૫ ॥ પહેલો જે નીકળે કુંડ બહાર, તેને ગણવો મ્હોટો નિરધાર; તેથી પાછળ નીકળે જેહ, ગણે ઉતરતો નહાનો તેહ॥૬॥ એવે બ્હાર નીકળ્યો એક તન, નામ ધરીયું દુર્યોધન;બીજો નીકળ્યો તે ઠામ, પાડયું દુસ્યાસન એવું નામ॥૭॥ દુરદમન દંતુ દવાલ, દાતરૂ દેવક દુર્ય દનાલ; સર્યું દુરવાસા રૂશીથી કામ માટે દદા ઉપર ધર્યાં નામ ॥૮॥ એવા સો શુભ નીકળ્યા બહાર, વરત્યો જય જયકાર, પ્રત્યે દાદાય બોલીયા છ ભીસ્મ પીતાય, કરો આ વેળા પુનદાન, તારા ઉછરશે સંતાન ॥૧૦॥ બોલ્યો ધત્રાષ્ટર મુખ એમ, હવે તો દ્રવ્ય વાવરૂ કેમ; મારે વાવરનાર "થયા, માટે એવી ન લાવીએ દયા ॥૧૧॥જેને ન હોય વાવરનાર. તેણે પુન્ય કરવું અપાર; એવી ટુંકી દ્રષ્ટી થઇ જ્યારે; બોલ્યા ભીસ્મ પીતા મુખ ત્યારે ॥૧૩॥ અલ્યા અવળી મતી તને સુજી, તારી વ્યર્થ જશે સહુ પુંજી, પણ ધ્યાન ન બેઠી

લગાર, ટુકું થવાનો ટુકા વીચાર ॥૧૩॥ નીકળ્યા સો પુત્રો જ્યારે; લખ્યો પત્ર પાંડુને ત્યારે, લખાવ્યું કે વાધ્યું ઘર સુત્ર, ભાઇ અમને થયા સો પુત્ર ॥ ૧૪ ॥ જ્યાં ઝાડખંડી વેજનાથ, ત્યાં પત્ર પહોંચાડયો હાથ; લાગ્યા વાંચવા પાંડુરાય, કને છે માદરી કુંતાય ॥ ૧૫ ॥ વાંચીને પાંડુરાય રીજ્યા, ભલે થયા મારે ભત્રીજા, મ્હારે એ તો સો સુત તુલ્ય, હવે નહી ભવીશમાં ભુલ્ય ॥૧૬॥ એવાં મનડાં એનાં વળીઆં, તવ કુંતાને આંશુ નીકળીયાં; ત્યારે બોલ્યા પાંડુરાય એમ, કહે પ્રેમદા તું રડે કેમ ॥૧૭॥ બોલી કુંતા શુણો સ્વામી આપ, જણ્યા સો સુત મુજ પરતાપ; કહી કંથને માંડીને પેર, માટે મુજને આવીયું ઝેર ॥૧૮॥ મને છેતરીને મંત્ર લીધો, તેનો વસ્તાર એણે કીધો, તેવા પાંચજ મંત્ર હું લાવી, તેમાં એક જોયો અજમાવી ॥૧૯॥ તેનો પુત્ર થયો શુભ વર્ણ, રાધે દાસી ઉછેરે કર્ણ; હવે ચાર મંત્ર મુજ કને, કરૂં પુત્ર દો આજ્ઞા મને. ॥૨૦॥ યમરાજાનો મંત્ર છે પહેલો અશ્વની કુમારનો છેલો, વાયુ ઇંદ્રતણા વચમાય, શુણી બ્રાહ્મણો બોલ્યા ત્યાંય ॥૨૧॥ જારે બાઇ તારૂં દુઃખ જાશે, છેલ્લાં મંત્રના બે સુત થાશે, બે રૂપે અશ્વનીકુમાર, માટે બે શુત થાશે સાર ॥૨૨॥ તવ પાંડુ રાજા બોલ્યો એમ, કરો પુત્ર ધરીને પ્રેમ મુજ પાપીને કયાંથી એ સુખ, મને દેખાડો પુત્રના મુખ ॥૨૩॥ તવ કુંતા કહે મમ કંથ, કોઈ આવશો નહી મુજ પંથ; એમ કહી જાવા મન કીધું, બીજું વસ્ત્ર જુદું હાથ લીધું ॥૨૪ ॥ ચાલી ગઈ ગંગાને તીર, માદરીને રહી નહી ધીર એણે જાણ્યું કે જોવાને રાચુ, કરે કુંતા તે જુઠું કે સાચું ॥ ૨૫ ॥ એમ જાણી જોવા ગઇ કેડે, જઈ વૃક્ષે બેઠી નદી તેડે; કુંતા જાણીતી નથી લગાર કીધુ સ્નાનગંગામાં તે વાર ॥૨૬॥ ભીનેવસ્ત્ર આવીગંગતટે, ધર્યું ધ્યાન નારદનુ વટે, તવ નારદ રૂશી આવ્યા, કહે બાઈ તે કેમ બોલાવ્યા ॥૨૭॥ કહે કુંતા સુણો મહારાજ, બેસો તસ્દી લેઈ હાઈ આજ, હું તો પ્રગટ કરૂં સંતાન, મને દુરવાસાનું વરદાન ॥ ૨૮ ॥ તમો સાક્ષીમાં રહો આ કામ. પુત્રતણાં તમો ધરો નામ, હોય ગુણ લક્ષણ જેના જેવાં, કહી બતાવજો તેનાં તેવાં ॥૨૯॥ વળણ, એમ કહી નારદ બેસાડીઆ, માદરી જુએ ચરચાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે; પાંડવ જન્મ મહીમાય ॥

## કડવું ૨૩ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, શુણ જનમેજે રાય, વિસ્તારી તુજને

સંભળાવું આદ્ય પરવ મહીમાય. ॥ ૧ ॥ કુંતાજી પહેલો મંત્ર જપતાં, યમરાજાનો સાર; તવં યમરાયે આવીને મુકયો, ઉછંગમાં કુઆર. ॥ ૨૫ ॥ રૂપાળો શીરો સુતજ દીઠો, હરખી કુંતા અપાર; નારદજી હાંનુ નામ પાડો, ગુણનો કરો વીસ્તાર. ॥ ૩ ॥ નારદ કહે છે સુત એ તારો બહુ કરશે શુભ કર્મ, દયાળુ દાતા નીકળવાનો, નામ યુધિષ્ટર ધર્મ ॥૪॥ શતરૂ મીત્રને સરખા ગણશે, વરતશે પુન્ય પેર, મુઉ મડહું પડયું હશે પણ, તેને નહી કહે મેર ॥પ॥ ગૌ બ્રાહ્મણનો થાસે પ્રતીપાળ, રહેશે સાચો સત્યવાદી, જગતમાં એની જય વંચાશે, એ તો ભોગવશે ગાદી॥૬॥તવ કુન્તા કહે, શતરૂ મીત્રના, સરખા ગણશે પ્રેમ; ત્યારે તે મ્હારા સો શત્રૂમાં; રાજ્યજ શકશે કેમ ॥૭॥ માટે આ પુત્ર તો ઠીકજછે, તે માટે મુકી દેવું, પેલીનાશો સુતને મારે, તેવો હું માગી લેવું ॥૮॥ એમ કહીને ધરણ મુકયો, ધરમરાય સંતાન, પછી બીજો મંત્ર જપવા લાગી, ધર્યું વાયુનું ધ્યાન ॥૯॥ મંત્રને વશ છે દેવતા તે, વાયુ દેવ ન ચુકયો, લાંબો પહોળો ને પોચતો ત્યાં પુત્ર ખોળામાં મુકયો ॥૧૦॥ ભુજ જે ભારે ચરણ લાંબા, હલમસ્ત એનું કાઠું; બહુ બળીયો ને બીહામણો, એનું ગાગેર જેવડું માથું ॥૧૧॥ ધોકરણા યેવી આગળીયો છે, ઉદર દસ વીશ ગોળા, બત્રીશ દંત લૈને આવ્યો, તપેલાં જેવડા ડોળા ॥૧૨ ॥ કુંતાજી જોઇને ભય પામ્યાં, આ સુત કેવોક થાશે, ઓ નારદજી મુને લાગે તે; માબાપને ખાઇ જાશે ॥૧૩॥ નારદ કહે જરા ન બીશો, એ બહુ બળીઓ થાશે; તમે કહેશો જા ઉત્તરમાં તો એ દક્ષીણમાં જાશે ॥૧૪॥ એક ભુજે ગદા ઝાલવાનો; બીજે ઝાલશે ફરસી; વીવાહનું કામ થતું હશે ત્યાં, જૈને કરાવશે વરશી ॥૧૫॥ ગૌબ્રાહ્મણનો પ્રતીપાળ એતો, શેવક શીવનો થાશે, વરદાન મળશે મહાદેવજીનું, દેખશે એટલું ખાશે ॥ ૧૬ ॥ મન મોજીને મુમતી થાશે અધર્મની હાણ કરશે; તારી જેઠાનીના સો નંદન, આનેજ હાથે મરશે ॥૧૭॥ ફુલાવ્યે કામ કરશે ધાર્યું, રહેવાનો કુશળ ખેમ; જગતમાં જય વરતાવવાનો નામ બળીયો ભેમ ॥૧૮॥ કુંતા કહે એક એવો હોતે, ધરણ મુકી દેવું, ડાહયો દામણો બત્રીસ લક્ષણો, કુંવર માગી લેવું ॥ ૧૯॥ એમ ધારિને ભીમશેનને, ઉચકવાને જાય; બે ભુજ ઘાલી ઉંચો કરે તો તલપુર ઉંચો ન થાય ॥૨૦॥ તવ કુંતાએ ગબડાવી મુકયો; ભોમી પડયો નભ ભાળે. ખડ ખડ ખડ ખડ દંત કહાડે; ચરણે રેણું ઉછાળે ॥૨૨॥ પછી કુંતાએ ધ્યાન ઇંદ્રનું, ધર્યું ધારી ઉમંગ, તવ ઇંદ્રે લાવી પુત્ર મુકયો, કુંતાજીને

ઉછંગ ॥૩૨॥તવ કુંનતા કહે નારદરૂશી, ખુશી થયું મુજમન;નામપાડો ગુણ દેખાડો,કેવો થશે આ તન॥૩૩॥એવાં એના વચન સુણી, બોલીયા નારદ મુન્ય બત્રીસલક્ષણો આ સુત તારો, નામે એનું અરજુન ॥૩૪॥ બહુ બળીયો બાણાવળી થાશે,સૌ શત્રૂ એથી થાકે; આગળ જતાં અં-તરયામી, રથજ એનો હાંકે ॥૨૫॥ એટલે કુંતા થઈ ઘણી રાજી, ધ-રણ મુકયો હેતે લાવી એટલે માદરી વ્રક્ષથીઉતરી, કુંતાજીપાસે આવી ॥ ૩૬ ॥ ધનધન બહેની મુજ મન રેની દયાથી સામુ ભાળો; એક છે મંત્ર તે મુજને આપો, વંઝા મહેણું મારૂં ટાળો ॥૧૭॥ 'કુંતા કહે આ છે સુત તારા, કેમ બોલે બોલ આવો, માદરી કહે મંત્ર આપો, હું પણ લેઉં લ્હાવો ॥ ૨૮ ॥ તવ કુંતાએ મંત્ર ભણાવ્યો અશ્વની કુમાર કેરો; સ્નાન કરી ધ્યાન ધરવા બેઠી નાંખી પલાંઠીનો પેરો ॥ ૩૯ ॥ તવ ત્યાં આવ્યા અશ્વની કુઆર, બે સુત મુકયા ઉછંગે, તવ માદરીએ કુંતાને આપ્યા ઉભી થઇ ઉમંગે ॥૩૦॥ ઓ બાંઈ જાવું છુ ડેરા તંબુએ, વધા-મણી જઇ ખાવું; બે રથને દશવીસ સેવક, તમ કાજે મોકલાવું ॥૩૧॥ એમ કહીને માદરી ચાલી, કુંતા વદી તે ઠામ; કહો નારદ કોણ નહાનો મ્હોટો, ગુણ ગાઇ ધરો નામ ॥ ૩૨ ॥ તવ નારદ કહે જમણે ઉછંગે, સુત તમારો જેહ; આ બેમાં એને મ્હોટો ગણજો, વિદ્વાન થાશે એહ ॥૩૩॥ ત્રીકાળ જ્ઞાની એ તન થાશે, ફરશે ટીપણું ખોશી, એમાંને પ્રભુ-માં અંતર નહીરે; નામજ શેદેવ જોશી ॥ ૩૪ ॥ બીજો સુત તે ડાબે ઉછંગે, રૂપરૂપનો અંબાર; નીકુળજી ધરો નામ એનું, વરણાગીયો અ-પાર ॥ ૩૫ ॥ એ રીતે પાંચ પુત્રના, નામ નારદે ધરીયાં; પછી રૂશી કહે આજ્ઞા દે બાઈ, તવ કુંતા ઓચરીયાં ॥ ૩૬ ॥ પધારો મહારાજ કરજો ક્ષમા, કહી કર્યા વિદાય; તે પછી ડેરા તંબુએ જાવા, ઉભી થઇ કુંતાય ॥ ૩૭ ॥ ધરમને ને અરજુનજીને બેસાડયા બેઉ ખાંધે; વસ્ત્ર ફાડીને બને સુતને, શીસ સરસા બાંધે ॥૩૭॥ પછી શેદેવજીને નીકુળજી, કટીએ બેસાડી લીધા, અડધે વસ્ત્ર તે બેઉ તનને, કટીશું બાંધી દીધા ॥ ૩૯ ॥ ભીમને ઉચકવાની હીંમત, મળે નહિ લગાર; 'જાણ્યું કે એને લઉ ઘસડતો, ઝાલ્યું પાંગોઠું સાર ॥ ૪૦ ॥ ગસડવા ગઇ કરગ્રહી ને, ભીમ હસ્યો ખડખડી, ભુજ ભીમે તો પાછો ખેંચ્યો; કુંતાજી ધરણ પડી ॥૪૧॥ તવ ચારે સુત રડવા લાગ્યા, કુંતાએ રાખ્યા છાનાં; વાટ જુએ છે રથ શેવકની, શોક તણા આ વાનાં ॥ ૪૨ ॥ હજી લગી રથ મોકલીયા નહી, હવે હું અકળાવું; આ ચારને તો ઉચકું પણ, જાડાને

કયાં લેઇ જાવું ॥૪૩॥ જો જાવું એને મુકીને, તો જીવ જંતુ મારે; એવે માદ્દરી તંબુએ આવી, કંથ કને તે વારે ॥ ૪૪ ॥ ઓરે સ્વામી ઓરે સ્વામી, વાગ્યું ભલું ઘરસુત્ર; આપણે ભવીશે ઇશ્વર રીઝ્યો, પ્રગટીયા પાંચ પુત્ર ॥૪૫॥ પાન્ડુરાજાએ વારતા જાણી, હરખ અતીશે ચડીઓ; ગાંડા ઘેલા જેવો બનીને, મુરછાંગત થઈ પડીઓ ॥૪૬॥ તવ માદરીએ શેવક મોકલ્યા, બે રથ મોકલ્યા સાથ; કુન્તા ચાર તન.લૈ બેઠી રથમાં, હૈયું નથી રેહેતું હાથ ॥ ૪૭ ॥ સૌ સેવકે મળી ભીમને, નાંખ્યો એક રથમાંય; ડેરા તંબુએ ચાલી આવ્યાં, પાન્ડુ પડ્યો છે ત્યાંય ॥ ૪૮ ॥ ॥ વળણ ॥ પાન્ડુ રાજા જ્યાં પડ્યા, ત્યાં આવી કુન્તાય; વલ્લભ કહે શ્રોતા સુણો, પાંડવ ચરીત્ર કથાય ॥

## કડવું ૨૪ રાગ સામેરીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણજનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહિમાય ॥ ૧ ॥ કુન્તાએ આવી કંથ ઉઠાડ્યા, જુઓ પતી પાવન; એમ કહીને ઉછંગ મુકયા નાજુગ ચારે તન. ॥૨॥ ભીમને લાવી ઉછંગ આગળ, સુવાડ્યો છે ભોમ; એ તો હાથ પગ ઉછાળેને, જોયા કરે છે વ્યોમ ॥૩॥ પાંડુ રાજા ચાર પુત્રને, ચાંપે રૂદિયા સાથ; ભીમને અંગે પહોંચે નહિ તે, ફેરવે પેટે હાથ. ॥ ૪ ॥ હરખના આંસુડા છુટે, પાન્ડુરાયને ચક્ષ; ખાવું પીવું સહુ ભુલી ગયો ને પુત્રમાં લાગ્યો પક્ષ ॥૫॥ કુંતાને સ્થાન પય ભરાયું, ઇશ્વરની ઇચ્છાય; ધવરાવે નવરાવે કુન્તા માતા, જય જગમાં વરતાય ॥ ૬ ॥ પાંન્ડુ રાજાએ બહુ પુણ્ય કીધું, દીધું ઘણું ગૌદાન; કરાવ્યા બ્રહ્મ ભોજન ભાવે છે, શુભ શ્રદ્ધાવાન.॥૭॥ પત્રલખ્યો પછી હસ્તીનાપુર, બંધુ ધત્રાષ્ટર રાય; વીદુર વીરા ભીસ્મ પીતા, વ્રધ્ધ અંબીકા માય ॥ ૮ ॥ અમો છીએ વૈજનાથ માંહે, પ્રભુએ દુખભંજન કાપ્યા; દુરવાસાના મંત્રથી અમને, દેવોએ પાંચ સુત આપ્યા ॥૯॥ જે રીતે થયા ગાંનધારીને,દુરવાસા થકી સાર;તે રીતે થયા પ્રાપ્ત અમોને, વરત્યો જેજેકાર ॥૧૦॥ એવો પત્ર લખી મોકલીયો, શેવક કેરી સાથ; હસ્તીનાપુર જઇ પત્ર દીધો, ધત્રાષ્ટરને હાથ ॥ ૧૧ ॥ તે સમે એનો શકુની સાળો, રહ્યો છે એને ઘેર; તેને ધત્રાષ્ટરે એકાંત લાવી, વંચાવ્યો રૂડી પેર ॥૧૨॥ તે વેળા ગાંનધારી ધત્રાષ્ટર,ઉદાશ થયાં મન; પત્ર કાઇને વંચાવ્યો નહિ, નાશ કર્યો તદન. ॥ ૧૩ ॥ ત્રણે જણે

મળી મનમાં ધાર્યું; ગુપ્ત રાખવી વાત; આગળ થનારૂં હશે તે થાશે, કરવું નહી પ્રખ્યાત ॥૧૪॥ જુઠા ઠરાવવા નંદન એના, અંધે વિચાર્યું એમ; પ્રથમ ઝેરનું ઝાડ ઉગ્યુ, પ્રભુ રાજી રહે કેમ. ॥૧૫॥ પાંડવ ઉછરે છે વન વિશે, લક્ષણ છે વીચીત્ર; દીવશે દીવશે થાય મ્હોટા, કરે છે બાળ ચરીત્ર ॥૧૬॥ ચાર ભાઇ ચાલતા શીખ્યા, ધુંટણીએ સુશોટ; ત્યારે ભીમસેન ઉભો થઇને શીખ્યો મુકતાં દોટ ॥૧૭॥ કાલું કાલું કુંવર બોલે; તાતને લાગે સારૂં; પુત્રોની પુંઠળ પુંઠળ ભમે આતે શું ભાગ્ય મ્હારૂં ॥૧૮॥ સવારે કુંતા પુત્રોને તેડી, નવરાવે તો નહાય; અડધોકોરો અડધો ભીનો, ભીમ નાશી જાય. ॥ ૧૯ ॥ સારૂ સારૂ ચોરી ખાય છાનુ, પુછે તો ન કહે સાચું; માને રાંધતા વાર લાગે; અન ઉતરાવે કાચું ॥૨૦॥ પીતાના ભેળા ભોજન કરે, પાડે ઘણો એંઠવાડ; તેમ તેમ ગમે પાંડુ રાજાને, લડાવે બહુ લાડ ॥૨૧॥ ફોડે ઢોળે તોયે ન બોલે, અણુદીઠાનું દીઠુ; છોકરાં છાશમાં ખાંડ માગે, દુધમાં માગે મીઠું ॥ ૨૨ ॥ કુંતાજી કદી પુત્રને વઢે, પાંડુને માઠું લાગે; ખબડદાર તું કાંઈ ન કહેતી, છો ફોડે ઢોળે ને ભાગે. ॥૨૩॥ વસ્તુ આવે કાંઇ ખાવા સરખી, માતાને ઉલટ વ્યાપે પાંચ પુત્રોને પાસે બેસાડી, સરખે ભાગે વહેંચી આપે. ॥૨૪॥ ભીમ પોતાના ભાગનું તે, એકજ કોળીયે ખાય; ચારે ભાઇઓ ચંચવાળતા હોય, તેનું ઝુંટાવી જાય ॥ ૨૫ ॥ તવ કુંતાજી ઝાલવા દોડે, દોડે દાસના ટોળાં; ખાઈજાઈ ભીમ થાયે સામો, દેખાડે મોટા ડોળા ॥૨૬॥ કોઈવેળા પાંડુ બેઠા હોય, હૈયે ધરી ઉમંગ; ધરમ અરજુન આવિને બેસે, તાત તાણે ઉછંગ ॥૨૭॥ શેદેવ આવી પડે વચમાં અન્યોઅન્યજ લડે, નીકુળ આવે તોફાન કરતો, તાતને ખાંધે ચડે. ॥૨૮॥ તાત તણી તે મુછો તાણે, કાલુ કાલુ મુખ ભાંખે; ભીમ આઘેથી આવી તાતને, હડશેલી હેઠા નાંખે ॥૨૯॥ ચારે ભાઇઓ લડવા લાગે, વઢવા ઉઠે કુંતાય; વાયુ નંદન વરકોદર ભીમ, સટુક સટકી જાય. ॥ ૩૦ ॥ એમ કરતાં થયા પાંચ વરસના, ભણાવે પાંડુરાય વીદ્યા ભણાવે તો ચાર ભણે છે ભીમ ઉભો ન રે ત્યાંય ॥૩૧॥ એમ કરતાં થયા સુત મોટા, પાંડુએ ઉપવીત દીધા, એકાદશ વરશે છોકરાને, શટ કર્મ કરતાં કીધાં ॥૩૨॥ એટલે ઉઠે પ્રાતસકાળે, કરે પીતા સંગ સ્નાન; સંધ્યા શેવા પુજા કરેછે, ધરે હરીનું ધ્યાન ॥૩૩॥ મધ્યાને ભોજન તાતની સાથે, કરી કરે સયન; નીંદ્રા લેઇ ને જાગ્રત થાએ, ખટગડી હોય દન ॥૩૪॥ તે વેળા પાંચે આયુધ લઇને રમવાને જાય વન; પોતપોતાને ગમતું રમે, તેનું કરૂં વરણન ॥ વળ-

ણુ ॥ વરણન કરૂં તેહનું, સુણો કહું કર જોડ; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, બોલો જેજે શ્રી રણછોડ ॥

## કડવું ૨૫ રાગ ધનાસરી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥ ૧ ॥ વન વીશે જંઇ રમત રમતા તેમાં ધર્મ સત્યવાદી; રેણુને ચાળી કરે રૂપાળી; બેસવાની રાજ્ય ગાદી ॥૨॥ મનથકી માને રાજ્યાસન, શેદેવ છુટા ફરે, અરજુનજી તો બાણ ચઢાવે; પાંદડા વીંધે શરે ॥૩॥ ઝાડતાડ તાકીને વીંધે, શેદેવ સાબાશી ભાખે; પુસ્પ વીણીને હાર કરીમે, નીકુળ ગળામાં નાખે ॥ ૪ ॥ જુઓ હું કેવો દેખાવું, ભાઇઓને દેખાડે; નાના વ્રક્ષોને બાથ ભીડાવિ, ભીમશેન ખેંચી કહાડે ॥૫॥ ઉછળે કુદે તોફાન કરે, મસ્તાનો થઇ મ્હાલે; વાઘ વરૂ જીવ જંતુને જુએ, ઝડપ દઇને ઝાલે ॥ ૬ ॥ એ રીતે નીત્ય રમત રમે, સાંભળ તું રાજન; હસ્તીનાપુરમાં ગાદીએ બેઠો, રાજા દુરીયોધન ॥૭॥ આંધળે ગાદી એને આપી, જાણી મ્હોટો સંતાન; રાધે દાસીનો કુંવર કરણ, તેને કર્યો પરધાન ॥૮॥ દુરીયોધનને બેન એક છે, તે, તેનો સ્વામી જેહ, જેદ્રથ એવું નામ એનું, થયો કારભારી તેહ ॥ ૯ ॥ તેમાં મ્હોટો કારભારી કીધો, શકુનીમામાને સાર; ભેગદત ભુરી શેવા સુસરમા, તે સૌ કરે કારભાર ॥૧૦॥ એ રીતે એ રાજ્ય ચલાવે, દુરિયોધન કુરમતી; પાંડુ રાજાને જાત્રા વીસે, પત્ર લખતો નથી ॥ ૧૧ ॥ પાંડુવ વન વીશે ઉછરે છે, એવામાં શું થાય; મધ્ય રાત્રે ગયો પાંડુ રાજા, કરવા લઘુ શંકાય ॥ ૧૨ ॥ જઇ બેઠા એક વ્રક્ષ નીચે, પાંડવનો જે તાત; એ વ્રક્ષ ઉપર ઘુવડ બોલ્યો, સાંભળ પક્ષણી વાત ॥૧૩॥ આ વ્રક્ષ નીચે જે બેઠો છે, તેનું જે કાળજું ખાય; તે પ્રાણીને ઘેર બેઠા, ત્રીલોકનું જ્ઞાન થાય ॥ ૧૪ ॥ તે વાત સાંભળી પાંડુ રાજાએ, જ્યારે હું મરવા થૈશ; તે વેળા મારા પાંચે પુત્રને, આ વારતા હું કૈશ ॥ ૧૫ ॥ એવું મનમાં દ્રઢ કરીને, જઈ કર્યું સયન; એવામાં એક દન પાંચ ભાઇ, રમવા ગયા છે વન ॥૧૬॥ કુંતા ગયા છે ગંગાયે ન્હાવા, માદરી તંબુને ઠામ; તે વેળા પાંડુનો આયુશ ખુટયો, પ્રગટયો એને કામ ॥ ૧૭ ॥ તેથી કામનીનો કર ઝાલ્યો, માદરીયે કર્યો સોર; તોપણ પાંડુરાયે ન મુકી, શું અબળાનું જોર ॥૧૮॥ માદરી કહે કંથ મારા, બ્રાહ્મણીનો શ્રાપ; જરૂર

જાશે જીવ તમારો, સમાવો પરીતાપ ॥ ૧૯ ॥ છોકરાંને રઝળાવશો રણ-માં, આવે મુને અપવાદ; તોંપણ પાન્ડુએ નવ માન્યું, મરવાને ચાલ્યો નાદ ॥ ૨૦ ॥ કામ વાપ્યો કામ આપ્યો, બ્રાહ્મણીનો શ્રાપ નડીયો; પાન્ડુ રાજા ઉછળીને, મરણ તુલ્ય થઇ પડીયો ॥૨૧॥ એટલે માદરી બ્હાર નીકળી, ઉપજ્યો સંતાપ શોક; આંસુડાં પાડી રડવા લાગી, કારમી મુકી પોક: ॥૨૨॥ એટલે શેન્યનું લોક ભરાયુ, રડવા લાગ્યું સહુ કોય; કુન્તા ગઈ છે ગંગાજીયે, ત્યાં એને ખબર હોય ॥૨૩॥ તેવીજ તે ત્યાં દોડતી આવી, કાળજડું કયાં બાળ્યું; માદરી તું બેન તુલ્ય હતીપણ, શોકનું સાટું વાળ્યું ॥૨૪॥ છોકરાં તેં રણમાં રઝળાવ્યાં, નથી દીઠું ઘર ગામ; અરેરે સાચી શોક તું શત્રુ, વશ રહયો નહી કામ. ॥૨૫॥ માદરી કહે વાંક નથી બૈ; મિથ્યા ન ધરશો રોશ; ઘણું કહ્યું પણ કંથે ન માન્યુ, આવ્યો મારે શીશ દોશ ॥૨૬॥ એમ કહી સહુ રડવા લાગ્યાં; પુત્ર ગયા તે વન; તે કોઇ કાંઇ જાણતા નથી, ત્યાં શું થયું વિઘ્ન ॥ ૨૭ ॥ ભીમ જરા રમવા ગયો આઘો, વાઘ ત્યાંથી એક ચાલ્યો; વરકોદરે દેખી દોટ મુકી, બગલમાં ગ્રહી ઘાલ્યો. ॥૨૮॥ પકડી લાવ્યો ભ્રાતોની પાસે, આજ મુછો મરડાવું; ચારે આવ્યા છો લાગમાં તે, આ વાઘ હું કરડાવું. ॥૨૯॥ એટલે અરજુન શેદેવ નીકુળ, રડે છે ધરમ રાંક; ઓ ભીમભાઇ એમ ન કરશો, શું છે અમારો વાંક. ॥૩૦॥ ભીમ કહે ખાવાનું આપે છે, વેહેંચીને કુન્તા સતી; તમારા ભાગમાંથી તમે મુને, કેમ આપતા નથી ॥૩૧॥ ચારે ભાઈ કહે સાંભળો વીરા, માતા આપે તે લેશું; પણ અમારા ભાગનું હવે, તમોને આપી દેશું ॥૩૨॥ ભીમ કેહે ના નથી આપતા આજ ભલો છે લાગ; હવે ન મુકું કોઇ કાળે, કરડાવી દઉ વાઘ ॥૩૩॥ સાંભળી ચારે બંધુઓ નાઠા, પુંઠે વ્રકોદર જાય, રડતા ચારે આગળ આવ્યા, તંબુની લગભગ થાય ॥૩૪॥ એટલે તંબુમાં તોફાન જાણ્યું; લુછી નાંખ્યાં લોચન; તંબુમાં જઈ તાત પાસે, બેઠા ચારે તન ॥૩૫॥ એટવામાં ત્યાં ભીમ આવ્યો, રડતાં સુણ્યાં સઉ કોય, વાઘ વનમાં ફેંકીદીધો તરત ડાહયો હોય ॥ ૩૬ ॥ છાનો માનો શાણો થઇને, ડેરા તંબુમાં પેઠો; પીતા પોતાના જ્યાં છે પડેલા, ત્યાં આવીને બેઠો ॥૩૭॥ ભીમ કહે મા તાત મારા; સુઈ રહ્યા શું કરવા; કુન્તા કહેકે કરમ ફુટયું, એતોપડયા છે મરવા ॥ ૩૮ ॥ ભીમ કહે ભલે મરણ પામો, ઓરે મારા તાત; એટલે પાન્ડુ રાજાયે ત્યાં, ઉંચોજ કીધો હાથ ॥૩૯॥ ભીમ કહે સરવે રહો છાના, મમ તાત કાંઈક કેહેછે; એટલે સરવ રહી ગયાં છાનાં, તવ ત્યાં

પાંન્ડુ વદે છે ॥૪૦॥ પાંચે પુત્રો શ્રવણ કરજો, કહું તેમાં દેજો લક્ષ; મારા મુઆ પછી કાળજાું મ્હારૂં ગમે તે કરજો ભક્ષ ॥ ૪૧ ॥ તેથી ત્રીકાળ જ્ઞાન થવાનું, એટલી પાળજો વાણ; પુત્રોએ કહ્યું વારૂ પીતાજી, એટલે છુટયો પ્રાણ ॥૪૨॥ પછી સરવ રડવા લાગ્યાં, એટલે બોલ્યો ભેમ; કહો માતા આ મડદ્દાને, હવે તે કરશું કેમ ॥ ૪૩ ॥ કુંતાજી કહે એક નંદન, અગ્ની હાથમાં ઝાલો;શબ ઉચકીનેચારભાઈ,ગંગા ત્રટ લઇ ચાલો ॥૪૪॥ ભીમે જાણ્યું સહુને દુખ દેવું, તેથી શું વીશેષ વાધે; એવું જાણી કટી કશીને, મડદ્દુ લીધું ખાંધે ॥૪૫॥ દોટ મુકીને બાહાર નીકળીયો,પુંઠળ સરવે જાય, ગંગા ત્રટે શબ લઈ આવ્યો,સ્નાન કરાવ્યું માંય ॥૪૬॥ પછી વરકોદર કાષ્ટ લાવ્યો, ચીતા ખડકી મ્હોટી;તાતને કાળજે કર દેઇને, કાળજું કાહાડયું ખીંચોટી ॥૪૬॥ તે એક પાત્રમાં મુકી રાખ્યું; એવે વદ્યાં કુંતાય; કંથ ભેગી હું બળું છું, બીરાજુ ચીતામાંય ॥૪૮॥ માદરી કહે હું બળવાની, આપણા સ્વામીની સાથ; કારણ કે પામ્યા મર્ણ મારાથી, માટે માગું જોડી હાથ ॥૪૯॥ કુંતા કહે જોજે છોકરાંને, હું મરૂં કુળવટે; તારાથી છું મોટી માટે માહારે મરવું ઘટે. ॥ ૫૦ ॥ ભીમ કહે શીદ વઢી મરો છો, આ શું લેવાનો છે લ્હાવો, તે કરતાં ભૈઓ સંપીને રહીશું, બંને માતાજી આવો ॥૫૧॥ એટલે શેદેવ નીકુળ ધરમ, અરજુનજી તરફડીયા; ઘણી માયા કુંતાજીની માટે, તેને બ્હાજી પડીયા ॥૫૨॥ તવ માદરી કહે મુને રજા દો, તમારી પુત્રોને માયા; તમ વિના તો સોસાઈ જાશે, ગાળી નાંખશે કાયા. ॥ ૫૩ ॥ તવ કુંતાએ આજ્ઞા આપી, કાષ્ટ ચિતામાં પેડી; પોતાના પતિનું મુસ્તક ખોળે, લેઇને બળવા બેડી ॥૫૪॥ એટલે ધરમે અગ્ની મુકયો, સળગી ચીતા ચોપાસ; ભીમે ડાબલી કાળજા કેરી, ઉપર મુકી કરી કયાસ. ॥૫૫॥ કાળજું તાતનું ભક્ષણ કરવું, અભક્ષાભક્ષ કહેવાય; પણ બાફીને વાસના લેવી, ભક્ષ કર્યા તુલ્ય થાય ॥૫૬॥ એમ જાણીને બાફવા મુકયું, જ્ઞાન થવા સાક્ષાત; દ્વારીકામાં શ્રીકૃષ્ણજીએ, તે સહુ જાણી વાત. ॥ ૫૭॥ જાણ્યું કે કાળજાની વાસ લેશે, ત્રીકાળનું જ્ઞાન થાશે; પછી મારો ભાવ કો નહી પુછે, મમ તુલ્ય તે તો ગણાશે ॥૫૮॥ તે માટે ત્યાં સંચરૂને, ચરીત્ર મ્હારૂ લડાવું; બ્રાહ્મણ વેશે પક્ષમાં પેશી, જઈ કાળજું પડાવું ॥૫૯॥ વળણ ॥ કાળજું પડાવવા કૃષ્ણજી આવ્યા શામ શરીર; વલ્લભ વદે ચીતા બળે, તેની સાંમી તીર.

## કડવું ૨૬ રાગ ઉછાળતી ચોપાઈ.

આવ્યા સામી તીર વિશ્વના ભુપ, ભગવાને ધર્યું બ્રાહ્મણ રૂપ; માથે બાંધી ધોળી પાઘડી, એકભુજમાં ઝાલી લાકડી ॥૧॥ ચારછેડેપહેરી છેરે છોતી, બગલમાં મારીછેરે પોથી; લેલાટે તો ભસ્મજ ચોળી, ડાબી ખાંધે ભરાવી છે ઝોળી ॥ ૨ ॥ એક ભુજે ગ્રહ્યું તુંબીનું પાત્ર, ગોવીંદે ધરીયું રડેરૂં ગાત્ર; વ્રધ માટે નેત્ર નવ સુજે, ચામડી લટકે ને થર થર ધ્રુજે ॥૩॥ દાંત પડયાને ડાચાંજ મળીયાં, મ્હોડેને માથે ઉગ્યાં છે પળીયાં; કટીમાંથી વાંકાજ વળીયા, શરીરે તો છેકજ ગળીયા ॥૪॥ નીચી ડોકીથી મારગ જુએ, નાશીકામાંથી પાણીજ ચુએ; આંસુડાંછુટે ને નેત્રજ ગળે; ઠેસ વાગે ને ધરણ ઢળે ॥૫॥ એવે રૂપે આવ્યા પુણ્ય સ્લોક, પાન્ડુ રાજા કહી મુકીજ પોક, એ મારા પાંડુરાય જજમાન, તે શબ્દ સાંભળ્યો કાન ॥૬॥ જુઓ બેટા કોક વીપ્ર રડે છે, વ્રદ્ધ વપુએ ઢળી પડે છે; દે તમારા તાતનું નામ, ચાલો જઇ લાવીએ આ ઠામ ॥૭॥ વળણ. ॥ ચાર સુતને માવડી, ચાલ્યાં સાંમી તીર, વદે વલ્લભ એ આવીયાં, જ્યાં છે શામ શરીર.

---

## કડવું ૨૭ રાગ સામેરી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,સુણ જનમેજય રાય, વીસ્તારી તુજને સંભળાવું, આદ્યપરવ મહિમાય ॥૧॥ ચારે પુત્રને લેઇને આવ્યાં. પ્રભુ કને કુંતાય; એ મહારાજા કોને રડો છો, કહો કરીને કૃપાય ॥ ૨ ॥ પ્રભુ કહે રડું છું કરમને વૃધપણમાં મરૂં મથી,મુજ મીત્ર પાન્ડુને શોધું છું, પણ કાંઇ મળતો નથી ॥૩॥ તવ કુંતા કહે એ મહારાજા, જેનો તમારે સ્નેહ; તે પાંડુ રાજાએ આજે, મુકી દીધો દેહ ॥ ૪ ॥ આ બળે ચીતા એમની, હું કુન્તાએ નરની નાર, પ્રભુ કહે એને શ્રાપ હતો, ગયો વાંજીઓ અવતાર ॥૫॥ બીજી નારી હતી માદરી, તે પણ થઈ વીધવાય; કુન્તા કહે તે માદરીએ તો, કંથભેળી પાડી કાય ॥૬॥ શ્રાપ હતો બ્રાહ્મણ કેરો, પણ વાધ્યું ઘરસુત્ર; મંત્રથકી દેવતા લોકોએ, પાંચ દીધા છે પુત્ર ॥૭॥ આ રહ્યા તમારા ચાર દીકરા; પાંચમો સામીતીર; એટલે ગરગર આંસુ પાડી, રડયો શામ શરીર ॥૮॥ ભલે થયા એને દીકરા પણ, મીત્ર વીના હું શું કરૂં; જીવતર મ્હારૂં ધિકારછે હું, ઘાત

કરીને મરૂં ॥૯॥ એમ કરીને :પડતું નાખ્યું, પોતે દીનાનાથ, તવ કુન્તાએ ને ધરમ રાયે, ઝડપ ઝાલ્યા હાથ ॥૧૦॥ તેડીને સામી તીર લાવ્યા, નેત્રમાં આંસુ છુટે;ચરીત્ર ભરેલા ચત્રૂભુજજી, છાતી ને શીશ કુટે ॥૧૧॥ કુન્તાજી તેમ તેમ કરગરતી, મહારાજા.ક્ષમા ધરીએ, અમારૂ બધું ધુળ મળીયું, પણ તેનું કેમ કરીએ ॥૧૨॥ એટલે રડતા રડતા બોલ્યા, પોતે પુરૂષ પુરાણ; હું જઇ પડું ચીતા વિશે,કહાડું મારોપ્રાણ ॥૧૩॥ એમ કહી કાળજુ પાડવા ચાલ્યા, મરૂ મરૂ મુખ ભાખે, અરજુન શેદેવ ધરમ સુદ્ધાં, ખેંચી ખેંચીને રાખે ॥૧૪॥ એટલે ભીમસેન બોલીયો મા શું છે આ તોફાન, કુન્તા કહે તુજ તાત તણો, આ મીત્ર છે બ્રધવાન ॥૧૫॥ તે પડવા આવેછે ચીતામાં, માટે રાખીએ ખાળી;ભીમ કહે ભેળો બ્રાહ્મણ બળે, મમ તાત ભાગ્યશાળી ॥૧૬॥ આવવા દોરે આવવાદો, હું તો ન રોકીરાખું;કોહોતો મહારાજા હું આવીને ઉચકીને મહી નાખુ ॥૧૭॥ પ્રભુએ જાણ્યું છે મસ્તાંનો; નાખતા નહી કરે વાર; એવું જાણીને ખંમચાયા, પોતે જુગદાધાર ॥૧૮॥ એવે ભીમશેન કાષ્ટ લેવા, અળગો ગયો લગાર, એટલે દીઠો લાગ ભલેરો, દોટ મુકી મોરાર ॥૧૯॥ જઇ ડોવલીને લાત મારી, ફોડી નાંખી તતકાળ; કાળજુ પડયું અગની વીશે, જોઇ રહ્યા ચાર બાળ ॥૨૦॥ શેદેવે જાણ્યું તાતજી તણું, વેણ વદેલું જાશે; લાવ્ય હું:જઇને કાળજું કહાડું, થનારૂં હશે તે થાસે ॥૨૧॥ એવું જાણી દોટ મુકી, પ્રોઢ પ્રાક્રમ માંડયું; અગની વીશે હાથ ઘાલી, ઝડપ કાળજું કહાડયું ॥૨૨॥ એટલે પ્રભુ પડાવવા દોડયા, શેદેવ નાશી જાય, તેની પુઠળ દોડવા લાગ્યા, પોતે શ્રી વૈકુંઠ રાય ॥૩૩॥ આગળ સેદેવ કેડે સામળીયો, જાય દોડયા વન વાસે; હુંનું કાળજું ઉછાળતો ત્યાં, સેદેવ સુરો નાશે ॥૨૪॥ એવે દોડતાં શેદેવજીએ, પાળ્યો પીતા વેણ ટેક; કાળજાની વરાળતણો ત્યાં, સ્વાસજ લીધો એક ॥૨૫॥ તેથી થયું જ્ઞાન સ્વર્ગ કેર, શેદેવને તે વાર; બીજો સ્વાસનો ઘુંટડો ભરીયો જે કાળ; તેથી જ્ઞાન થયું છે અતીશે, જાણી લીધું પાતાળ ॥ ૨૨ ॥ પછી કાળજુ નાંખી દીધું, ઉભો જોડી બે હાથ; હું શેવક પર શો છે જુલમ, ઓરે દીનાનાથ ॥૨૮॥ આવું કરવું ન ઘટે તમને દયાળુવીશ્વના. ભુપ, ભગવાન કહે શેદેવ આપણ, બેઉ થયા એકરૂપ ॥૨૯॥ અમમાં ને તમમાં ભેદ ન રહયો; માટે કલપના કાપો, બેઉ થયા એક વચન માગુ, તેટલું મુજને આપો ॥૩૦॥ શેદેવ કહે ભલે મ્હારાજા, ઓરે જુગદાધાર;

જેવું આપવું તેવું લેવું, જગતમાં વેહેવાર ॥ ૩૧ ॥ તમે માગો તે હું આપુ ને હું માગુ તે તમે આપો;પ્રભુ કહેછે લ્યો વેણ મ્હારૂં, તમે તમારૂં થાપો ॥૩૨॥ એમ કહીને સામા સામી, વચન આપ્યાં સાર; શેદેવને કહ્યું માગી લ્યો તમે, બોલીયા જુગદાધાર ॥૩૩॥ શેદેવ કહે સાંભળો સ્વામી ચરણ તમારે લાગુ; પ્રથમ પેહેલું; આપ માગો, પાછળથી હું માગુ ॥૩૪॥ પ્રભુ કહે જ્ઞાન થયું ત્રીકાળી,પણ મન સમજી રેહેવું, પુછયાવીના કોઇ પ્રાણીને, તમારે નવ કેહેવું ॥૩૫॥ પાંચ ભાઇ જાતા હો પંથે તે પંથ તમારે ચડવું; કુઆમાં ભાઇઓ પડતા હોય તો, ભેળા તમારે પડવું ॥૩૬॥ પણ કેહેવું નહી કે કુઓ છે, વેણ પાળે પ્રીયે લાગો; શેદેવ કહે સારૂ મહારાજા, પ્રભુ કહે તમે માગો. ॥૩૭॥ તવ વીચારી સેદેવ બોલ્યા, રક્ષણ અમારૂં કરવું;અમારા પાંચમાંથી એક મરીએતો જોડે તમારે મરવું ॥૩૮॥ શામળીયો કહે સાબાશ શેદેવ, કેમ કુપે પડવા દેવાય, મારૂં માગેલુ મારે ગળે આવ્યું, સદા સંભાળ લેવાય ॥૩૯॥ શેદેવ કહે પાળો પાલવતું, નહીતો રહેવા દઇએ; કૃષ્ણજી કહે પાળવું પુરૂ, વચન વીલા કેમ થઇએ. ॥૪૦॥ એમ કહી અંતરધ્યાન થયા, પોતે શ્રી જુગદાધાર; એવે ચીતા કને ભીમ આવ્યો લાવ્યો કાષ્ટ અપાર ॥૪૧॥ ડોચલી ચીતામાં નવ દીઠી, કાળજા કેરી જ્યારે; લાગ્યો ભીમસેન પુછવાને,અરજુન પ્રત્યે ત્યારે ॥૪૨॥ કહે ભાઇ કયાં ગઈ ડોચલી; અરજુને વાત ભાંખી; આવેલા પેલા ઘરડા વીપ્રે, ડોચલા ફોડી નાંખી ॥ ૪૩ ॥ ભીમ કહે ગયું વચન તાતનું, આપણને ધીક્કાર; અરજુન કહે શેદેવ વીરે, કાળજુ કાઢયું બ્હાર ॥૪૪॥ હુંનું ઉછાળતો લેઈ નાઠો છે, વીપ્ર પડયો છે પુંઠે; એવું સાંભળી કાષ્ટ બળતું, લેઈ વ્રકોદર ઉઠે ॥૪૫॥ ખોળવા ચાલ્યો વીપ્રને એ વાયુ નંદન બળીઓ એટલામાં તો શેદેવ જોશી, ભીમને સામો મળીયો ॥૪૬॥ ભીમ કહે ભાઇ બ્રાહ્મણ કયાં છે, જોશી કહે કોણ જાણે; ગભરાશો નહી તાતજી તણું વેણ, પાળ્યું છે આ ટાણે ॥૪૭॥ એમ બેઉ જણ વાતો કરતા, આવીઆ ચીતા કને; ભીમ કહે કે ત્રીકાળ કેરૂં જ્ઞાન થયું હશે તને ॥૪૮॥ શેદેવ કહે કાંઈ ન થયું, કયાં હતી તાતને સુદ્ધી; પણ વીચાર્યું બોલી ગયા એ, મરણે બગડી બુદ્ધી ॥૪૯॥ વળણ ॥ મરણ શમે બુદ્ધી ગઇ, માટે કહ્યું પીતાય, વલ્લભ કહે છે તે પછી, ભસ્મ થઈ ચીતાય ॥

# કડવું ૨૮ રાગ ચોપાઈની કાફી.

બોલ્યા વૈશમપાયે વચન;સાંભળ જનમેજયરાજન, હસ્તભસ્મ નાંખી જયમાંય, ચાલ્યા સ્નાન કરી તંબુ જ્યાંય ॥ ૧ ॥ રડી કકળી કર્યું રે સયન, થયું મધ્ય રાત્રીએ વીઘન;આવ્યો અગ્નની થયો આહાકાર, કર્યું સહુ સેન્ય પ્રલેકાર ॥ ૨ ॥ રહયો એક રથ ચાર તોખાર, સતી કુન્તા ને પાંચ કુમાર; વિતી રજની થયો પરભાત, મુકયો કુન્તાએ લેલાટ હાથ ॥ ૩ ॥ પત્ર લખ્યો હસ્તીનાપુર, થઇ કરમ તણી કસુર; દેહ મુકયો છે પાંન્ડુ રાય, બળી દહન થઇ સેન્યાય ॥ ૪ ॥ લખી મોકલીને એ બેઠાં, માત પુત્ર ચીંતામાં પેઠાં,અરેરે ગયો ભાગ્યશાળી; પુંઠે લેઇ ગયો સર્વે વાળી ॥ ૫ ॥ તવ ભીમ વધ્યો વચન, માજી શાને કરો છો રૂદન, તમો કેહેતાં હતાં બહુ વાર; આપણે છે ઘણું ઘરબાર ॥૬॥ કેહેતાં હતાં કે છીએ નરેશ, આપણે છે ગાદીને દેશ ॥ ૭ ॥ છે કાકા દાદા ને કાકી, રાજ્ય કાજ નથી કાંઇ બાકી; તે બધું છે કહો કીયે કામ, ચાલો જઇએ આપણે ગામ ॥ ૮ ॥ કહે કુંન્તા છે સાહ્યબી ઘણી, થઇ બેઠો દુર્યોધન ધણી, તારા અંધ કાકાનો તન, પચાવી પડયો રાજ્યાસન ॥ ૯ ॥ જીતીને લાવેલા તુજ તાત, હવે પડયું એ દુષ્ટને હાથ;પેહેલા હતા આપણે નાત બહાર, કર્યો તુજ તાતે જય જયકાર ॥૧૦ ॥ રહ્યા યાત્રાએ કરવા વન, થયા માલીક અંધના તન, જીવતા હોય જો તમ તાત,તો તો રાજ્ય આવત તમ હાથ ॥ ૧૧ ॥ તેમ છતાં જો ગામમાં જઇએ, થઇએ ગરીબ તો ત્યાં રહીએ; કહે ભીમ ચાલો મારી માત, ત્યાં ગયા પછી બીજી વાત ॥૧૨॥ કહે કુંન્તા તું છે મસ્તાન, કરે ત્યાં જઇને તોફાન, તેથી ભંગાવી નાખીએ વાંસા, પડે ગામમાં પેઠાના સાંસાં ॥૧૩॥ ભીમ કહે હતો શીશ તાત, ત્યાં લગી કર્યું તોફાન માત, ફર્યો થઇને મસ્ત હરાયો, હવે આજથી જાણજો ડાહયો ॥ ૧૪ ॥ તવ કુંન્તા કહે થાઓ ત્યાર, જોડો રથને ચાર તોખાર, તવ અરજુને રથ જોતરિયો, દેશ જોવાનો વીચાર કરીઓ ॥ ૧૫ ॥ સમર્યા શ્રીદેવાધીદેવા, લીધી ધરમે ઠાકોર શેવા; બેઠાં રથમાં માતને ભ્રાત, ભીમ ચાલ્યો ઊભી વાટ ॥ ૧૬ ॥ કહે કુંન્તા સુણો સુતભીમ,તુજ થકી ચલાશે કેમ, ભીમ કહે ચાલીશું ચરણ, બેસું તો ઘોડા પામે મરણ ॥૧૭॥ અધવચ્ચ રસ્તામાં રહીએ, પછી ઘેર શી રીતે જઇએ.એમ કહીને ચાલ્યાં વાટ, કરે વીશ્રામ જ્યાં પડે રાત ॥ ૧૮ ॥ એમ નીત્યાન પંથ કપાય, ઘણે દીવસે લગભગ થાય, નગ્રથી

જુમના જોજન, ત્યાં તો આવ્યા પાંન્ડુનાતન ॥૧૯॥ ઉતર્યો જમુના વ-હાણું વહાતે,છોડયો રથ થતે પરભાતે, કહે કુંન્તાસુણો સંતાન, કરો જુ-મનાજીમાં સ્નાન ॥૨૦॥ માળા પુજા કરી પરવારો, પછી નગ્ર વીશેસી-ધારો, કોટ, કાંગરાવાળુ ગામ, હસ્તીનાપુર એનું નામ ॥૨૧॥ તવ ઘોડા છોડયા કીનારે, કીધાં સ્નાન જમનાને આરે, ત્રણ બંધુને ચોથી માત બેઠાં માળા ગ્રહીને હાથ ॥૨૨॥ એતો સમરે દેવાધી દેવા, કરે ધરમ ઠા-કોર શેવા, ભીમ પડયો નહાવા બહુ બળમાં,કરે તોફાન જુમનાના જળ-માં ॥ ૨૩ ॥ મારે ડુબકી ફરે ને તરે, મછ મગરથી નવ ડરે, બોલ્યા ધરમ સાંભળો માડી, આજ પુષ્પ વિના પડે આડી ॥ ૨૪ ॥ ફુલ વીના નથી થઇ સેવા, આજ થાય તે દીવસ કેવા;તવ બોલ્યાં કુંન્તા ડોશી, તમો ઉઠો શેદેવ જોશી ॥૨૫॥ જુઓ બાગ પેલો દેખાય અતી ફળ ફુ-લ છે તેનીમાંય, તુજ તાત તણો એ બાગ, હશે માળી પીળે પોશાક ॥૨૬॥ તેને જઈ કહેજો વચન, કહીએ હું પાંન્ડુનો તન; આપો પુષ્પજ શેવા સારૂ, તેમાં ભલેરૂ થાશે તમારૂ ॥ ૨૮ ॥ કહે શેદેવ ભક્તી અધુરી, નથી થઇ માળા મ્હારી પુરી; કહે કુન્તા તુટે છે નીમ,બોલ્યા શેદેવ એ રહયો ભીમ ॥ ૨૮ ॥ વળણ ॥ નવરો દીઠો માવડી, તવ કીધો પો-કાર; વદે વલ્લભ સોર સાંભળી, ભીમસેન આવ્યો બ્હાર ॥ ૨૦ ॥

## કડવું ૨૯ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા,શુણ જનમેજે રાય, વીસ્તારી તુજને સંભળાવું આદ્ય પરવ મહિમાય. ॥ ૧ ॥ ભીમશેન આવ્યો માતાની પાસે, પુછયું ધરીને પ્રેમ; કહો માતા સુખની સાતા,મને બોલાવ્યોકેમ ॥ ૨ ॥ કુંન્તાજી કહે તોફાન મુકી, કામમાં તતબર થાવો; પેલા બાગમાં ઠાકોર સારૂ, પુસ્પ લેવા જાવો ॥ ૩ ॥ ભીમ કહે હું નહી જાવું મા, અ-મો થાકયા પગપાળા; કુંન્તા કહે તું છે નવરોને, બીજા જપે છે માળા ॥૪॥ ભીમ કહે મા મોકલો મુને,મેં શાં કરેલા પાપ; નથી નવરો 'જમુ-નાજીમાં, હું પણ જપું છું જાપ ॥૫॥ કુંન્તા કહેતું મેલ ચાળા,જા દીકરા મુકય દોટ;લે આવ્ય પુસ્પ એક ઝપાટે, એ દીસે બાગનો કોટ ॥ ૫ ॥ ત્યાં જઇને માળીને કેહેજે, પાંન્ડુરાયનો તન; પુષ્પ જોઇએ શેવા સારૂ, કરવું દેવ પુજન ॥૬॥ એમ કહીને લાવજે માગી, રાખજે મન વશ્યપ-ળ; અનેક તરેહના મેવા હશે પણ, હાથે ન લેઇશ ફળ ॥૭॥ભીમે જાણ્યું

ત્યાંછે ખાવાનું, તરત થયો તઇયાર; વધારે એક વસ્ત્ર લેઇને, ચાલ્યોવાયુ કુંવાર ॥૮॥ ફળમાં ચીતછે ફુલમાં પ્રીતછે, ચાલ્યો આવ્યો ચડી ચોટ; જાણ્યું કયાં હશે દરવાજો, આતો ફરતો કોટ ॥૯॥ દરવાજો સોધવા કયાં જાવું, કીધી દોટા હડીઓ; આઘે જઇને છલંગ મારી. કોટ કુદીને પડીઓ ॥૧૦॥ બાગમાં પડયો સુત સતીનો, નીરખી દીશા ચાર, પુષ્પ તણી ઘણી પીમળ આવે, વનસ્પતી દસભાર ॥૧૧॥ કમળ કેતકી કુશુમ કેવડો, જાઈ જુઈ ચંબેલી; મોઘરો મરેઠી આક અરેઠી, બોરસલી પડવેલી ॥૧૨॥ સોભાગ સુંદરી સુરજ વંશી, ચંપક ચાંપાને ચંપો; બટ મોઘરોને વેલ મોગરો, કાંટાશળી વિશંપો ॥૧૩॥ ગુલાબ ગુલ ચંપો ગુલ દાવદી, ગુલબાસ ગોટા હજારી; પારસ ઘોળીઓ જાશુદ શાળા, કરેણો હાતરો બ્યારી ॥૧૪॥ વીવીધ વ્રક્ષો ચોરૂચારોળી, ચંદન ચંપુ અંક, વેલ વાલોળને વૈલછડો છે, આશાળા વાળ્યો વંક ॥ ૧૫ ॥ આંબા આંબળાં આંબલી અરણી, અગથીયોને અનાર; પીપળાં પીંપળી પારસ જાંબુ, બોર બપયાની હાર ॥૧૬॥ શીમળા શેતુરી સીફળા ફેફળા, તાડ તાડીને ખજુરી; શેકટી શેલડી લાંબી; અનુસડી પણ પુરી ॥ ૧૭॥ કમખી પપનસ અનનસ ફનસ, મીઠાં લીંબુ નારંગી; જલદારૂ આલુ અંજીર બદામ; કેરી કેળાં ઝાડ જંગી ॥૧૮॥ દ્રાક્ષની વેલા દ્રાક્ષ લળેલી અખોડને ગેરાણી; પાકા ફળની સોડમે ભરાયું, ભીમના મ્હોમાં પાણી ॥૧૯॥ મન વશ રહ્યું નહી ત્યારે. વીચાર કીધો એમ, માતાએ ફળ હાથે તોડવાનું; ના કહ્યું કરૂ કેમ ॥૨૦॥ સાચા સોગન ખાતા છુટીએ, વીચાર્યું દલ સાથ; બે ચાર વ્રક્ષનું જુથ્થ હોય ત્યાં, ભીમ ભીડાવે બાથ ॥૨૧॥ હચહચાવી ખેંચી કાહાડે. પછાડે પૃથવી માંય; પાકાં પાકાં ફળ ગરીને, ભોમીએ ઢગલો થાય ॥૨૨॥ વ્રક્ષો કાહાડે ભોમી પછાડે પડે તે ફળ ખાય, રમેછે ધુમે છે બાગમાં બળીયો, ભય નહી જરાય ॥૨૩॥ તે બાગના દરવાજા ઉપર, રેહેછે માળી રખવાળ; તેણે કાડાકા ઝાડનાં શુણ્યા, પેટમાં પડી ફાળ ॥૨૪॥ આવ્યો અગાસીમાં જોવાને સારૂ, દીઠી ભીમની પુંઠ; કોણ મુઓ હરામ ખાનાર, અકલ વિનાનો ઉંટ ॥૨૫॥ આવી રહ્યું છે આયુષ તારૂં ફળ ખાવા મન મ્હોયું; એટલે ભીમે આડી આંખે, અગાશી સામું જોયું ॥૨૬॥ માળીને દીઠો મન વીચાર્યું, શુકન માઠા થાશે; ગાળો સાંખીને ગામમાં જાશું, તો જનમ ગાળોમાં જાસે॥૨૭॥ એવો અવળો અરથ લીધો; ક્રોધ હળાહળ ચડીયો,

છલંગ મારીને ઉછળ્યો તે, જઈ ધાબામાં પડીયો,ધમ ધમ ધમ ધમ ધાબુ ધ્રુજ્યું, માળીશું જોરવે તાપ; થર થર ધ્રુજ્યો હાથ જોડયા, નહી બોલ્યું મા બાપ, ॥ ૨૮ ॥ ભીમ કહે ભલો ગાળો દેનારો, ઝડપ લઇને ઝાલ્યો, મુસ્તક ઉપર ફેરવીને, તરત બગલમાં ઘાલ્યો. ॥૨૯॥ ભીમ કહે ગામની ને વનની, દેખ્યા કાહાડજે રોગ; પેહેલ વેહેલે ગામમાં જતાં; તુજને આપુ ભોગ ॥ ૩૦ ॥ માની લેજે ભક્ષ માળીનું, એમ વધો મુખ વાણ, બગલમાં બળ કરીને દાબ્યો, કાહાડી નાંખ્યો પ્રાણ. ॥ ૩૧ ॥ પછી મડદુ મુકયું ધાબામાં, માળીના મોહોલમાં વાસ્યો; સોધીને લાવ્યો દોરડુ લાંબુ, માળીને ચર્ણ બાંધ્યો ॥૩૨॥ મોહોલમાં મડદું લેઇને ચાલ્યો, હસવાનો ખેલ કીધો; દરવાજાની કમાન વચ્ચે, ઉંધોજ ટાંગી દીધો. ॥ ૩૪ ॥ પછી પાછો બાગમાં પડીઓ, કીધું સરોવર સ્નાન, ફુલ વીણીને ફળજ ખાયે, ન ફકરો મસ્તાન ॥ ૩૫ ॥ એવામાં આવી માળાની પુત્રી,ખાવાનું ભાતુ લેઈ; દરવાજામાં પેસવા માંડયું, થર થર કંપી દેહી. ॥૩૬॥શબ દીઠું તવ લાગી શોસાવા, આ કૃત્ય કોણે કીધું;એવે ભીમની પુઠ દીઠી, ભાતુ ત્યાં ફેંકી દીધું ॥ ૩૭ ॥ દડ બડ નાઠી નગ્રમાં આવી, રાજ સભાની માંય; આંસુડાં છુટે શીશ કુટે, છે દુરીયોધન ત્યાંય. ॥૩૭॥ છત્રપતી કહે કેમ છોકરી તવ વદી પુત્રી વચન; મારા તાતને મારી નાખ્યો છે, કોઈ હલમસ્ત જન ॥૩૮॥ બગીચો બધો ભાગી નાખ્યો, સાંભળ્યું દુરીયોધન; એકદમે સો મલ બોલાવ્યા, ક્રોધ કરી રાજન ॥ ૩૯ ॥ એક સો મલ્લ ત્યાં આવી ઉભા, છત્રપતી કહે જાવો;બાગનો ભાગનાર માળીનો મારનાર, તેને બાંધીને લાવો. ॥૪૦॥ મલ્લ કહે વારૂ માહારાજા; કહી ચાલ્યા ચડી ચોટ;ગેડીઓ લીધી તૈઆરી કીધી, દડબડ મુકી દોટ ॥૪૧॥ ધમ ધમે ધરતી મલ્લોને ચરણે, જોર ઝપાટે ગયા; સાંભળ્યું ભીમે મન વીચાર્યું, ધબડાકા કાંક થયા. ॥૪૨॥ એવું જાણી ફળ મુકી ઉડયો, જ્યાં વ્રક્ષ ઘેરો હુતો; તે ઝાડના જાળામાં પેશી, ઉંધો થઈને સુતો ॥૪૩॥ એટલામાં મલ્લ લોકો આવ્યા પાકા કર્યા મનસુબા; નેવું જણા મહી સોધવા પેઠા, દરવાજે દશ ઉભા ॥૪૪॥ બીજા સરવ સોધવા લાગ્યા, ભીમે કર્યો વિચાર; આવ્યા છે તો હોંશ એમની પુરણ કરવી સાર. ॥ ૪૫ ॥ ॥ વળણ ॥ હોંશો પુરણ પાડવી, એજ કર્યો વીચાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, ભીમ સુરો સરદાર ॥

## કડવું ૩૦ રાગ રેકતા ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન,સાંભળ જનમેજય.રાજન;ભીમે કાળજાં મલનાં ખોવાવ્યા, સુતાં સુતાં નાશકોરાં બોલાવ્યાં. ॥ ૧ ॥ તવ મલ્લો એ દીઠો ચોર; સૌએ ભેગા થઇ કર્યો સોર, ટોળે મળી ચાલ્યા સહુ સુબા, ભીમને સુતો ઘેરી સૌ ઉભા ॥ ૨ ॥ તોએ સુતો રહયો વાયુ તન, એટલે મલ બોલ્યા વચન; અલ્યા કોણ જાત કોણ ઘર ગામ, કોણ માત તાત કોણ તુજ નામ ॥૩॥ ભીમ કહે શીદ પુછો શબ્દ ઝાઝા, અમો સરવના રાજધીરાજા; મલ્લ કહે તારો દન વાંકો જાગ્યો, છત્રપતી બળીઆનો બાગ ભાગ્યો, ॥ ૪ ॥ ભીમ કહે વાંકા દહાડા તમારા, આવી જવાબ માગો છો અમારા; તવ મલ્લ લોક બોલ્યા વચન, ઉઠ તેડાવે છે દુરીયોધન ॥૫॥ વાયુ સુત કહે કહો સભા માંઈ, કહીએ તેડે છે ભીમસેન ભાઈ; મલ્લ કહે ભવીશ તારૂં ફુટ્યું, જાણજે હવે આયુશ તુટયું ॥૬॥ સુણી ભીમ કહે લાગો ચરણ, નહી તો આવ્યું તમારૂં મરણ; કહે મલ ઉભો થા મુંઢ મતી, ભીમ કહે અમે ઉઠવાના નથી ॥ ૭ ॥ તવ મલે મનસુબો કર્યો જુદો એના ઉપર ચઢીને કુદો,ચઢયા શરીર ઉપર સોએ સુરા, નાચે કુદે પ્રબળ પ્રૌઢ પુરા ॥૮॥ ભીમ ધરતો નથી મન ધાક, જાણ્યું ઠીક ઉતરે જે થાક; ભીમ કહે સેવા થઈ પાકી, પણ બોચી ગદડવાની બાકી ॥૯॥ સુણી સહુ મલ કકળ્યા તે ઠામ, આણે સરવને ગણ્યા ગુલામ; ક્રોધે ભરયા એવું ધારી, ભીમને શીશ મલ્લે ગેડી મારી ॥૧૦॥ તવ વ્રકોદર રોશમાં રૂઠયો. પાસુ મરડી ઝડપ લેઇ ઉઠયો ॥ ૧૧ ॥ વ્રક્ષ ગફામાંથી બહાર નીકળ્યો, જઇ કુઆપર ઉભો એ બળીઓ; મલ લોક કહે ઝાલવાને જાય, દીઠો કુપપર ખમચાયા ત્યાંય॥૧૨॥અળગા રહીને બોલ્યા સહુ એમ; અલ્યા બળીઆ તું કરે આમ કેમ; તને નથી રાજા દંડદેનાર, નથી કોઇ તને કાંઇ કહેનાર ॥ ૧૩ ॥ ચાલ અમ સંગ સભા માંય, નથી કેદ કરવો તને ત્યાંય, જો તું નહી આવે અમારે સાથ, અમ પર કોપે નગ્રનો નાથ. ॥ ૧૪ ॥ તેથી અમ પેટપર પડે પાય, તેણે લાભ તને શો થાય; મીથ્યા.બાંધવા દેને હાથ, તેથી પ્રસન થશે નગ્રનાથ ॥ ૧૫ ॥ કહે ભીમ ભલે લેઈ જાઓ, મુને બાંધવા કુપપર આવો, મલ્લે જાણ્યું કપટ એ કરશે, જરૂર જીવ સરવના હરશે ॥૧૬॥ નહી ઝાલીએ તો પણ ખોટું, થાશે વીશ્વમાં મેહેણું મ્હોટું; ચાલો થનાર હશે તેથાશે; ક્યાં ઝલાશે કે કાં જીવ જાશે ॥ ૧૭ ॥ એમ જાણી ચાલ્યા સહુ સાર, ભી-

મે મુખથી કર્યો ઉચ્ચાર; આવો સનમુખ નહીં પડે વાંધો, લાવો દોરડાં બે ભુજ બાંધો ॥ દોહરાની ઉતાવળી ચાલ ॥ તવ ત્યાં સોએ મલ્લો ચાલ્યા, મરવાના મનશુબા; પચાસની પચાસની બે ઓળ્યો થઈ, ભીમની સામા ઉભા ॥૧॥ મલ કહે કે ડરતો નહિ તું; લાવ્ય તારા હાથ, તવ લાંબા ભુજ ભીમે કીધા, ભલી ભીડાવી બાથ ॥ ૨ ॥ શોએ મલ લાગ્યા તરફડવા, છે કોઈ મસ્તાન માઠો; એવામાં તો એક મલ્લ ત્યાં, વચકળીને નાઠો ॥૩॥ ભીમે તેને જાતાં દીઠો, વીચાર્યું તે વાર, છોને એ જાય જીવતો જૈ કેહેશે સમાચાર ॥ ૪ ॥ એવું જાણી જાવા દીધો, બીજાને ગ્રહી રાખ્યા, ઉપાડીને હીલોળીને, તરત કુવામાં નાંખ્યા ॥ ૫ ॥ તે નવાણું તરવા લાગ્યા ફરવા લાગ્યા માંય; કંઈક કુવાપર ચડવા લાગ્યા, ભીમે જોયું ત્યાંય ॥૬॥ જાણ્યું મેહેનત છુટી પડી, એવે દૈવત દાખ્યો, ઝાડ બીડ પડેલાં લાવી, કુવો પુરી નાંખ્યો ॥૭॥ કૈં તરતાતા કૈં ફરતાતા, તે સહુ બેઠા હેઠ; પ્રાણ પલકમાં નીકળી ગયા, પોહોચી ચુકયા ઠેઠ ॥ ૮ ॥ પછી પોતે ગયો બાગમાં; પુરણ કીધો ટેક, બાંધ્યો ફળનો ગાંસડો વળી ફુલનો બાંધ્યો એક ॥ ૯ ॥ બેઉ ગાંસડા લેને ચાલ્યો, વાયુનો કુમાર; દોટ મુકીને કોટ કુદીને, પડયો બાગની બહાર ॥ ૧૦ ॥ માત ભ્રાત જ્યાં છે પોતાનાં ત્યાં આગળ એ આવ્યો; કુંતાજીએ મન વીચાર્યું, બાગ ઉજડ કરી લાવ્યો ॥ ૧૧ ॥ એવે ભીમે મુકયા ગાંસડા, નહીં ચતુરાઈમાં ભુલ, ધરમરાયના દેવ માટે, આપ્યાં ચપટી ફુલ ॥૧૨॥ બીજા ફુલ જમના ત્રટ વેર્યા, ભીમ કહે લ્યો લહાવો; ગામમાં પેસતાં શુકન છે ભૈ. ફુલમાં શુવા આવો ॥૧૩॥ લો ફળ ખાવો માતા મ્હારી, કુંતા વદ્યાં વેણ; ઓરે શત્રુ દીકરા આ, કીયા ભવનું લ્હેણુ ॥ ૧૪ ॥ બાગ બગાડયો દુર જોધનનો, જીવ્યાની શી આશા; મુળમાં તો ગામમાં પેઠાના પુરણુ હતા સાંસા ॥ ૧૫ ॥ મારે પેટ તું શત્રુ સાચો, નડવા તેડી લાવ્યો, પેલા ભવનાં પાપ માહરાં; તું મુજ પેટે આવ્યો ॥૧૬॥ દેવને દુભી દીકરા માગ્યા, નીકળીઓ આ સાર, એમ ગાળો દેવા લાગ્યાં માતા અપરમપાર ॥ ૧૭ ॥ સાંભળી ભીમે મન વીચાર્યું, હવે શી કરૂં પેર; ગાળો દીધી માળીએ તો મારી નાંખ્યો ઠેર ॥ ૧૮ ॥ શુકનમાં શી ગાળો ખાવી, છે મહા મનમાં વેણ; પણ આ તો જે જનેતા તે, આને કરૂં કેમ ॥૧૯॥ ફીકર નથી દેવા દો ગાળો, બહુ દુઃખે દુલાવુ; કોઇ ઝાલવા આવે તો તેને, હાથે ખો ભુલાવું ॥ ૨૦ ॥ એવું જાણી શુતો ફુલમાં ફળ લૈ લૈને ખાતો; દો મા દેવી હોય તેમ ગાળો; એમ કહી મકલાતો ॥ ૨૧ ॥ એવા-

માં જે મલ નાઠેલો, તે ગયો ગામ માંય, દુર્યોધનની સભામાં આવી, જુહાર કીધો ત્યાંય ॥૨૨॥ દુર્યોધન કહે કેમ થયું ત્યાં, કયાં છે આપણો ચોર, મલ કહે મહા મસ્તાનો છે, જબરૂ એનું જોર ॥ ૨૩ ॥ હું મુજ કરમે જીવતો આવ્યો, નહીં તો પામત મરણ; મારી જોડે નવાણું તે, થયા વિષ્ણુ સરણ ॥ ૨૪ ॥ સાંભળી રાજા વીસ્મે પામ્યો, એક સહસ્ત્ર મલ જાઓ, ૮ કે મણ દુધ પીનારા જૈને બાંધી લાવો ॥ ૨૫ ॥ મલ્લ કહે ઓરે મહારાજા, છે અમને બહુ હામ બે જણા જે બાંધી લાવીએ, શું છે સૌનું કામ ॥ ૨૬ ॥ તવ જે મલ જીવતો આવ્યો તો, તે તો બોલ્યો આપ; હોંશ હૈયે થોડી રાખો, બળીયો તમારો બાપ ॥ ૨૭ ॥ દુરીયોધન કહે સરવે જાવો, થનાર હોય તે થાય; એટલે મલ હજારે ચાલ્યા, ગયા બાગની માંય ॥૨૮॥ એક સો મલ ઉભા દરવાજે, નવસેં કરતા શોધ, ખુણે ખોચરે ખોળ કરે, મહા જોરાવર જોધ ॥ ૨૯ ॥ :કોઈ સ્થળ ભીમને ન દીઠો, ઝીણું જોવા માંડયું; જોતાં જોતાં ભીમસેનનું, પગલું શોધી કહાડયું ॥૩૦॥ તે પગલું ગયું કોટ પાસે, તવ જોઈ કહાડયું બહાર; પછી પગલે પગલે ચાલ્યા બળીયા મલ હજાર ॥ ૩૧ ॥ દોટા દોટે પગલે મ્હોટે, જાતા બહુ બળવાન, વાગે પગની પડગીઓ તે, ભીમે સાંભળ્યું કાન. ॥૩૨॥ તવ વાયુ સુતે વિચાર્યું, માયે મને કર્યું ખોટું, મલો પાસે માર મરાવી, વાળું ગાળનું સાટું. ॥ ૩૩ ॥ એવું જાણી ભીમ ઉઠયો, ઓરે મારી માત; કેવારનાં ગાળો દો છો તે, કરૂં જળ જંપાપાત ॥૩૪॥ એમ કહી જે જમનાજીના; જળમાં પડયો સાર; ઉંડા નીરમાં તરતો રહયો, રાખ્યું ડોકું બહાર. ॥૩૫॥ એવામાં પેલા મલ આવ્યા, જુમનાની કીનાર; ફળને ફુલ પડેલા દીઠાં, કોપ્યા અપરમપાર. ॥ ૩૬ ॥ વળણ. ફળ ફુલ દેખી કોપીઆ, નેત્ર થયાં બહુ લાલ; વલ્લભ વદે મલ બોલીયા, મળ્યો મુદાનો માલ.

---

## કડવું ૩૧ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા; સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આધ પરવ મહીમાય ॥ ૧ ॥ મલ્લે માલ દીઠો મુદાનો, તવ પગમાં આવ્યું જોર, જાણ્યું કે આ પાંચ જણા છે, આપણા બાગનાં ચોર ॥૨॥ એમ કહીને ઝાલ્યા ધરમને, બીજા અરજુન ભુપ; ત્રીજા શેદેવ ચોથો નીકુળ, કુંતાજી મધ્ય રૂપ. ॥ ૩ ॥ પાંચે જણ ત્યાં લાગ્યાં ટળ·

વળવા, વીચાર કરે દવ સાથ; એમનુ બોલ્યું મલ્લ માને નહી, અવળ બાંધ્યા હાથ ॥૪॥ તવ કુંતા કહે મુકી દો અમને, સત્ય કહું મુખ ભાંખી; કોઈક ગાંડો ફળને ફુલ લાવી, હાંઇ ગયો છે નાંખી ॥ ૫ ॥ મલ્લ કહે તમો ફુલ લાવ્યાં, દેવ શેવા કરવા પાક્ષી; કુંતા કહે હાથ છોડો હું, દુરીયોધનની કાક્ષી ॥૬॥ મલ્લ કહે તારૂં મ્હો નથી કહેતું, મુકય મુમતનો સોર; જો તમારે જીવવું હોય તો, બતાવો બાગનો ચોર ॥ ૭ ॥ એમ કહીને માર મારે, પાંચેને આંસુ છુટે; ભીમ જળમાંથી જોયા કરે, જોઇ કાખલીઓ કુટે ॥૮॥ મલ માર મારે દયા ન ધારે, સહન કરે દુખ અતી; દેખે છે દુરથી ભીમને પણ કોઈ બતાવતાં નથી ॥ ૯ ॥ મનમા એમ કે મારશે ભીમને, દુખ કરેછે સહન; ઘણી વારે દયા ઉપની ભીમને, વીચાર કીધો મન ॥૧૦॥ હવે મા ભાઇ મરી જવાના; જાણીને નીકળ્યો બહાર; એ છે અનેકને હું એકલો વળી, હાથ નથી હથીઆર ॥ ૧૧ ॥ એવામાં એક ડુંગર દીઠો, ચાલ્યો ત્યાં સુરભર્યો સુબો; ઉપર ચડીને કીધો હોંકારો, મુછ મરડતો ઉભો ॥ ૧૨ ॥ કરી ગર્જના વાયુ સુતે, સાંભળો હરામખોર; ગરીબડાને શું મારો છો, હું છું તમારો ચોર ॥૧૨॥ મેં બાગ ભાંગ્યો મેં માળી માર્યો, મલ્લ નાંખ્યા કુપમાંય; તમારી માએ સુંઠ ખાધી હોય તો આવો વઢવા હાંય ॥૧૪॥ એટલે મલ્લોએ જોયું ડુંગરપર, જાણ્યુંકે એ ચોરસાચો;પાંચને બાંધી પાંચ ઉભા રહો, ન રાખશો ખેલ કાચો ॥૧૫॥ ચાલો નવસેંને પંચાણું જઇએ, પકડવા કરો પેર; છેવટ હાથમાં આવે નહી તો મારી નાંખવો ઠેર ॥૧૬॥ એમ કહી નવસેં પંચાણું, ચાલ્યા મુકીને દોટ; આખો ડુંગર વચમાં ઘેરીને, ફરતો વળીયો કોટ ॥૧૭॥ પાંચની પાસે પાંચ રહ્યા છે કરગરે કુંતા તે ઠામ, હું પાંડુરાયની પ્રેમદા છું, કુંતાજી મ્હારૂં નામ ॥ ૧૮ ॥ મુકો અમને ડબકો તમને, દેશે દુરીયોધન;ડુંગરપરછે તે ને આ ચારેથી યછે મહારા તન ॥૧૭॥ તોપણ મલ્લ લોકો માનતા નથી, બાંધી ઉભા છે સાર; પેલા નવસેં પંચાણુ મલ્લોએ કીધો મુખ પોકાર ॥૨૦॥ બાગના ભાગનારા ઉતર હેઠો,જરૂર જીવ તારો જાય; ભીમ કહે જો જીવવું હોયતો. પ્રથમ લાગો પાય ॥૨૧॥ મલ્લ કહે હવે છે મરવાનો બચ્ચાજી મળીયાં પાપ, ભીમ કહે તમે સરવ બચ્ચા, હુંતો તમારોબાપ॥૨૨॥ એવું સાંભળી સહુ મલ કોપ્યા, હેઠો ઉતર મુંઢ મતી; ભીમ કહે ફાવે તેમ કરો, અમે ઉતરવાના નથી ॥૨૩॥ તવ મલ્લોએ એમ વીચાર્યું, હવે દયા નવ ધારો; છુટાં આયુધે હાથ ઉપાડો, મન મુકીને મારો. ॥ ૨૪ ॥

એમ કહીને આયુધ લીધાં, પ્રાક્રમી પ્રૌઢ પોકારે, ગુપતી ગેડી સાંગ્ય કાતરીયાં, લેઇને છુટાં મારે ॥૨૫॥ દેછે કષ્ટી કરે છે વૃષ્ટી; મુમત ભીમનો મુકાવે, આડા અવળો ખશી જઇને આયુધ ભીમ ચુકાવે ॥ ૨૬ ॥ એવે સરવ મારી મારીને થાકયા, તવ ભીમ કોપે ચડીયો; સો બશેના ટોળાંમાં બળીઓ નેત્ર મીંચીને પડીયો ॥૨૭॥ અંબની ઉપર આભ પડે તેમ, પડયો બહુ બળવાન, પાંચપચાસ તળે આવ્યા તેનો, વળીઓ કચ્ચર ઘાણ ॥ ૨૮ ॥ ઉભા રહેલાના ચરણ ઝાલે ડરે ન કોઇની બીકે; ઉભો થઇને ધોબીની પેઠે, ડુંગર ઉપર ઝીકે ॥ ૨૯ ॥ એકજ ઝીકે થાય બરોબર, તેને તો ફેંકી દે છે, દસદસ જણને એકએક ભુજે, ઝાલીઝાલી ઝીકે છે ॥૩૦॥ એ રીતે સહુને ઠેર માર્યા, હાથ બતાવ્યા માઠા; પાંચને ઝાલી પાંચ ઉભેલા તે, જીવ લઇને નાઠા ॥૩૧॥ તે પાંચને જાતાં જોયા ભીમે ધારણા ધારી સાર; છો જાય એતો જીવતા જઈ, કહેશે સમાચાર ॥૩૨॥ એમ જાણીને જાવાં દીધા, હીંમત મનમાં લાવ્યો; માત ભ્રાત પાસે હસ્તો હસ્તો મુછ મરડતો આવ્યો ॥ ૩૩ ॥ કુંતાજી તો જોઈ રહ્યાં સામુ, ગજબ એણે કીધો; બાગમાંને મેદાનમાં થઇ જીવ ઘણાનો લીધો ॥ ૩૪ ॥ આતે કેવો કઠીણ નીકળ્યો બહુ વઢવાનો ચાળો; ભીમ કહે છે માતા, હવે દેવી છે ગાળો ॥ ૩૫ ॥ ગાળોએ ફળ કેવું અપાવ્યું, તવ બોલ્યા ચાર ભ્રાત, ઓ ભાઈ પછી બીજી વાત કરજે, છોડ અમારા હાથ. ॥૩૬॥ એટલે ભીમે ભાઇઓ છોડયા, છોડી મુકયા વૃધ માય, તવ કુન્તા કહે દીકરા ગાંડા, વડા શું વેર ન થાય ॥ ૩૭ ॥ તેં વેહેર તો પાકું બાંધ્યું. જીવ્યાની આશા ફોક, ભીમ કહે મા ભલે સૌ આવે, પહોંચાડી દઉં જમ લોક. ॥૩૮॥ ઘર ગામ છે મુજ તાતતણું તે, ઓશીયાળો શીદ થાવું; વાજતે ગાજતે તેડવા આવે તોજ નગરમાં જાવું ॥૩૯॥ હાથી ઉપર કરૂં સ્વારી, કરપ પ્રથમ પાડું; જો માત તમારી ઇચ્છા હોય તો, સોનાના રથે બેસાડું. ॥૪૦॥ કુન્તા કહે મારે રથ નવ જોઇએ; જેમ તેમ જીવતાં રહીયે; માટે માનો વચન માહરૂં; વનમાં નાશી જઇએ ॥૪૧॥ તવ ધરમ કહે માતા માહરી, થનાર હોય તેમ થાય, ભીમને મુમત ભરાયો છે, શાન્તા રાખો મુજ માય ॥ ૪૨ ॥ આયુશદોરી ખુટયા વીના તો, નથી કોઈ મારનાર; એમ કહીને નીશ્ચય કીધો, કરતો હરતો કીરતાર ॥૪૩॥ ભીમ કહે સહુ હીંમત રાખો; કરશે સામળીયો સાહાય, કરો.પ્રાર્થના પરમેશ્વરની શત્રુ થકી શું થાય ॥ ૪૪ ॥ એમ કહીને બેઠા મેદાનમાં, પાંચ મલ્લો જે ગયા; દુરીયોધનની સભામાં

આવી, કરજોડી ઉભા રહ્યા ॥૪૫॥ દુરીયોધન કહે ક્યાંછે તસ્કર, તવ મલ્લ લાગ્યા ચરણ; મહારાજા નવસેં પંચાણું મોકલ્યા વિષ્ણુ શરણ ॥૪૬॥ આમ જરા એકાંત આવો, કહેવાની છે વાત; એટલે દુરીયોધન ગયો અળગો, જ્યાં પોતાનો તાત ॥૪૭॥ ત્યાં મલ્લને બોલાવી કહ્યું; કહો શી કહો છો વાત; મલ્લ કહે પાંચ છોકરા છેને, એક છે એમની માત ॥૪૭॥ તે પાંચમાં એક છે જોરાવર, બાહુબળમાં નહી બાકી, ડોશી કહેતી કે હું કુન્તા, દુરીયોધનની કાકી ॥૪૭॥ આ પાંચ માહરા દીકરા છે એમ કહ્યુંતું એણે, ધત્રાષ્ટર કહે મલ્લ બળીયા, તે જાણ્યું કેણે કેણે ॥૪૯॥ મલ્લ કહે છે અમેજ જાણ્યું, નથી જાણતું કોય; આંધળો કહે છે એ દુરીયોધન, એ સત્ય શત્રુ હોય ॥૫૦॥ રાજ્ય તણા એ માલીક આવ્યા; ભરેલા ભંડાર હરશે; ઘર ગામ છીનવી લઇને તમને ભીખ માગતા કરશે ॥૫૧॥ પાન્ડુ રાજાને શ્રાપ હતો પણ; દેવે દીધાં સરવથી, પુત્ર થયાનો પત્ર આવ્યો તો, કોઇને દેખાડયો નથી ॥૫૨॥ ભીસ્મ વીદુરના અજાણમા છે, સૈન્ય લેઇ તમે જાવો; પાંચે પુત્રોને મારી નાંખી, એકલી કુન્તાને લાવો ॥૫૩॥ વળણ એવી કીધી આગના, ચાલ્યો દુરીયોધન; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, તત્પર કીધું સૈન્ય ॥૫૪॥

## કડવું ૩૨ રાગ સોખારીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાયજી; વીસ્તારી તુજને સંભળાવું આદ્ય પર્વ મહીમાયજી ॥૧॥ અગીયાર ક્ષોણીસૈન્ય લીધું વાજીંત્ર નવ વાગેજી; વાગે તો જાણે ભીસ્મપીતા, જવાબ એનો માગેજી ॥૩॥ તે કારણથી ગુપ્ત ચાલ્યા, સોભાઇને રાય કરણજી; જેદ્રથ ભગદત ભુરીસ્યેવા છે, સુસરમા શામ વરણજી ॥૩॥ શકુની મામો મ્હા ખટપટીયો, ચાલ્યો કરવા યુધ્ધજી, છાના નીકળ્યા નગ્રની બારણે, વીખ્યાત થઈ છે બુધ્ધજી. ॥૪॥ બહાર જઇને ડંકા દીધા, જોર ઝપાટે જાયજી; કુન્તાએ કાને અવાજ સુણ્યો, થરથર કંપી કાયજી ॥૫॥ ભીમ કહે માતા ભય ન ધરશો; સમરો નંદકીશોરજી; તે પુન્યે પુરોપડીશ સહુને, આવશે મુજમાં જોરજી ॥૭॥ એટલામાં સહુ સૈન્ય આવ્યું, કરતું દોટા દોટ છએ જણાને વચમાં ઘેરી, ફરતો વળીયો કોટજી ॥ ૭ ॥ એટલે છયે થૈ ગયા ઉભા, કુન્તા કહે સુણ તનજી; છત્રપતીને સમજાવું છું, ડાહ્યા દુરીયોધનજી ॥૮॥ એટલામાં બોલ્યો દુષ્ટ દુરીયોધન; ક્રોધ ભ-

યેં માહાભારીજી;કોણ તમેછો બાગ ભાગ્યો,મલ્લ મારી નાંખ્યા મારીજી; ॥૯॥ તવ કુન્તા કહે સાંભળો દીકરા, હું થાવું કાકી તારીજી; આ પાંચ માહરા દીકરા, હું પાંડુરાજાની નારીજી ॥૧૦॥ દુરીયોધન કહે ખરા છો કાકી, લ્યો ચાલો અમ ઘેરજી; પણ બનાવટના દીકરા લાવ્યાં, તેને તો મારીશું ઠેરજી ॥૧૧॥ કુન્તા કહે દીધા દીકરા દેવે તેને મારે તો મારે મરવુંજી; સુત વીના તું તેડેછે ગામમાં; માહારે આંવી શું કરવુંજી ॥૧૨॥ દુરીયોધન કહે ખુશી તમારી, છે રાજ્ય લેવાના ખટકાજી; તમને જીવતાં રાખશું પણ, કરીશું પાંચના કટકાજી ॥ ૧૩ ॥ એટલે ભીમ કહે શાંભળો માતા, જીવ આપું કે જીવ લેવુંજી; તમારે સમજાવ્યેસમજ્યો નહી જુઓ, સપાટે સમજાવી દેવુંજી ॥૧૪॥ એમ કહીને આગળ થયો, અતી સુરાનો સાથીજી; મુછ મરડતો સનમુખ ઉભો, જ્યાં દુષ્ટજનનો હાથીજી ॥૧૫॥ ભીમ કહે કે કોણ છે તું, મુજ માતને પુછનારજી; આયુશ તારૂં આવી રહ્યું છે, મુરખના સરદારજી ॥૧૬॥ તવ દુરીયોધને સાન દીધી, માતાં તતબર થાઓજી; પાછળથી પેલી ડોશીને લઇને, છાના સટકી જાઓજી ॥૧૭॥ એટલે શકુની છાનો ચાલ્યો, ઝડપ કેવી કીધીજી; કુન્તા ડોશીને ઓચીંતી ઉચકી,પોતાના રથમાં લીધીજી॥૧૮॥ લેઇને નાઠો મતીનો માઠો, અશ્વને મુકાવી દોટજી; ઘેરી રાખવા વાયુનંદનને, સેન્ય વળી ગયું કોટજી ॥૧૯॥ એટલે ધરમે બુમ પાડી, જુઓ જુલમ અતી થયોજી, ભીમસેનભાઈ આપની માને પેલો પાપી લેઈ ગયોજી ॥૨૦॥ સાંભળી ભીમસેન મહા ભય પામ્યો, કહાડુ એ દુષ્ટના પ્રાણજી; કોટ વળેલી સેન્યમાં પડીયો, વાળ્યો દશ વીસનો ઘાણજી ॥૨૬॥ ક્રોધનો ભરીયો ભીમ સંચરીયો, સુરો શપાટે ચડીઓજી;શકુની કેરો રથ જોયો તવ યુકતીએ રથ પર પડીયોજી ॥ ૨૩ ॥ તવ રથ ભાગ્યોને મરણ પામ્યા, જોડેલા તોખારજી; શકુની કેરો કાન ઝાલી, ચોહોડયા તમાચા ચારજી ॥ ૨૪ ॥.જમણું લમણું સુજ્યુ શકુનીનું, કટી કશી ભીમ બાંધેજી; પોતાનાં માંતાને ભીમે ઉપાડયાં, ઉચકી લીધાં ખાંધેજી ॥૨૫॥ દડબડ દોડયો ગયો એ આડો, પુરણ પ્રાક્રમી કહાવ્યોજી; એક વ્રક્ષ નીચે માતાને મુકી, સેન્યમાં દોડયો આવ્યોજી ॥૨૫॥ દુરીયોધન જોઈ વીસ્મય પામ્યો, ભીમ ભાઇઓ કને વાધેજી શેદેવ નીકુળ કટીએ લીધા, બે ભાઈ લીધા ખાંધેજી ॥૨૬॥ ચારેને ઉચકી ત્યાંથી નાઠો, સેન્ય તણો કોટ ભાગીજી; માત કને જૈ ભ્રાત મુકયા, વઢવાની રઢ લાગીજી ॥૨૭॥ સુરોપુરો એ સેન્યમાં આવ્યો, રકત થયાં લોચનજી, એવામાં

આવ્યો સકુની મામો બોલ્યો; દુરીયોધનજી ॥૨૮॥ કેમ થયું મામા તવ મામો બોલ્યો વૈતરૂ પડીયું બમણુંજી; જાડો એની માને લઇ ગયોને, જો મ્હારૂં જમણું લમણુંજી ॥૨૯॥ દુરીયોધન કહે આયુધ ઝાલો, ફરી નહી મળે લાગજી; મામો કહે તમ યુધ્ધ માંડો, લીધો છે મેં મ્હારો ભાગજી ॥૩૦॥ એમ કહીને પુંઠળ ઉભો, તવ બોલ્યા નર નાથજી; શું રે જુઓ છો જોદ્ધા મારા, કહી ઉંચો કીધો હાથજી ॥૩૧॥ એટલે કોપ્યા સૈન્યના યોદ્ધા, દુંદભી નાદ ગડગડીઆજી; આયુધ સરવ હાથમાં લીધાં,ભીમપર તુટી પડીઆજી ॥૩૨॥ ચારે દીશાથી યુધ્ધ ચલાવ્યું, ક્રોધ રહયો છે વરશીજી; ભીમના ઉપર ગોળા ફેંકે, ભાલા બાણને ફરશીજી ॥ ૩૩ ॥ ગુપતી ગેડીને ગદાયો નાંખે, મેઘ ધારા જેમ વહેછેજી; આડો અવળો કુદે વ્રકોદર, આયુધ ચુકાવી દેછેજી ॥૩૪॥ બને તેટલું બળજ કરતો કયા કયાં દ્રષ્ટી રાખેજી; એક તરફની ચોટ ચુકાવે; પણ બીજા વીંધી નાંખેજી ॥૩૫॥ આયુધ વાગે અંગ વીશે, માર પડયો માહા માઠોજી; એટલે ત્યાંથી જીવ લઇને, વાયુનો નંદન નાઠોજી ॥૩૬॥ દુરીયોધન કહે પુંઠળ પડો, નાશીને કયાં જાયજી; દયા ન ધારો ને ઠેર મારો, થનારૂ હોય તે થાયજી ॥૩૭॥ તવ પુંઠે પડયા સૈન્યના યોદ્ધા, દોડે દેતા મારજી; ભીમે જાણ્યું કે શું કરૂં હવે, હાથ નથી હથીઆરજી ॥૩૮॥ ઓરે વીશ્વંભર આયુધ આપો તો, માનુ તમારો પાડજી, એટલામાં ભીમે દ્રષ્ટીએ દીઠાં આંબલીના બે ઝાડજી ॥ ૩૯ ॥ તે બે વ્રક્ષને બાથ ભીડાવી, પુરણ પાક્રમ માંડયાંજી; બળ કરીને હચહચાવી, સમુળાં ખેંચી કહાડયાંજી॥૪૦॥ પછી બે ભુજમાં બે વ્રક્ષ ઝાલ્યાં, મેઘ નાદે ગરગડીયોજી; મરવું ધારી નેત્ર મીચીને, સૈન્યમાં સપાટે પડીયોજી ॥૪૧॥ પાછો ન પડતો યોદ્ધાને નડતો, નામ રૂડે કે ભુંડેજી; રાતો તાતો મ્હા મદમાતો ઝાડોને ઝાડે ઝુડેજી ॥૪૨॥ કોઇને ઢીંચણ કઇને કોણી, કૈના લે પાટુથી પ્રાણજી; જ્યાં ભીમસેનનું ઝાડ પડે ત્યાં સો બસેનો ઘાણજી ॥૪૩॥ કૈંક થાકેલાને કૈંક અદકચરા, પડેલા પાડે પોકજી; માર દેખીને ત્રાસ પામી, નાઠું સૈન્યનું લોકજી ॥૪૪॥ કુટાયા કાકા કારભારી નાઠા, નાઠા રાજા કરણજી; એકલો દુરીયોધન રહયો એના, હાથીના ઝાલ્યા ચરણજી ॥ ૪૫ ॥ વ્રકોદરે વ્રક્ષ ફેંકી દીધાં, ગજ ઉપર બાળ દાખ્યોજી; બે ભુજે બે પગ પોહોળા કીધા હાથીને ચીરી નાંખ્યોજી ॥ ૪૬ ॥ તવ દુરજોધન હાથી ઉપરથી, ઢળીને પડીયો હેઠોજી; વાયુનંદન દંત પીશીને, રૂદીયા ઉપર બેઠોજી ॥ ૪૭ ॥ તવ દુરજોધને હાથ જોડયા,આપોને જીવતદાનજી; ક્ષમા કરો તમે સાચા

છો બંધુ, પાંડુ તણા સંતાનજી ॥૪૮॥ પધારો ગામમાં કયાં છે કાકી, ચાલો તેડી ઘેરજૈએજી; ભીમે જાણ્યું કે મુરખ જન છે, આજતો જવા દૈએજી ॥ ૪૯ ॥ વળણ. એમ કરી ઉભો થયો ધરી દયા મન સાથ વલ્લભ વદે દુર્યોધને, ઉઠી ઝાલ્યો હાથ ॥

## કડવું ૩૩ રાગ ધવળ ધનાશરી.

બોલ્યા વૈશમપાયે વંચનજી, સુણ જનમેજે રાજનજી; ઉઠી દુરીયોધને કર ઝાલ્યોજી; પછી ભીમની સાથે ચાલ્યોજી. ઢાળ ભીમની સાથે પાપી ચાલ્યો; મુકી મનનો ટેક; એવામાં સેન્યાનો યોધો, દીઠો દ્રષ્ટીએ એક ॥૧॥ તેપ્રત્યે દુર્યોધન બોલ્યો, સહુ સેન્યને આંહી લાવો; કહીએ કે કારભારી સુદ્ધાં, નગ્રમાં તેડવા આવો ॥૨॥ સાંભળી સેવક નગ્રમાં ચાલ્યો; ભીમ સાંથ પાપી જાય; જ્યાં ચાર બંધુને માતા બીરાજ્યાં, ત્યાં આવી લાગ્યો પાય ॥ ૩ ॥ દુર્યોધન કુંતાને નમીઓ, ભલે પધાર્યાં કાકી, આ પાંચે ભાઈ માહરા છે, મદદ મળી મને પાકી ॥ ૪ ॥ કુંતા જોઇને વિસ્મય પામ્યાં, ભીમે પાંસરો કીધો; એવે ભીમ કહે કેમ માતા, કેવો સમજાવી દીધો ॥ ૫ ॥ એટલામાં તો સેન્ય આવ્યું, વાજતે ગાજતે સર્વ; પાંડવને તેડુ કરવાને, મુકી દીધો ગર્વ ॥ ૬ ॥ તવ ચારે ભાઇઓને માતા, બેઠાં રથની માંય, ભીમ પ્રત્યે પાપી બોલ્યો, કહો તમ ઈચ્છા કયાંય ॥ ૭ ॥ ભીમ કહે મંગાવો હાથી, તેપર બેશી જાશું; દુરીયોધને હાથી બોલાવ્યો, ચાલો ઘણા ખુશી થાશું ॥૮॥ માવતે હાથીને હેઠો બેસાડયો, ચઢવા નિસરણી સોડે; તવ ભીમને દુરીયોધન બંનેબેઠા હાથીપર જોડે ॥૯॥ માવતને કહ્યું ઉઠાડ હાથી, નગ્રમાં જૈએ પેશી; તેવોજ હાથીને ઉઠાડયો પણ, ઉઠીને ગયો બેશી ॥ ૧૦ ॥ ભીમતણો ભાર નુવ ઉચકાયો. પાપીને પડયો વીચાર; હાથીની વલે તે આપણી વલે, થવાંની કોઈ વાર ॥ ૧૧ ॥ પછી પાપી કહે કેમ કરીશું ભીમ કહે ઉતરીએ, હાથી બીચારાનું શું ગજું; ચાલો ચરણે સંચરીએ ॥ ૧૨ ॥ એમ કહીને ઉતર્યા નીચે, એક એકનાં ભુજ ઝાલ્યા; આગળ છડીદાર નેકી પોકારે, છત્ર છાજતે ચાલ્યા ॥ ૧૩ ॥ એટલે ગામમાં વાત ચાલી, આવ્યા પાંડુના તન; દગો કરીને મારી નાંખવા, ગયો તો દુરીયોધન ॥૧૪॥ ભીસ્મ પીતાએ ને વીદુર ભકતે, જેવે જાણ્યા સમા-

ચાર; નગ્ર તણા સદગ્રસ્થોને લેઈ, દરવાજે આવ્યા સાર ॥૧૫॥ બીછાના નંખાવી સભા કરીને, બીરાજ્યા ભીસ્મ પીતાય; વીદુરજીને ધત્રાષ્ટર તે આવીને બેઠા ત્યાંય ॥૧૬॥ એટલામાં સહુ સેન્ય આવ્યું, પાપી નગરમાં પેઠો; ભીસ્મને દેખી ભીમને મુકી, જઇ સભામાં બેઠો ॥ ૧૭ ॥ એટલે કુંતાએ દાદાને દીઠા, દીઠી સભાની ખુબી; પોતાના પુત્રોને બોલાવ્યા પાસે, અળગી જંઇને ઉભી ॥ ૧૦ ॥ ભીમ કહે મા તોફાન શું છે, કહો તો ભંગાણ પાડું; આપો મુજને આજ્ઞા તો, પ્રાક્રમ પ્રૌઢ દેખાડું ॥૧૯॥ કુંતા કહે કાંઇ તોફાન નથી, બેઠા જે વૃદ્ધ પીતાય; તીલકતાણી વીદુર બેઠા, તે સહુ આપણી સ્હાય ॥ ૧૯ ॥ એમ કહીને ઉભાં રહ્યાં એ, બેઠીછે સર્વે સભાય; ત્યાં દુરીયોધન પ્રત્યે બોલ્યા, ભક્તને ભીસ્મ પીતાય ॥ ૨૦ ॥ ઓ દુરીયોધન કયાં તું ગયો તો સેન્ય સાથે ગામ બાહાર; કરી આવ્યો યુધ કોની સાથે; ઉત્તર દે આ વાર ॥ ૨૧ ॥ દુરીયોધન કહે દાદા જુઓ, કુંતા કાકી મ્હારી આવ્યાં, મારા કાકાને શ્રાપ હતો પણ; પુત્ર બનાવટી લાવ્યાં ॥૨૨॥ તેમાં છે એકજ બહુ બળીયો, બાગ ભાગી માળી માર્યો; તેથી મેં ઝાલવાને મોકલ્યા; તે મલ્લ સાથ સંહાર્યો ॥૨૫॥ એ રીતે તોફાન કરતાં, થૈ આવ્યા કાકાના તન;રાજ્ય મારૂ લેઇ લેવાનું, છે કુંતાને મન ॥૨૪॥ મારા કાકાને શ્રાપજ હતો, પુત્રો કયાંથી હોય; પુત્ર થયા તો પત્ર ન લખ્યો, કેમ ન જાણે કોય ॥ ૨૫ ॥ મારા કાકાની કાયા પડી, પત્ર તે વાતના આવ્યા, તે મરણ પછી, પેલા, જંગલીયોને લાવ્યાં ॥૨૬॥ ભીસ્મપિતા કહે તપાસું છું; તે પછી છીદ્ર બતાવો; એમ કહીને પોકાર કીધો, કુંતા વહુજી આવો ॥ ૨૭ ॥ કુંતા કહે સુત આંહીજ રેહેજો, જોયા કરજો ખુબી; દાતમાં છેડો ઘાલીને ચાલી, આવી સભામાં ઉભી ॥૨૮॥ બેઉ કરે નમસ્કાર કીધો, દાદાને આંસુ છુટયાં; ઓરે વહુઆરૂ વીધવા થૈ, ભવીશ અમારાં ફુટયાં એ દુખને તો કયાં આજ રડીએ, થયું કઠોર કર્મ, તારી સાથે વાત કર્યાનો, નથી હું વૃદ્ધનો ધર્મ ॥ ૩૦ ॥ પણ મુજને તું તાત જાણજે; ધરીશ નહી મન રીશ; કુંતાજી કહે સુખરૂપે પુછો, કહી નમાવ્યું શીશ ॥૩૧॥ ભીસ્મ પીતા કહે ભલે તું આવી; બહુ વરસે જોઇ હોણ; તુજને અમે ઓળખીએ પણ, પેલા પાંચ છે કોણ ॥ ૩૨ ॥ કુંતાજી કહે ઓરે દાદાજી, માનજો સત્ય વચન; તમારે દીકરે દેહ મુકયો, તે નરના એ તન ॥૨૩॥ ભીસ્મજી કહે ભલે વહુઆરૂ, ઉત્તર દીધો તેં આપ; પણ મમ સુત પાંડુ રાજાને; બ્રાહ્મણીનો હતો શ્રાપ ॥ ૦૪ ॥ રતુ આપતાં જીવ

જાએ, તો કેમ થાયે. પુત્ર; તારૂં કહેવું નથી સંભવતું, કયાંથી થયું ઘર સુત્ર. ॥૩૪॥ કુંતાજી કહે સંસાર માંડી, સુત નથી મેં લીધા; તમારા દીકરા જીવતાંએ, દીકરા દેવોએ દીધા. ॥ ૩૫ ॥ એટલે અંધ ધત્રાષ્ટર બોલ્યો, કયાં આવ્યા દેવતા દેવા; કુંતા કહે તમારી નારીને મંત્રથી થયા કેવા. ॥૩૬॥ તેવાજ મંત્રથી દેવોએ દીધાં, વેણ ન જાણશો કાચું; અંધ કહે દેવ સાક્ષી પુરે, ત્યારે માનીએ સાચું. ॥ ૩૭ ॥ તવ કુંતા કહે દેવ તેડાવું, સાક્ષી પુરાવું સાચી; એમ કહી એક ચરણ ઉભી નહી શ્રદ્ધાળુ કાચી. ॥ ૧૮ ॥ સ્મરણ કીધું દેવ તણું તવ, દેવ થયા પરસન; અંતરીક્ષ આવી સત્યવાદીને, દેવે દીધાં દરશન. ॥ ૩૯ ॥ આકાશથી એ વાણી વધા, સાંભળજો સહુ જન; અમે પાંડુરાય જીવતા આપ્યા છે પાંચ તન. ॥૪૦॥ એમ કહી અંતરધ્યાન થયા, બોલ્યા ભીસ્મ પીતાય; ઓ ધત્રાષ્ટર સાંભળ્યું તેં, હવે શી શંકાય. ॥૧૧॥ અંધ કહેછે ઓ દુરીયોધન, વાણી સુણી સત્યમેવ, પણ તેં તારી દ્રષ્ટીએથી, જોયા કે ન જોયા દેવ. ॥ ૪૨ ॥ દુરીયોધન કહે નજરે ન જોયા, તેથી લાગે છે તુત; અંધ કહે ઓ ભીસ્મ દાદા, બોલ્યાં સાધેલાં ભુત ॥ ૪૩ ॥ તવ દાદા કહે અમે તો દીઠા, સાચી સતીની શેવા, દુષ્ટ જનોને દરસન ન દે, અંધ તણા અંધ જેવા ॥૪૪॥ કુંતાજી કહે ધીરજ ધરો, કરૂં તમોને ખુશી; તે વેળા નામ પાડતા હતા, બોલાવું નારદ રૂશી ॥૪૫॥ એમ કહીને નારદ સમર્યા, આવ્યા સભામાં સાર; રક્તલોચને ક્રોધ કરીને, નારદે કર્યો ઉચ્ચાર. ॥ ૪૬ ॥ સાંભળજો ધત્રાષ્ટર તમો, સાંભળો કૌરવલોક; પાંડવને નડવાથી તમને, થાશે સંતાપ શોક, ॥ ૪૭ ॥ પાંડુ રાજાના જીવતાંએ, પુત્ર દેવોએ દીધા; ત્રૈણ નંદન કુંતાજીએ, માદરીએ બે લીધા ॥૪૮॥ પાંચેના મેં નામ ધર્યા છે, સુરજ દેવતા સાખી; જો એમના પર ઝેર કરશો, રૂઠશે દુનીઆ આખી ॥ ૪૯ ॥ એમ કહી અંતરધ્યાન થયા, પોતે નારદ રૂશી, અંધે પેટમાં પાપ રાખી, સભાનેબતાવી ખુશી ॥૫૦॥ પેહેલા માહારે એ પાંચ પુત્રો, તે પછી સો તન; બોલાવો કુંતા કુંવરોને, ચાલો અમ ભોવન ॥ ૫૧ ॥ એમ કહી પાંચેને તેડાવ્યા, અંધે રૂદે શું ધાલ્યા; હેત અતીશે બતાવીને, ઘેર સાથે લેઇ ધાલ્યા ॥ ૫૨ ॥ વળણ ॥ લાવ્યા આપ ઘેર તેડીને, પેટમાં ઝાઝું ઝેર, ખવરાવ્યાં પીવરાવીયા, વલ્લભ વદે બહુ પેર.

## કડવું ૩૪ રાગ ચોપાઈની દેશી.

બોલ્યા વૈશમપાયે વચનરે, સુણ જનમેજેરાજનરે, ખાઇપીને પાન્ડવ થયા રાજીરે, કીધી દુષ્ટોએ દગલબાજીરે ॥૧॥ ધત્રાષ્ટરે તેડયો જેષ્ઠ તનરે, તવ આવીયો દુરીયોધનરે; અંધ કહે સુણોસુત પેરરે, આવી દુશમન બેઠા ઘેરરે ॥૨॥ હવે બગડયું તમારૂં કાજરે, થોડે દીવસે લેશે રાજરે; તવ બોલ્યો દુરીયોધેન રાયરે, કહો શો કરીએ ઉપાયરે ॥ ૩ ॥ બોલ્યો ધત્રાષ્ટર તે વારરે, એક ઉપાય છે કુંમારરે; આપણી જુની હવેલી જેહરે; વેદાપીક બાલીકની તેહરે ॥ ૪ ॥ તેઓને એકવી તનરે, અતી અવળ ચંદા સૌ જનરે; જતા જુમના ત્રટે દિશાયરે; તપ કરતા હતા રૂશી ત્યાંયરે ॥૫॥ તે રૂશીને પાખંડી ધારેરે; નીત્ય કાંકરા લૈ લૈને મારેરે તવ રૂશીને પ્રગટયો તાપરે, દીધો એકવીશે જણને શ્રાપરે ॥ ૬ ॥ અલ્યા રાજવંશીના સુતરે, રેહેજો તમે ઘેર થઇને ભુતરે; તવ એકવીશ પુત્રો રડીયારે, જઇ રૂષીને નમી પડીયારે ॥૭॥ ત્યારે રૂષીની થઇ શુભ મતીરે, જાવો વાયુ સુતે થાશે ગતીરે; પછી તે સહુ પ્રેતજ થયારે, આપણી જુની હવેલીમાં રહયારે ॥ ૮ ॥ તેમાં રાખો પાંડવને થૈ ખુશીરે ભુત લેશે આજને આજ ચુશીરે; બોલ્યો દુરીયોધન ધન્ય તાતરે, ભલી બતાવી ખુંચની વાતરે ॥ ૯ ॥ ઉઠયો પાપી શેવક લઇ સંગરે, વાળી ઝુડાવી કર્યો રંગરે; દીવાબત્તીની કરી શોઇરે, જોઇને મનડું જાયમોહીરે ॥૧૦॥ મુકયા ગોદડા ઓશીકા તળાઇરે, ભરાયાં જળ માટલાં માહીરે રૂડું કરાવીને ઘેર ગયોરે, જઈ કુંતાને ભેગો થયોરે ॥ ૧૧ ॥ માતા તમોને અતડું લાગેરે, આજને આજ શરમ ન ભાગેરે; તમારે માત પુત્રને વાતરે, કરવી હોય છાની કે પ્રખ્યાતરે ॥૧૨॥ તેથી અકળામણ આવેરે, એકાંત વિના નવ ફાવેરે, માટે કરી તમારી કાપુરે, ચાલો મેહેલ ઉઘેડી આપુરે ॥૧૩॥ તવ કુંતા કહે એમ સારૂરે, ગભરાય છે મન અમારૂરે; કહે દુષ્ટ ચાલો તેડી જાવુંરે, તમ લાયક ધામ બતાવુંરે ॥૧૪॥ એમ કહી તેડી ચાલ્યો સંગરે, પાંચ ભાઇને થયો ઉમંગરે; ચાલ્યાંમાત ભ્રાત રૂડી પેરરે, આવ્યા ઉલટે જુને ઘેરરે ॥૧૫॥ ઝાકઝમાળ દીઠું ધામરે, ગમ્યો પાંચે ભ્રાતોને મુકામરે; દુરીયોધન કહે કાકી કેમરે, કહે કુંતા થયો બાહુ પ્રેમરે ॥૧૬॥ જાવો ભાઈ અમે આંહી રહીશુંરે મળ્યું ઘર ગમતું સુખી થઇશુંરે; તવ ગયો દુરીયોધન ઘેરરે, બેઠાં માત ભ્રાત આનંદભેરરે ॥૧૭॥ કુંતા કહે સુણો શબ્દ મ્હારોરે, દીસે દુષ્ટ દુર્યોધન સારોરે; કેવું

ધરવું તો કષ્ટ કાપ્યુ રે, ભીમ કહે મારા હાથને આપ્યુ રે ॥ ૧૮ ॥ કુંતા કહે તું તો અવજશીયોરે જ્યાંત્યાં લઢ્યાવઢ્યાનો રશીયોરે; ચાલોહવે તો કરીએ સયનરે, તવ ભીમ વધો વચનરે ॥૧૯॥ માતા અજાણ્યું સ્થળ હોય જ્યાંયરે, પેહેલા ચેતતા રેહેવું ત્યાંયરે; આજનો દીન ચરચા જુઓરે આપણ સરવે છુટા છુટા સુઓરે ॥૨૦॥ માત તમે સુઓ પરસાળરે, સુએ ધરમ બીજે માળરે, ત્રીજે અરજુન ચોથે શેદેવરે, પાંચમે સુએ નીકુળ એવરે ॥૨૧॥ અમે ગમે ત્યાં સુઈ રહીશું રે, કાલે તમારી હાયેહા કહીશું રે બોલ્યાં કુંતા પુત્રના પ્રેમીરે, બેટા જનમ તું રહયો વેમીરે ॥૨૨॥ તવ બોલ્યા ધરમ માહારાજરે, માતા એનું કહયું કરો આજરે, કહી ધર્મ ગયા પહેલે માળરે, તવ માતા સુતા પરસાળરે ॥ ૨૩ ॥ અરજુન ત્રીજે માળ ગયોરે, સેદેવ ચોથે સુઇ રહયોરે; ગયો પાંચમે માળ નીકુળરે, ભીમ ચેતીને રહયો મુળરે ॥૨૪॥ દ્વાર દેઈ ગયો છેલ્લે માળરે; બેઠો જૈ ધાબામાં વાયુ બાળરે. ॥ વળણ ॥ વાયુસુત બીરાજીઓ, જઇ ધાબાની માંય; વ્યાસ વલ્લભ એમ ઓચરે, ભીમ વીચારે ત્યાંય ॥

---

## કડવું ૩૫ રાગ રેકતાનો ઢાળ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આધપરવ મહીમાય ॥ ૧ ॥ વરકોદર બેઠો ધાબામાં જાણ્યું હરી ધ્યાન ધરવું; કાલે દહાડે ઉંઘવું પણ આજે તો જાગ્રણ કરવું ॥૨॥ એમ ધારીને જાગ્રત બેઠો, વાયુ તણો કુમાર; એવે મધ્ય રાત્રી ગઈ કે પ્રેત નીકળ્યાં બ્હાર ॥૩॥ પાંચમે માળે ટોળું નીકળ્યું શામ વરણ ગોળ ચક્ષ; કેશ પીળા ચરણ અવળા, નજરે દીઠું ભક્ષ ॥ ૪ ॥ તવ તે પ્રેતો રાજી થઇને, નીકુળ પાસે ફરતા; નીકુળજી છે ભરનીંદ્રામાં ખાઉં ખાઉં શબ્દજ કરતાં ॥ ૫ ॥ લક્ષજ ચોટયું ભક્ષ જોઇને, બકવા કરે મસ્તાન; અગાશીમાં ભીમ બેઠેલો તેણે તો સાંભળ્યું કાન ॥૬॥ એટલે તો વીચારમાં પડીયો, કોણ બોલે મેહેલમાંય, સર્વને ખાવું તેવો હું બેઠો ને, ખાઉંખાઉં તે શું થાય ॥૭॥ એમ જાણી છાનોમાનો, ભીમજ ઉભો થયો; પાંચમા માળની નીસરણીમાં આવીને જોઇ રહયો ॥ ૮ ॥ ટગ ટગ દ્રષ્ટીએ જોવા લાગ્યો, કુંતા કેરો સુત જાણ્યું કે નીકુળને નડશે છે પ્રેત જાતી ભુત ॥૯॥ એમ વીચારી ભીમ બોલ્યો, મુજ સામાં માંડો ચક્ષ; હું છું જાડો જોઇએ તેવો, આવો કરો મારૂં ભક્ષ ॥ ૧૦ ॥ એ સુક

લામાં શું તમે ખાશો, મને મારવા ઇચ્છાય; તવ ભુત કહે આવ્ય હેઠો, ભીમ કહે ધાબામાંય ॥૧૧॥ ચાલો અગાશીમાં ઠીક ફાવશે, ન માનશો તમે તુત; ભીમને કહએ ભોળવાઈ ગયા, ઉપર ચાલ્યા ભુત ॥૧૨॥ભીમ તેડીને ગયો ધાબામાં; પછી વધ્યો વચન, હું મારી માને ગમતો નથી માટે, મરવાનું મને મન ॥૧૩॥ પણ મારી કાયા કઠણ છે તે, શુઈ રહુ હું ઉંધો; ખાતા ફાવે તેથી નરમ કરવા, મુજપર ચઢીને કુદો ॥૧૪॥ભુત કહે આ ભલો માણસ છે; એવે સુતો ભીમસાર; ઉપર ચઢી કુદવા લાગ્યાં, ભુતાવળ તે વાર ॥૧૫॥ હાથ ચરણ અંગને ગદડે; યુકતીથી આડો આંક; ભીમે જાણ્યું યુદ્ધ કરયું તે ઉતરે છે થાક ॥ ૧૬ ॥ શરીરને સુખ સારૂં થયું તવ, ભીમ કહે નીચે આવો; હવે કાયા નરમ થઈ છે, સનમુખ બેસીને ખાવો ॥૧૭॥ ભુત ભોળીયાં ભોળવ્યાં ભીમે, તરત ઉતર્યાં હેઠાં, ઉઠીને ભીમ બેઠો થયો તેના સનમુખ સરવે બેઠાં ॥ ૧૮ ॥ પછી ભીમ કહે ભક્ષ કરો, પ્રથમ ચુસો હાથ; ભુતાવળ ગયા વળગવા તવ ભીમે ભીડાવી બાથ ॥૧૯॥ વાયુના સુતથી મુકત થવાનાં; એવી છે રૂશી વાણ, વરકોદરે જ્યાં દબાવ્યાં કે નીકળી ગયા પ્રાણ ॥૨૦॥ થઈ ચોખા રહી ગયા ખોખા, ભીમે ટાળી બધી વ્યાધિ; દોરડું લાવી ભુતાવળની, ચોટલીઓ બધી બાંધી ॥ ૨૧ ॥ ઓળ બંધ બંધન કરીને, ટીંખળ જેવું કીધું; સૌ દેખે એમ અગાસી આગળ તોરણ ટાંકી દીધું ॥૧૨॥ પછી નીરભયભોમી ભાસી, નીરવરતી વંત હું તો; છેક નીચે કુન્તાજી પાસે પરસાળમાં જઈ સુતો ॥૩૩॥ એટલે પાછલી પોહોર રાત્રીએ, ઉઠયો દુરીયોધન; ભાઈ ભોજાઇઓને ઉઠાડયાં, બોલીયો મુખવચન ॥૨૪॥ રસોઈ કરી જમી પરવારો; હમણાં દીવસ ચડશે, પાંડવ ભુતથી મુઆ હશે ત્યાં રડવું કુટવું પડશે ॥૨૫॥ એટલે સર્વે કીધી સતાપીપાપી કહે તૈયારથઇએ; મામા ઘોડે બેશીને, ચરચા જોવા જઇએ ॥ ૨૬ ॥ એવે રસોઇ તૈયાર થઈ ત્યા, ભોજન લીધા કરી; પછી અસ્વે બેશીને ચાલ્યા ચાલ્યા જોવા ચીત ધરી ॥૨૭॥ મોહે મ્હો સુજે તેવી વેળા ચાલ્યાપાંડવને ધામ; મહેલ આગળ આંટા મારે ઉંચું જોયું તે ઠામ ॥૨૮॥ તોરણ જેવું જરા દેખાયું, તવ બોલ્યો અંધસુત; જુઓ મામા પેલાં લટકે, મુને ભાસે છે ભુત ॥૨૯॥ નીશ્ચે પાંડવે મારી નાંખ્યા, મામો કહે ભાઈ ભલે; કોઇક દહાડો ભુતાવળના, જેવીજ આપણી વહલે ॥૩૦॥ મનમાં સમજીને વળ્યા પાછા, એવામાં વહાણું વાય; આવતા.જતાલોકોએદીઠું,જોવા ભરાયું ત્યાંય ॥૩૧॥ જુઓરેભાઈ ભુતડાં મુઆં ઠીક ઠેકાણું પાડયું,

તે આખા ગામનું પાપ હતું, કુન્તી સુતોએ કહાડયું ॥ ૩૨ ॥ એવામાં ઉઠયા ચાર ભાઈ, ઉઠયા કુન્તામાત, લોકને દેખીને બ્હાર આવ્યાંજોવા લાગ્યા સહુ સાથ ॥૩૩॥ દીઠાં ભુતાવળને ભય ભાગ્યો, છે ઘરમાં ભીમ સુત; કુન્તાજીએ જૈને ઉઠાડયો, હો દીકરા અહીં ભુત ॥ ૩૪ ॥ આંખ્યો ચોળતો ભીમ ઉઠયો,બ્હાર આવ્યો થઇ ઠીક;ઉચું જોઇને બોલીયો મા, મુને લાગે છે બીક ॥૨૫॥ તવ કુન્તાજી કહે કેમ કરવું, આપણને ભય વ્યાપ્યો; ભીમ કહે તમારે ભત્રીજે, મેહેલ ભલેરો આપ્યો ॥ ૩૬ ॥ દુષ્ટ જને તો દગોજ કરવા, દીધું આ ભોવન; મરણ પામત નીકુળભાઇ કરત ભુત વીધન ॥૩૭॥ પણ મેં તો કરી ભૈબંધી ભુતની, પોહોચાડયા વીષ્ણુને શરણ; એમ કહીને તોરણ તોડી, ફેંકી દીધું ધરણ ॥ ૩૭ ॥ નીરવરતીથી રહ્યા પાંડવ, શું કરે દુરીયોધન; લોકનીલાજે પાંડવ કાજે મોકલે વસ્ત્રને અન ॥૩૮॥ ખાય પીએને ફરતા ફરે, પાંડુરાયના તન; ભીમ ભમે નીત્ય અખાડામાં, એમ કાઢે છે દન ॥૩૯॥ એવામાં એક દીવસ આવ્યા; પાંડવ ઘેર વીદુર, કુન્તા કહે દીયરજી પધારો, આજે તો હરખ્યું ઉર ॥૪૦॥ એમ કહીને આસન આપી, બેસાડયા ભોવન; અરે રે દીયર દુખીયાં અમે, કહી ભર્યા લોચન ॥૪૧॥ તમારા બંધુ મરણ પામ્યા, મુકીને નાના બાળ; એટલે અમે ઓશીઆળાં, કોણજ લે સંભાળ ॥૪૨॥ ન બાપા છે છોકરાં તે, તમારે લેવો તપાસ; છો તમે એમના તાત હેકાણે, કરો દીયરજી કયાસ ॥૪૩॥ રમતાં ફરે ને ભમતાં ફરે, નહી વિદ્યા અભ્યાસ; કોણ આપે કેળવણીને, કોણ રાખે ત્રાસ ॥૪૪॥ તે વીના નવ પડે હેકાણું, વીચારો દલ સાથ; તમ બંધુ રળી રાજ્ય લાવ્યા, તે પડયું દુષ્ટને હાથ ॥૪૫॥ પોતાના પીતાનું સંભાળે તેવા, સુત કરો તૈયાર; વીદુર કહે લક્ષણ જોવું, તે પછી સૌ વિચાર ॥૪૬॥ વળણ જોવું પરીક્ષા સુતની, તે પછી વિચાર; વલ્લભ વદે બોલાવીઆ, કુન્તાએ કુવાર.

## કડવું ૩૬ રાગ બીલાારની છાંયા.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય ॥૧॥ પાંચે પાંડવ આવીયાને, કાકાનેપડયા પાય; વિદુર કહે કેમજ કરશો, દીકરા ધરમ રાય॥૨॥તમારેમાથેતાત નથીને, નથી પૈસો કે પુંજી; ખાઈ પીને ફરતા ફરોછો, એવી શું અક્કલ

સુજી ॥ ૩ ॥ ધરમ કહે સાંભળો કાકા, શું કરવા ધન માલ, પેટમાંથી કહાડી પુન્ય કરીશું; જેથી રીઝે નંદલાલ ॥૪॥ અન્ન વસ્ત્ર સહુને આપે છે વિશ્વંભર દીનોનાથ; રાજ્યપાટને પૈસો પુંજી, કોણ લેઇ ગયું સાથ॥૫॥ માટે શું ધનને કરવું છે, ખાઇપી બેશી રહીશું, દુરીયોધન બધું મોકલે છે, ગોવિંદના ગુણ ગઇશું. ॥૬॥ નીરવરતી વંત વીદુરે જાણ્યો, પુછયું શેદેવને એમ; કહો દીકરા દાહાડા તમારા, કાહાડશો કરીને કેમ ॥ ૭ ॥ શેદેવ કહે સાંભળો કાકા સુખમાં દીવસ જાશે; ચીતમાં જરાએ ચીંતા નથી, ધણી છે આપણી પાસે. ॥૮॥ વીદુરે જાણ્યું વીઠલ સાથે, સાચી ગોડડી એને, માટે બોલે નીરવરતીનું, સોશના એને શેની. ॥ ૯ ॥ પછી પુછયું નીકુળજીને, તમારી શું ગત થાશે; નીકુળ કહે અન મોકલે છે, તેતો નીત્ય ખવાસે ॥૧૦॥ પણ વસ્ત્રો મોકલે ઉતરેલાં, દુરીયોધન દુરમતી; સારા પોશાગ પેહેરવાના, મુજને મળતા નથી, ॥૧૧॥ વિદુરે જાણ્યું વ-ર્ણાગીયો છે, પછી બોલાવ્યો ભેમ; દીકરા તમે રાજ્ય વિનાના, દીવસ કાઢશો કેમ. ॥૧૨॥ ભીમ કહે છે કાકા મ્હારા, ખાઈપી ફરતા ફરીએ; બાગ બગીચાની હવા ખાઇ, અખાડે કુસ્તી કરીએ. ॥૧૩॥ માત ભ્રાતને ઇચ્છા થશે, રાજ્ય લેવાની જ્યારે; દુરીયોધનનું ડોકું ઝાલી, રાજ્ય લેઇ લઉં ત્યારે ॥૧૪॥ વીદુરે જાણ્યું છે મસ્તાનો રહે છે કુશળ ખેમ; અરજુનજીને પુછયું બેટા, તમે કરશો કેમ. ॥૧૫॥ તવ અરજુનને આંસુ આવ્યાં, તમે અમારા હીત; જુઓ મારા ચારે ભાઇની તમોએ જાણી રીત. ॥૧૬॥ એમને કોઇને ચીંતા નથી, દીવસ તે કેમ જાશે; કાકા કાંઇક નાંખો ઠેકાણે જય તમારી થાશે. ॥૧૭॥ વિદુરે જાણ્યું આ છોકરૂં છે ઘણું ચીંતાતુર; એમ જાણી અરજુન પ્રત્યે, બોલ્યા ભક્ત વિદુર ॥૧૮॥ આજથી બેટા આવજે તું, રાજ્ય સભાની માંય; માન્ય દેઇને હું બોલાવીશ, સોંપણ કરીશ ત્યાંય. ॥ ૧૯ ॥ રાજના કાજની અક્કલ આવે, શીખી લેજો ચતુરાઈ અરજુન કહે વારૂ કાકા, આવીસ સભા માંહી. ॥૨૦॥ પછી વીદુર ઘેર ગયા, જમી ચાલ્યા સભામાંય; જઇ બીરાજ્યા એવામાં અરજુન, જમીને ગયો ત્યાંય. ॥૨૨॥ વીદુરજીએ પોકાર કીધો, આવો અરજુન તન; દેખીને ત્યાં દગ્ધ થયો, દુષ્ટ દુરીયોધન ॥૨૨॥ એવે વીદુર બોલીયા તું, સુણ દુરીયોધન રાય; રાજ્યકાજ કાંઇ સોંપો આને, પુરો પ્રવીણ એ થાય. ॥ ૨૪ ॥ દુરીયોધન કહે કેમ મામા, શીખી જશે રાજ રીત; મામો કહે એમ શું શીખે છે, ન રાખો વીપરીત ॥ ૨૪ ॥ દુરીયોધન કહે કરણ વીરા, તમારી પાસે રાખો; રાજકાજનું હોય લખવા

નું, તેવા કામમાં નાંખે ॥૨૫॥ તવ કરણે બોલાવ્યો પાશે, સાંપણ કીધું કામ; દુરીયોધન કહે મામાએનું; અરજુનજી છે નામ ॥૨૬॥ તેનું મ્હોટું નામ દેઇને, બોલાવતાં લાજી મરીએ; એની માયે કહ્યું મંત્રથીથયા, મંત્ર પુત્ર નામ ધરીએ ॥૨૭॥ મામો કેહે કે વ્યાજબી છે, મંત્ર પુત્ર કહો નામ; સકળ સભાને નામ બતાવ્યું, કુડીલાનું કુડું કામ ॥૨૮॥ પછીમંત્ર પુત્ર કહેસૌ, અરજુનનેદલ દુખ,પણ પરાઈ વિદ્યા લેવા.રાખેછે હસ્તુ મુખ ॥૨૯॥ બોલાવતામાં ઝડપ ઉડે, ઝડપથી કરે કામ; સાંજે શીખીને ઘેર જાયે;લખી લેછે તમામ ॥ ૩૦ ॥ રાત્રીએ દીવસે અભ્યાસ કરે ભણવાનિચીંતાય; વળી મેહેણું સાંભળે તે મનમાં ઘણો મુઝાય ॥ ૩૧ ॥ ઘેર કોઇને કહેતો નથી, મનમાં બળાપો થાય; દીવસેદીવસે જાય સુકાતો બે પાસની ચીંતા ॥૩૧॥ એમ ઘણા દન વીતી ગયા, અરજુનની ગળી જાત; એવામાં એક દીવસ જોડે, જમવા બેઠા સહુ ભ્રાત ॥ ૩૨ ॥ પીરસે માતા બંધુઓ ખાતા ભીમતણું મન મ્હોયું; સેજ સ્વભાવે વરકોદરે, શરીરો સામું જોયું ॥૩૩॥ ધરમ શેદેવ નીકુળજીને; દીઠા જેવા હતા તેવા; પોતાનું શરીર જોઈ વીચાર્યું છીએ એવાને એવા ॥ ૩૪ ॥ એકલો અરજુન સુકાયો દીઠો, ભીમે કર્યો વીચાર; કોહો ના કોહો પણ અરજુનજીને, છે દલ દુખ અપાર ॥૩૫॥ મનમાં સમજ્યો કાંઈ ન બોલ્યો, એવે જમી રહ્યા સર્વ; ઓરડામાં માને ભીમે બોલાવ્યાં, પાય પડયો મુકી ગર્વ ॥૩૬॥ ઓ મારી માતા સુખની દાતા, સૌ અમે કુશળ ખેમ, શું અરજુન અળખામણોછે, સુકાઈ ગયો કેમ ॥૩૭॥ કુન્તાજી કહે તમે ન ફકરા, એતો ભણેછે વીદ્યાય; રાત્રીને દીવસ જપતો નથી; તે દુખથી સુકાય ॥૩૮॥ ભીમ કહેછે આટલો બધો, તેથી સુકાય કેમ; જનેતા એને છે દુખ ઉડું, મને પડયો છે વ્હેમ ॥ ૩૯ ॥ કુન્તા કહે શું જાણીએ આ પણ,કહ્યા વીના એનું દુઃખ ભીમ કહે અમને બ્હાર કાઢી;વાત લ્યો એને મુખ ॥૪૦॥ અમારા ચારેના દેખતાંએ; નહી કહે વાત તમને; ભીસ્મપીતા બોલાવે છે કહી, બાગમાં મોકલો અમને ॥૪૧॥ અમે જઇએ એટલે તમે, પુછી જો જો માત; પછી હુ ઘેર આવું ત્યારે;મુજને કહેજો વાત ॥૪૩॥કુન્તાજી કહે વારૂ બેઠા; સમજી નીકળ્યાં બ્હાર, પછી માતા બોલીયા તમે, સાંભળો કુંવર ચાર ॥૪૩॥ અરજુન વીના ચારે નંદન, મ્હોટા બાગમાં જાવો; ભીસ્મપીતાએ તેડાવ્યા છે, માટે જઈમળી આવો ॥૪૪॥ એટલે ઉઠયા ચારે બંધુ, જાવાને નીકળ્યા બહાર; એવા

માં અરજુન સભામાં જાવા; થઇ ગયો તૈયાર ॥૪૫॥ કુંતાજી કહે અરજુન બેટા, છે હજુ જવાની વાર; ટાઢી મીઠી વાત કરીએ, સુખ દુખની લગાર. ॥ ૪૬ ॥ વળણ ॥ એમ કહી બેસાડીયો, દીધાં ઘરનાં દ્વાર, વલ્લભ વદે પંથે જતાં; ભીમે કર્યો વીચાર.

## કડવું ૩૭ રાગ અહો રાયજીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય વીસ્તારી તુજને સંભળાવું, આદ્ય પરવ મહીમાય, અહો રાયજી સુણીએ. ॥ ૧ ॥ ભીમે વીચાર્યું અરજુનજીને, પુછી લેશે મુજ માત; પણ અરજુન શોગન દેશે તો, નહી કહે મુજને વાત. અહો. ॥૨॥ તો મ્હારી મેહેનત કરેલી જાશે ધાર્યું વાયુ સંતાન; તે માટે હું પાછો વળુને, સાંભળું કાનો કાન. અહો. ॥૩॥ એવું જાણી ભીમ બોલ્યો, ધરમ ભાઇ હું જાવું; તમે ચાલ્યા જાવો રૂમાલ મારો, ઘેર ભુલ્યો જઇ આવું, આ ॥૪॥ એમ કહીને પાછોજ વળીયો બળીયો અપરમપાર; ભોવન આવી જોવાને લાગ્યો, દીઠાં દીધેલાં દ્વાર, આ ॥૫॥ તવ ભીમ ગભરાયો કેમ કરીશું, ફેરો ફોગટનો પડીઓ; માળીની બારી દીઠી ઉઘાડી, છલંગ મારીને ચડીયો. આ ॥૬॥ કોઇ ન જાણે તેવીજ રીતે, ભોવન વીશે પેઠો; ચોકના દાદરમાં કરી ડોકું, સાંભળવા ભીમ બેઠો, આ ॥૭॥ તે ચોકમાં અરજુનને કુંતા, બીરાજ્યાં સાક્ષાત; અરજુન કહે શું કહો છો માતા, શી પુછવીછે વાત. આ ॥૮॥ તવ માતા કહે દીકરા મ્હારા, મને પડ્યો છે વ્હેમ, શરીર સામું નથી જોવાતું, સુકાતો જાયછે કેમ, આ ॥૯॥ અરજુન કેહે માવડી મ્હારી, ભણવાની ચીંતાય; મહેનત્ત પડે રાતને દહાડો, તેણે શરીર સુકાય, આ ॥૧૦॥ તવ કુંતા કહે દીકરા મારા, આવડો નવ સુકાયે; તુજ દલમાં કાંઇ દુઃખછે મ્હોટું, એવું મુને જણાય. આ.॥૧૧॥ અરજુન કહે નથી માતા. કુંતાં વદ્યાં મુખ વાણ; સાચુ મુજને કહેનહી તો, પરમેશ્વરની આણ, આ ॥૧૨॥ અરજુન કહે શોગન દીધા, વણ વીચારે માત; દુખ મારૂ તમને કહું પણ તમે, કહી દો ભીમને વાત. આ. ॥૧૩॥ એટલે કુંતાજી એમ બોલ્યાં, ડાહ્યા દીકરા મારા; એ ગાંડીઆને વાત કરૂતો, મુજને શોગન તારા, આ ॥૧૪॥ તે વાત ભીમે સાંભળી કાને; વીચાર મનમાં લાવ્યો; શોગન ખાઇને માતાજી બેઠાં, ભલું થયું હું આવ્યો. આ ॥૧૫॥ એવે અરજુન માતાની પ્રત્યે, રડીને બોલ્યો મુખ, રાજ્ય સભામાં કટુ વચનનું, મુજને દારૂણ દુખ. આ ॥૧૬॥ જ્યારે સભામાં જાવુંછું ત્યારે, કૌ-

રવો મ્હેણું દેછે; અરજુનજી કોઇ કહેતું નથીને; મંત્ર પુત્ર સહુ કહે છે. આ ॥૧૭॥ તે દુખે હું દુબળો પડયો, ઓરે મારી માત; કુંતાજી કહે છાનો રહે તું, સાંભળ કહું એક વાત. આ ॥૧૮॥ દુરીયોધન તને એવું કહેતો, તું પણ મેહેણું દેજે; દુરીયોધન કહી બોલાવીશ નહી, આખલાનો સુત કહેજે. આ ॥૧૯॥ એની માતા ગાંધારીનો, દીવસ વાંકો થયો; નાહાની હતી ત્યારે મહાદેવજીનો નંદીયો પરણી ગયો આ ॥૨૦॥ અરજુનજી કહે મ્હેણું દેવામાં ન ચાલે મ્હારી હાંમ, ભીમ મેડેથી બોલી ઉઠયો, એ તો મ્હારૂંજ કામ આ ॥૨૧॥ એમ કહીને ચોકમાં આવ્યો, કહીશ કરમની કરણી; દુર્યોધનને કે તારી મા આખલાને પરણી. આ ॥૨૨॥ તવત્યા અરજુન લાગ્યો ધુજવા, હવે ગતી શી થાશે; ભીમજ મ્હેણું દેશે કે, ભણવાનું મારૂં જાશે આ ॥૨૩॥ એટલે કુંતાએ કલેશ માંડયો, શત્રુ આવ્યો કયાંથી ભીમ કહે ઓ માતા મારી, આવ્યો હું બારીમાંથી. આ ॥ ૨૫ ॥ કુંતા કહે તને જીવ આપું, થનાર હોય તે થાય; ભીમે વીચાર્યું કંકાશ થાશે, તરત લાગ્યો પાય આ ॥૨૫॥ ભીમ કહેછે ક્ષમા કરો મા, નહી કરૂં દુરમતી દુષ્ટની સભામાં આગ મુકવા, મારે તો જાવું નથી. આ ॥ ૨૬ ॥ તવ કુંતા કહે અરજુન બેટા, રોકી રાખું છું ઘેર, સભામાં એને નહીં આવવા દેઉં, મરૂ કે મારૂ ઠેર, આ ॥ ૨૭ ॥ ઉઠો સભામાં સીધારો, અરજુન તતબર થાય; મારગ જાતા ભીમના ભયથી, પાછું જોતો જાય. આ ॥૨૮॥ એ રીતે એ ગયો સભામાં, ભીમે કર્યો વિચાર; હમણાં ટાઢું પડવા દેવું, દીવસ બે ત્રણ ચાર. આ ॥ ૨૯ ॥ એમ ધારી ચાર દીવસ કાઢયા, પછી પાંચમે દન; અરજુન સભામાં જવા નીકળીયો, તવ ચાલ્યો વાયુ તન આ ॥૩૦॥ વસ્ત્ર પેહેરીને છાનો ચાલ્યો, પણ અરજુનનો નીમ; પાછું વાળીને નીત્ય જુવે તે, જોતામાં દીઠો ભીમ આ ॥ ૩૧ ॥ એટલે અરજુન ઉભો રહયો ત્યાં, મારગ વચે અડીયો; એટલે ભીમસેન જાણી જોઇને, બીજે મારગ પડીયો. આ ॥ ૩૨ ॥ એટલે અરજુનને ભ્રાન્ત ભાગી, પોતાને પંથે પળીયો; બે રસ્તા થાય આગળ ભેગા, ત્યાં પાછો ભીમ મળીયો. આ ॥ ૩૩ ॥ અરજુનજી કહે વીરા મ્હારા, શી ધારી છે પેર; જો તમે સભામાં આવતા હો તો, હું જાવું પાછો ઘેર. આ ॥ ૩૪ ॥ ભીમ કહે કોણ આવે સભામાં, કહી બજારમાં પેઠો; એક તંબોળીની દુકાન ઉપર, મુખવાસ ખાવા બેઠો આ ॥ ૩૪ ॥ તવ તંબોળી થર થર ધ્રુજયો, કેમ પધાર્યા હાંય; ભીમ કહે દે તંબોળ મને, ડરીશ નહી મનમાંય. આ ॥ ૩૬ ॥ એમ કહીને મુખવાસ લીધો, ત-

રત ઉભો થયો; અરજુનનો પંથ રહેવા દઇને, અવર પંથે ગયો, આ ॥૩૭॥ બીજે મારગ સભાની પુઠે; આવ્યો વાયુનો તન; મજબુત કીલ્લો રાજ્ય સભાનો, ભીમે વીચાર્યું મન. આ ॥૩૮॥ કાને ન સાંભળું નેત્ર ન દેખું, ફેરો ફોકટ પડીયો; પછી પાછી યુકતી વીચારી, કીલ્લાને કાંગરે ચડીયો. આ ॥૩૯॥ કોટની કીનારે ઉપર બાજ્યો, રૂડો મચાવ્યો રંગ; કોટપર મુકી મુઠીપર ડાચું, રાખ્યું લબડતું અંગ. આ ॥૪૦॥ એવી રીતે રહ્યો સભાની પુઠે દ્રષ્ટીએ સર્વ દેખાય, એવે અરજુન આવ્યો સભામાં, ભય ભર્યો મનમાંય. આ ॥૪૧॥ એટલામાં દુરીયોધને દીઠો ક્રોધ ઘણો ઉપજાવ્યો; ગર્જના કરી કહ્યું કેમ મોડો, મંત્ર પુત્ર તું આવ્યો આ ॥૪૨॥ એ વેણ વ્રકોદરે સાંભળીયું, ઘણોક ક્રોધે ભરાયો; કોઇ ન જાણે એ રીતે પાછો સભા પુઠે ઉતરીયો. આ ॥૪૩॥ નીચે ઉતરી અળગો ચાલ્યો, મેઘનાદે ગડગડીયો; દોટ મુકીને કોટ કુદીને, રાજ્ય સભામાં પડીયો. આ ॥ ૪૪ ॥ એવામાં લાંબો હાથ કરીને, ઝાલ્યો રાજા કરણ; શકુની ગયો નાસવા તવ, ભીમે ઝાલ્યો ચરણ. આ ॥ ૪૫ ॥ ત્રીજો ઝાલ્યો દુશ્યાશનને, ચોથો દુરીયોધન; ચારેને નીચે નાખીને ઉપર બેઠો વાયુનો વેન. આ ॥ ૪૬ ॥ બીજા બહુ બળીઆનો આવ્યો ત્રાહ્ય ત્રાહ્ય પોકારે; રીસ ભરેલો દંત પીસીને,ગડદા કોહોણી મારે, આ ॥૪૭॥ બહુ માર માર્યો ચારે જણાને નેત્રોમાં વહે નીર; પેટ પાસામાં પ્રહાર પડયો તે, નાકે વહ્યું રૂધીર. આ ॥૪૮॥ કોણ વારી શકે વરકોદરને, જુએ સભાનો સાથ; એટલે ઉઠયા વીદુર કાકા, જૈ ઝાલ્યા ભીમના હાથ, આ ॥૪૯॥ હાંહાં દીકરા આ શું કરે છે, ભીમ વદ્યો વચન; જુઓ કાકા મેહેણું દીધું, કહે છે મંત્રના તન. આ ॥૫૦॥ ભલે અમે તો મંત્રના પુત્રો, કહુ એની વાત વરણી; એની માતા ગાન્ધારી તે,આખલા સાથે પરણી. આ ॥૫૧॥ જુઓ કાકા કહીને કેહેવરાવ્યું, ભાગું એનું ડાચું; બોલ્યરે દુરીયોધન પાપી, છે જુઠું કે સાચું. આ ॥૫૨॥ દુરીયોધન કહે મેં નથી જોયું; કાને તે સાંભળી વાત, શકુની મામાં જાણતા હશે, તેને પુછો ભીમ ભ્રાત. આ ॥૫૩॥ ભીમ કહે છે કેમ શકુની, મારી નાખું હેર; નહીતો સાચેસાચું કહેજે, તો જીવતો જૈશ ઘેર, આ ॥૫૪॥ શકુની કહે શું પુછોછો, જાણે છે આખી ધરણી; ગાન્ધારી બેન માહારીને, આખલો ગયેલો પરણી. આ ॥૫૫॥ દુરીયોધન કહે સાચું છે ભાઈ, મુકી દો મા બાપ; મંત્ર પુત્ર હવે કહીએ તો, બ્રહ્મહત્યાનું પાપ. આ ॥ ૫૬ ॥ એટલે ઉઠી ગયો ભીમ બળીયો, ગયો પોતાને ઘેર; ડાહ્યો થઈ ડોશીકને

બેઠો. કાંઇ કહી નહી પેર. આ. ॥૫૭॥ ચાર જણાને માર પડેલો, તેનાથી નવ્ય ઉઠાય; ડોળી કરીને મેહેલમાં લીધા, સુવાડયા મંચકમાંય. આ. ॥ ૫૮ ॥ વલણ ॥ મંચકમાં ચારે પડયા, અરજુન ગયો ઘેર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, કહી કુંતાને પેર ॥

## કડવું ૩૮ રાગ ચોપાઈ..

બોલ્યા વૈશંપાયન વચન, સુણ પરીક્ષત રાયના તન; જાણી કુંતાએ સભાની પેર, ભીમપર કરવા માંડયો કેહેર. ॥ ૧ ॥ કેમ ગયો તું સભામાં આજ, તને કહ્યા છતાં નથી લાજ; ભીમ કહે મા જુઠીછે વાત, શીદ મીથ્યા માંડયો ઉતપાત ॥૨॥ સભાના દરવાજામાં ચરણ, મેં મુકયો હોય તો થાજો મરણ; કહે કુંતા આ બોલેછે એમ, બેટા અરજુન આ વાત કેમ. ॥૩॥ કહે અરજુન સાંભળો સતી, દરવાજામાં પેઠો નથી; બાહારથી કોટ કુદીને પડીયો, પછી ચારે જણાને નડીયો. ॥ ૪ ॥ ભીમ કહે ખરી વાત માંડી, મારૂં સત્ય દેવું દેખાડી; સભાની પુંઠેથી હું જતો તો, તેવે સોરબાકોર થતોતો ॥૫॥ મંત્ર પુત્ર કહેતા હતા સર્વ, તેથી થયો મને ઘણો ગર્વ, મેં જાણ્યું કે મને સૌ કહે છે, મંત્રપુત્રતણું મ્હેણું દેછે. ॥૬॥ માટે પડયો સભામાં ધારી, આવ્યો ચાર જણાને મારી; તવ કુન્તાએ દીધી ગાળો, તને છે વઢવાનોજ ચાળો. ॥૭॥ તું ગયો એ પાસ શું કરવા, હવે તુજપર આદરૂ મરવા, ભીમ કહેહવે ક્ષમા કરો, કદિનહી જાવું અરોપરો ॥૮॥ એમ સમાવીઓ કંકાસ, ગયો અરજુન દુષ્ટોને વાસ; જ્યાં સુતા કાયલી થઇ ચાર, ત્યાં આવી કીધો નમસ્કાર ॥ ૯ ॥ બોલ્યો દુરીયોધન મુખ એમ, અમારે ઘેર તું આવ્યો કેમ; તારા ભાઇએ માર્યા મુને, માટે ન પેસવા દઉં તુને. ॥ ૧૦ ॥ બોલ્યો અરજુન જોડીને હાથ, તમે સાંભળો માહારી વાત; અમને સહુને મારે માર, મરે તો સુખ થાય અપાર. ॥૧૧॥ હૈયામાં વ્હાલો છે અતી, પણ કહ્યાવણ ચાલતું નથી, લેવી છે પરની વીદાય, માટે કેહેવી પડે હાયે હાય. ॥ ૧૨ ॥ બોલ્યો શકુની ગરીબ આતો, ભીમતણો હશે માર ખાતો; આવવા દેવો એને તો નીત્ય, લાગી આપણી સંગાથે પ્રીત. ॥૧૩॥ દુર્યોધન કહે કરી બાધા, મંત્ર પુત્રતણા સમ ખાધા; એને અરજુનજી કેમ કહીએ, બોલાવ્યા વિના શી રીતે રહીયે ॥૧૪॥ મામો કહે આવી કરે કામ, એનું ગરીબડો ધરો નામ, એમ કરીને આવતો કીધો, જાણે શેવક માની લીધો

ઉભા, પાડયો પ્યાલો તે વારે ॥૩૦॥ તમાચો મારી ઢોળી નાંખી, મુખ વધા વચન; શા શારૂ આપઘાત કરે છે, ઓરે મુરખ જન ॥ ૩૧ ॥ દ્રુપત કહે ઓરે મ્હારાજા, તમે તો શત્રૂ માહારા, જગતમાં વગોણું કરાવ્યું, બતાવ્યા ઉપાય સારા ॥૩૨॥ કહેણી કરાવી વિશ્વમાં માંથે, પઈસામાં મુકી પુળી, એક રૂપાળી દીકરી સારૂ શૌને ચઢાવ્યા શુળી. ॥ ૩૩ ॥ એવું લાંછન માથે આવ્યું, હવે જીવી શું કરૂં; તમારા કહેવા પ્રમાણે કર્યું તે, વિસ ઘોળીને મરૂં ॥ ૩૪ ॥ તમોએ માઠી મતી મને દીધી, કામ કોથી નવ થયું, પાંચ પડયા ને છઠો ઉતરીયો, માંછલું અદ્ધર રહ્યું ॥ ૩૫ ॥ વળતી વેદમ વ્યાસજી બોલ્યા શું ગભરાયો છેક; તારી પુત્રીના લાયક ન્હોતો, એમાનો વર એક ॥ ૩૬ ॥ દ્રુપત કહે પુત્રીના લાયક કેમ જણાતો નથી; વ્યાસ કહે આવ્યો સભામાં; કામ ઉપર નહી મતી ॥ ૩૭ ॥ કન્યાની એને નથી ઇચ્છા, નહી જસ લેવા નો પ્રેમ; દ્રુપત કહે પ્રેમ વીનાને, ઉઠાડું કરી કેમ ॥ ૩૮ ॥ વ્યાસજી કહે જા તું શભામાં, ગોરને લૈ પરવરજે; રાજા રૂશી જાદવ લોકો, ત્રણે સભામાં ફરજે ॥ ૩૯ ॥ હાથ જોડીને સ્તુતી કરજે, ધરજે પુરણ પ્રેમ; ઉઘાડે છોગે કહેજે સભામાં, જેમ તને કહું તેમ ॥ ૪૦ ॥ કહીએ રૂપ રંગનું કામ નથી, ક્ષત્રી જોઇએ આપ; જાત છુપાવી બેશી રહેતો બ્રહ્મહત્યાનું પાપ ॥૪૧॥ એટલે ઉઠશે પાપના ભયથી, ચાલશે એની હામ; તેનામા રૂપ રંગ નહી હોયે, પણ તે કરશે કામ ॥૪૨॥ દ્રુપત કહે વારૂ મહારાજા, પાળુછું તમારી વાણ; તેમ છતાં કામ નહી બનેતો, કાઢીશ માહારો પ્રાણ ॥૪૩॥ એમ કહીને રાજા ઉઠયો, વ્યાસજી થયા વીદાય; દ્રુપત રાજા આંસુ લુછીને, ચાલી આવ્યો સભામાંય ॥૪૪॥ દ્રૌણીકને કહ્યું ઓરે મહારાજા, ચાલો તમે મુજ સાથ; એમ કહી સાથે લૈઇ ગયો, જાદવમાં જોડયા હાથ ॥૪૫॥ વળણ ॥ પ્રથમ ગયો જાદવ મહી, છે દ્રૌણીક ગોર સાથ, વ્યાસ વલ્લભ કહે ગરગરે; સહુને જોડી હાથ.

## કડવું ૧૨૧ રાગ ઝુલાણાની ચાલ.

અરે કોઈ ઉઠો ઉઠો રાય, મચ્છા વીંધી વરો કન્યાય; અરે મછ વીંધી વરો કન્યાય; હું તો કહુંછું લાગી પાય. ટેક. જાદવ સભામાં દ્રુપત કહે છે, કોઇ કરો માહારૂં કામ;નહી તો મહારી મસ્કરીથાશે,જાશે ક્ષત્રીનું નામ, અરે કોઈ ઉઠો. ॥૧॥ રૂપ રંગનું કામ નથી ને, ક્ષત્રી જોઇએ આપ; જાત છુપાવી બેશી રહે તેને, બ્રહ્મહત્યાનું પાપ. અરે. ॥૨॥

સર્વે જાદવ તવ પડયા વીચારમાં, દ્રુપત રેહે છે પહોણુ;જાત છુપાવીને બે ઠેલો, છે આપણામાં કોણ અરે ॥૩॥ જદુ કુળમાંથી કોઈ ન ઉઠયું;રાજા ઘણો ગભરાયે; આક્રંદ કરતો આંસુ ભરતો, રાજ્ય સભામાં જાય અરે. ॥૪॥ તવ દુરીયોધને મામાને તેડયો, જુઓ ગોરને લાવ્યો; ઘેર જઈવી-ચારી માહારો, વીવા કરવા આવ્યો. અરે. ॥ ૫ ॥ તવ દ્રુપત કહે રૂપ નવ જોઇએ, ક્ષત્રી જોઇએ આપ;જાણીજોઇને બેશી રેહે તેને, બ્રહ્મહત્યા નું પાપ. અરે. ॥ ૬ ॥ દુરીયોધન કહે જુઓ માંમા, મુરખો દે છે પાપ; જાત છુપાવીને બેઠેલો, ક્યો છે એનો બાપ. અરે. ॥ ૭ ॥ માંમો કહે છે ફાંફાં મારે, મનમાં નીશ્ચે મને, છેવટ એને આવવું પડશે, કન્યા લેઈ તુજ કને અરે. ॥ ૮ ॥ રાજ્ય સભામાંથી કોઈ ન ઉઠયું, દ્રુપત અતી અકળાય; આક્રંદ કરતો ને કરગરતો, બ્રહ્મ સભામાં જાય. અરે. ॥ ૯ ॥ ત્યાં લાગ્યો ફરવાને કરગરવા, સહુ સભા જોઇ રહે છે; હાથ જોડીનેનમ્ર તા પુર્વક; કેવું સભાને કેહે છે. અરે. ॥ ૧૦ ॥ રૂપ રંગનું કામ નથી મ્હારે; ક્ષત્રી જોઇએ આપ, જાણી જોઇ જાત છુપાવી ન ઉઠે, તેને બ્રહ્મ હત્યા પાપ. અરે. ॥ ૧૧ ॥ તવ ધરમ કહે અરજુન વીરા વિચાર કરો દલ સાથે; જાત છુપાવી આપણ બેઠા, પાપ આપણે માથે. અરે. ॥ ૧૨ ॥ ભીમ કહે સાચું છે વીરા, કહોતો દૈવત દાખું; નહી અડવું પડવું કૈં કરવું, થંભ ઉપાડી નાંખુ. અરે. ॥૧૩॥ ધર્મ કહે તમે બેઠા બેઠા, ગુણ ગોવિંદના ગાવો; અરજુન વીરા કુળના હીરા, ઉઠો ઉભા થાવો. અરે. ॥૧૪॥ ભીમ કહે ભલે અરજુન ઉઠો; હું બહુ રાજી થાવું કામ કરીને નાંખજો પડતું; તમને ઝીલવા આવું. અરે. ॥ ૧૫ ॥ અરજુન કહે તમે બેશી રહોતો, ઉઠુ મ્હારા વીર; ભીમશેન ભાઈ ચીંતા તમારી, રહેશે મ્હારે શરીર. અરે. ॥૧૬॥ વળણ ॥ તવ ભીમ કહે ચીંતા તજો ઓરે મ્હારા વીર; વલ્લભ વદે વાયુ તને, દીધી ધારણ ધીર.

## કડવું ૧૨૨ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, મચ્છવેધન મહીમાય ॥૧॥ ધરમરાયની આગના લીધી,ઉઠયો ઇંદ્રિનો તન; મોઢે ને માથે કેશ ઉગેલા, જોઇ રહ્યા સહુ જન॥૨॥ તંગીયો કુરતુ અંગ પેહેરેલું, ફાળીયું બાંધેલું શીશ; મારગ જોઇને સભામાં પેઠો, જપતો શ્રી જુગદીશ. ॥ ૩ ॥ દ્રુપતરાજા લાગ્યો નીરખવા, અ-

કોણ ઉભુ થાય;બ્રહ્મ સભામાં આગળ આવી, દ્રૂમને લાગ્યો પાય. ॥૪॥ એ મહારાજા આગ્ના આપો, સ્થંભે ચઢું હું આપ;મચ્છાવેધનનું કામકરૂ તમારે પુન્ય પ્રતાપ,॥૫॥ તવ દ્રૂમરૂશી ગાભરા બન્યા, આણે તો આબરૂ લીધી; જુઓ વિધ્યારથી આગ્ના માગે, કેવી ફજેતી કીધી, ॥૬॥ વિધારથી સહુ વિસ્મય પામ્યા, આ તે શું કેહેવાય; મચ્છવેધ કરવાની આગ્ના માગે, સાચું કે જુઠું કળાય ॥૭॥ એવે અંતરયામી ઉઠીને, આવ્યા બ્રહ્મ સભાય; એટલે એમને પુછવા ચાલ્યો, સામો દ્રૂપતરાય.॥૮॥એ મહારાજા આ કોણ ઉઠયું દિસે છે કુપાત્ર; પ્રભુ કહે કુપાત્ર એ ન્હોએ, જાણજે તારો જમાત્ર. ॥૯॥ દ્રૂપતને તવ માઠું લાગ્યું, મહારાજ બોલો વીચારી; ન કહેવાનું વચન કહોછો, ઘેહેલા થયા ગીરધારી, ॥૧૦॥ ડાહાપણ તમારૂં હવે મેં જાણ્યું, કટુ વાણી થઇ કેવી; પ્રભુ કહે તે ખોટુ પડે તો. કરીશ માહારો બનેવી, ॥૧૧॥ તવ દ્રૂપત વિચારમાં પડીયો, આ શું બોલે અવીનાશ; પછી બેઉ આંગળીએ વળગી, ગયા દ્રૂમની પાસ. ॥ ૧૨ ॥ આવી દ્રૂમને કહેવા લાગ્યા, કૃષ્ણે કર્યું ચરીત્ર; એ મહારાજા આગ્ના માગે, શું એ તમારો મીત્ર; ॥ ૧૩ ॥ એટલે દ્રૂમને જવાળા ઉઠી, વીકટ વિચાર ધાર્યો, મોહન સરીખા મશ્કરી કરે, મુને લજવી માર્યો, ॥ ૧૪ ॥ દ્રૂમરૂશી કહે કૃષ્ણ પ્રભુજી, હું ઓળખું નહી એને પ્રભુ કહે ઓળખો નહીતો આવી નમ્યો છે શેને. ॥ ૧૫ ॥ એવું સાંભળી અતી અકળાયા, રિસ હળાહળ લાગે,ગોવિંદ કહે ન ગભરાશો, શું તમ પાસે માગે. ॥૧૬॥ દ્રૂમરૂશી કહે કૈડવો કાપડી, દીવસ એનો રૂઠયો; આગના માગે છે મહારી પાસે મચ્છવેધ્ય કરવા ઉઠયો. ॥૧૭॥ પ્રભુ કહે ત્યારે આગના આપો, થવાનું હશે તે થાશે; થંભે ચઢશે મેહેનતપડશે તેમાં તમારૂ શું જાશે. ॥૧૮॥ દ્રૂમ કહે કેમ એવું બોલો, આગના કેમ અપાય; એનાથી કામ બને નહીતો, વચન મીથ્યા જાય. ॥ ૧૯ ॥ પ્રભુ કહે કાંઇ નહી જાય મીથ્યા, શું કરવા મમ તાણો; દ્રૂમરૂશી કહેહુ ઓળખું છુ તમે તે વાત ન જાણો. ॥૨૦॥ મહારા મઢ પાસે રહેનારૂં, ગોવિંદ ગુણ ગાતુ તું; અન્ન તણા ઉધારા નીત્યે, કોઠાં બીલાં ખાતુતું॥૨૧॥ તેને રૂપારી કન્યા દેખી ચડવાનું થયુ મન;એવાને આગના શું અપાવો એરે જુગજીવન, ॥ ૨૨ ॥ પ્રભુ કહે ગમે તેમ હશે, તે ન કરો વિચાર; તમે તમારે આગના આપો, શીદ કરો છો વાર. ॥ ૨૩ ॥ એટલે રીશ ભર્યા બોલ્યા રૂશી; સંકટ તારૂ જાજો; પ્રભુને વચને ને માહારે વચને, જા કામ તુજથી થાજો. ॥૨૪॥ પ્રભુએ આગના અપાવી માટે, તે ફળ તુને

મળજો; શીશ નમાવી અરજુન બોલ્યો, વચન તમારૂ ફળજો ॥ ૨૫ ॥
એમ કહી નાચી દ્રષ્ટીએ, ચાલ્યો સતી સુત સુબો; સકળ સભા જોઇ
રહી છે, જઇ જળકુન્ડે ઉભો ॥૨૬॥ પછી પ્રભુએ કહ્યું દરૂપતને, એની
કને તું રેહેજે; હું મ્હારા આસન પર જાવું, જે જોઇએ તે દેજે ॥ ૨૭ ॥
એમ કહી આસન જઇ બેઠા, છત્રપતી ઓચરે, જુઓ માંમા દ્વારીકાં
વાળો, કાળો દોડાદોડ કરે ॥ ૨૮ ॥ મામો કહે છો ફાંફાં મારે, છોને મરે
સહુ મથી; રૂપાળી તુને પરણાવ્યા વીના, છુટકો થવાનો નથી ॥ ૨૯ ॥
એવે અરજુન ઉભો રહ્યા છે, દલમાં નથી કાંઇ દુખ; દુર્યોધન વાંકોવ-
ળી વળી, જુએ એનું મુખ ॥૩૦॥ નેત્ર નાશીકા ચહેરો જોઇને, મામા ને
કહ્યું આ કેવો; મુજને તો આભાશ પડે છે, જાણે અરજુન જેવો ॥૩૧॥
મામો કહે અરજુન હશે તો, થાશે કાળો કહેર, ભીમ ગમે ત્યાં સંતા-
યો હશે, જવા ન પામીયે ઘેર ॥ ૩૨ ॥ દુર્યોધન કહે તમે તપાસો,
આકે અરજુન કોય; માંમે જોઈ વીચારીને કહ્યું, આતો અરજુન ન્હોય.
ત્રણ ત્રણ વર્ષનાં વ્હાણાં વ્હાયાં, નથી વાર થઇ થોડી; હોય તો જરાયે
ન રહે છાના, થઈ ગયા રાખોડી ॥૩૪॥ દુરીયોધન કહે સાચુ માંમા,
હવે ટળ્યો મ્હારો વ્હેમ; મુએલા કયાંથી હાંઈ આવે, કાં અરજુન કાં
ભેમ ॥૩૫॥ મનથી પરણે મનથી રાંડે, મુરખ કરે મનસુબા, એવે અ-
રજુની સામા, દરૂપત દ્રૌણીક ઉભા ॥ ૩૬ ॥ દરૂપત કહે ઉભા થનારા,
સ્વારથ આજ અમારે; જે જોઇએ ત સામગ્રી માગો, શું જોઇએ તમારે
॥ ૩૭ ॥ અરજુન કહે દરૂપત રાજા, કષ્ટ અમારૂ કાપો; બાણ ધનુશ
ને બાણનો ભાથો;એટલું અમને આપો ॥૩૮॥ તવ દરૂપતે આજ્ઞા કીધી,
શેવકને તેવાર, દાસોએ લાવીને આગળ મુકયા, દસ વીસ ત્રીસ
હથીઆર ॥ ૨૯ ॥ અરજુન આયુધ જોઇને બોલ્યો, માપ મ્હારૂ તમે મા
પો, આ હથીઆર કામના નહી એકે, કરણના આયુધ આપો ॥ ૪૦ ॥
તવ ધરૂપત ગયો કરણ કને, ઉઠયો આ કામ કરનાર; તેતો મહારી કને
માગે, તમારાં હથીઆર ॥૪૧॥ માટે કીરપા કરીને આપો, કામ હું રં-
કનું થાય, કરણ બોલ્યો દુરીયોધન કહે તો, આયુધ એ અપાય ॥૪૨॥
દરૂપત દુરીયોધન કને આવ્યો, માહરૂ કષ્ટ કપાવો, તમારા કરણરાય
કનેથી, ધનુષ બાણ અપાવો ॥૪૩॥ તવ દુરીયોધન ગાજીને બોલ્યો,
આઘો જા દુરમતી; કોણ કુજાતી ઉભો કર્યો છે, આયુધ મળવાના નથી
॥૪૪॥ તવ ધરૂપતરાય અળગો ઉભો, ગભરાયું ઘણું મન; એટલે આ
સનથી ઊઠી આવ્યા, પોતે જુગજીવન ॥૪૫॥ ધરૂપતને કહ્યું કેમ ગભ-
રાયો, કેમ વીપ્રીત થઈ બુધ; ધરૂપત કહે ઉભા થનારે, કરણના મા-

ગ્યાં આયુધ. ॥૪૬॥ દુરીયોધને ના પાડી; હવે શો ઉપાય; પ્રભુ કહે હ-
થીયાર અપાવું, કેહેજે હાથે હાય. ॥૪૭॥ એમ કહી ગયા પાપીની પા-
સે, ઓચર્યા હરજી એમ; છત્રપતી એ આયુધ માગે, આપતા નથી કે-
મ. ॥૪૮॥ આયુધ આપવા કબુલ કરો, રાયને પેચમાં લાવી, કામ ન
થાય તો કન્યા દે તમને, એવું લ્યોને લખાવી ॥ ૪૯ ॥ પછી દો આયુ-
ધ ઊઠનારને, શું જંગલી થંભ ચડશે; ટાંટીયા એના અમળાઇ જાય
છે, થરથરી હેઠો પડશે. ॥૫૦॥ એટલે કન્યા તમોને દેશે, પેહેરામણી
પુરપાટ; કહેતા હો તો ઉપર રહિને, ઘડાવું તમારો ઘાટ ॥૫૧॥ દુરીયો
ધન કહે વાવા મહારાજા, ધરૂપતને ચડાવો; લખાવરાવી કબજે નાંખો,
મહારો ઘાટ ઘડાવો. ॥૫૨॥ તવ પ્રભુએ રાયને તેડયો, બોલ્યા મુખ વ-
ચન; જો દસ્તાવેજ કરી આપે તો, આયુધ દે રાજન. ॥૫૩॥ ઊભો થ-
નારો થંભે ચઢીને, કરે મચ્છવેધ કામ; તો તો તે કન્યાને વરે, ખુશી
છે તમામ. ॥૫૪॥ પણ એનાથી થાય નહી તો, કન્યા તુ રાયને આપે;
ઉભા થનારાનાં નાકને કાન તે, છત્રપતી હાંઇ કાપે ॥ ૫૫ ॥ એવું લ-
ખો તાંબાના પત્રે, તો આપે હથીઆર; એમ કહીને સાન કીધી, લખ-
વા જુગદાધાર. ॥૫૬॥ તવ ધરૂપતે લેખ લખીઓ, તાંબાને પત્રે સાર;
માંમાએ કહ્યું દુરિયોધનને, નથી કામ થનાર ॥ ૫૭ ॥ ઊભા થનારા-
ના ચરણ બેઉ જાય છે ફરિ ફરિ, કન્યા તારા કરમની છે, ઠીક લીધો
લેખ કરી. ॥ ૫૮ ॥ દુરીયોધન કહે પત્ર લ્યો આ, વિવા સામગ્રી કરો;
ઊઠનારાનું નાક કાપવા, ઘશી મુકજો છરો. ॥ ૫૯ ॥ માંમા હું એવું
જાણતો તો, કૃષ્ણ છે આપણા દ્રોહી; પણ એમણે આપણું ભલું કીધું,
ગુણ ન ભુલવો કાંઇ. ॥૬૦ ॥ સાબાશ પ્રભુ શાબાશ પ્રભુ, તસ્દિ લીધી
મુજ માટ; પ્રભુ કહે ઉપર રહીને, કરીશ તમારો ઘાટ. ॥૬૧॥ તવ દુ-
રીઓધન રાજી થયો, સમજ્યો ન અવળી વાણ; કરણ કને માગીને
આપ્યાં, ધનુશ ભાથો બાણ. ॥૬૨॥ જઇ ધરૂપતે અરજુનજીને આપ્યાં,
ઉલટ વાધે, કુન્તી સુતે આયુધ લઇને, ભેરવ્યાં, ડાબી ખાંધે ॥ ૬૩ ॥
પ્રભુ જઇ સીંહાસન બેઠા, કામ કર્યું ધરી પ્રેમ, એટલામાં દુરીઓધનને
તો, પડયો પેટમાં વ્હેમ.॥૬૪॥અરજુને જ્યારે વડ વીંધ્યો તો, તે વારે થ-
યું તું આમ; કરણનાં હથીઆર લઇને, અર્જુને કર્યું તું કામ ॥ ૬૫ ॥
માટે મામા અરજુન હોએ,મુને પડે છે વ્હેમ; માંમો કહે અરજુન હોય
તો ભીમ ઢાકયો રહે કેમ. ॥ ૬૬ ॥ એવી રીતે મન વાળીને બેઠા,
સાંભળને રાજન; પછી અરજુન જળ કુંડાળે, કરે પ્રભુનું સ્તવન. ॥

॥૬૭॥ વળણ ॥ સ્તવન કરે પ્રભુ તણું, જોડીને બે હાથ; વ્યાસ વલ્લભ એમ ઓચરે; જપતો દીનાનાથ.

## કડવું ૧૨૩ બાઅલીયાને દેખાંરે એ રાગ.

રણછોડા રણછોડારે રે રે હો, તેમાં શોભા તમ તણીરે. ॥ટેક॥બોલ્યા બોલ્યા વૈશમપાયેવચન,સાંભળ સાંભળ જનમેજે રાજન,અરજુનજીએ કરવા માંડયું છે સ્તવન. રણ. ॥૧॥ પ્રભુ મારે માંથે પાપનું રણ ચઢીયું બ્રહ્મહત્યાના ભયથી અત્યારે ઉઠવું પડીયું,કોનેકાજે કરેલું કામરખડીઉ રણ. ॥૨॥ પ્રભુ નથી ઉઠયો કન્યાનું રૂપ જોઇ,નથી ઉઠયો વીશયજાળમાં મોહી,પ્રભુ નહી રાખે લજ્યા તુવણ કોઈ. રણ. ॥ ૩ ॥ કુબુધીના કૌરવે કપટ કીધાં, નાક કાન કાપવા માહારાં લખી લીધાં, દ્રુપતરાયે લખીને પત્ર સોંપી દીધાં. રણ. ॥૪॥ નાક કાન જાળવી લેજો ગીરધારી, નહી તો થાશે વિશ્વમાં ફજેતી અમારી, તે ફજેતી જાણીશ પ્રભુ હું તમારી રણ. ॥ ૫ ॥ મળે જસ તેના ભોકતા તમે મોરારી; ઉભો થયો પાપનો વીવેક વીચારી, સઘળે શોભા રાખીને લીધા છે ઉગારી. રણ. ॥૬॥ વડવેધનમાં ગુરૂની લજ્યા રખાવી, વીશ મોદીકથી વ્રકોદર લીધો બચાવી, લાખાગ્રેના અગ્નીથી દીધા છોડાવી. રણ. ॥૭॥ હેડંબાસુર ચોરીકરી ગયો જે વારે, ભીમને સામરથ આપ્યું સામળીઆ તે વારે,ધાતાધાયા નથી તમે તો કેવારે. રણ. ॥૮॥ કબીરાને ત્યાંથી છોડાવ્યા શ્રી શામે રાખી લજ્યા ઉગાર્યા સકળ મુકામે, તેવી માહારા લજ્યા રાખવાનીઆ ઠામે. રણ. ॥૯॥ નથી થંભે ચઢવાનું સામ્રથ માહારૂં, માહારે માથેસાચો ધણી હું તને ધારૂં, માટે મુને દેજે સામળીયા સામ્રથ તારૂં. રણ. ॥૧૦॥ વળણ. સામ્રથ દેજો તમતણું, યશ લેવો તમ હાથ; વ્યાસ વલ્લભ કહે કથા, રીજ્યા દીનાનાથ.

---

## કડવું ૧૨૪ રાગ આશાવરીની છાયા.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, મચ્છવેધન મહીમાય ॥૧॥ અરજુને એમ સ્તુતિ કીધી,સમર્યો અસરણ સરણ; પછી સકળ સભા બેઠેલી, તેમને લાગ્યો ચરણ. ॥૨॥ વીપ્રોને નમીઓ ગુરૂને નમીઓ, કોઇ ન ચેતે એમ; પછી નમ્યો નારાયણને, પુર્ણ ધરીને પ્રેમ ॥ ૩ ॥ કન્યાના સામી દ્રષ્ટી ન કીધી, મન

થી પ્રાર્થના કરતો, સર્વેની પ્રાર્થના કરીને, જળકુંન્ડે પરવરતો ॥ ૪ ॥ સભામાં ડાહ્યા ડાહ્યા હતા તે; કરવા લાગ્યા વીચાર; નોહ્યે નોહ્યે કોઇ નીચ જાતી, છે ઉંચનો કુંવાર ॥૫॥ ઉંચ વીના બીજો નવ નમે, ગમે તેવો હોય; નીસ્ચે કામ એનાથી થવાનું, એમ વદે સહુ કોય ॥ ૬ ॥ ઉંટ ઉંચુ તાડ ઊંચો, પણ નીચ તેથી ના નમે, સાળીનું વ્રક્ષ નમે નીચું, તે સરવેને ગમે ॥૭॥ એવી સભામાં ચરચા ચાલી, બોલે ફાવે તેમ શ્રષ્ટી; અરજુન સામી માંડી રહી છે, સતી દ્રુપતી દ્રષ્ટી ॥૮॥ એટલે એનીદાશી બોલી, અમોને પડીયો વેમ, ગાભા ચુંથા પેહેરેલો પ્રાણી, તે સામુ જુએ કેમ ॥૯॥ ક્ષત્રીના સુત રૂપને રંગે, તેના સામુ નવ જોયું; જંગલનોએ જંગલી ઉઠયો, તે પર શું મન મોહ્યું ॥૧૦॥ કેવારના તેને જોયા કરોછો, પુછવા કીધું યત્ન; સતી કહે મુરખ દાશી, એ છે ઢાંકેલું રત્ન ॥૧૧॥ નહી અહંકારી નહી અભીમાની, નમ્રતા એની જણાતી; નીચનું ફરજન જાણશો નહી, છે કોઇ ઉત્તમ જાતી ॥૧૨॥ એટલેએની દાશીયો તે, વીચારમાં પડી સાર, જોઇએ જો હવે શું બને છે, વીશેશ નથી વાર ॥ ૧૩ ॥ એવે સમે દુષ્ટ બુદ્ધી, બોલ્યો દુરીયોધન; મામા ઉઠનારો કોણ હશે, વીચાર કરો મન ॥ ૧૪ ॥ મામો કહે કોઈ જંગલી છે રેહેનારો અઘોર વન; રૂપાળી કન્યા દેખીને, ચઢવાનું થયું મન. ॥ ૧૫ ॥ ચરણ અમળાઇ જાય છે એના, એતે શું સ્થંભે ચઢશે; પાંચ પચા ડગલાં ચઢતામાં, પાણીમાં આવી પડશે. ॥ ૧૬ ॥ કરણ કેરા આયુધ માગ્યાં, જાણીને મોહોટાનું નામ, માટે જરાએ ગભરાતો નહી, થવાનું તારૂ કામ. ॥ ૧૭ ॥ દુરીયોધન કહે ધીરજ વળી, ચીંતા હતી બહુ પેર; પણ હવે એ રૂપાળી કન્યા, આવી ચુકી મુજ ઘેર ॥૧૮॥ મામો કહે એક વીચાર લેતું, બતાવું તુજને આંટી, થંભે ચઢીને કામ કરવું, બહુ સ્થળ મ્હોતની ઘાંટી॥૧૯॥કદાપી કોઈ હોયેબળવંતો, થંભે ચઢતાં શું ચડે; પણ ત્રાજવાં નીચાં ને આઘાં, તેમાં ઉતરતાં પડે ॥૨૦॥ ખીલેથી ત્રાજવાની ડાંડિએ, પોચી શકે નહિ હાથ; પડતું મુકીને ડાંડી ગ્રહે તો, થાય અતી ઊતપાત ॥૨૧॥ ઝોલ્લો લાગે તેથી વાગે, ત્રાજવાં ભામી જાય; એક તરફની સાંકળ ઝાલે, તો બીજું ઉંચુ થાય. ॥૨૨॥ ચરણ મુકવો તેથી ન ફાવે; આવે લથડી ધરણ;થાંભલેથોડો પાછો આવી, જો મુકવા જાય ચરણ. ॥૨૩ ॥ પ્રથમ એક પગ મુકવો પડે, એકજ ત્રાજવા માંય; એટલે પગના હેલકારાથી, ત્રાજવાં ખશી જાય. ॥૨૪॥ કોઇ રીતે નથી ત્રાજવામાં, ઉતરવા ઉપાય; કદાપી ત્રાજવામાં પડે, તો પણ

કામ ન થાય. ॥૨૫॥ શી રીતે ધનુષ ચઢાવે, કેમ આવે નવેડો, વાંકુ વાવાળવા ધનુષ કેરો, કે જગે મુકે છેડો. ॥૨૬॥એક તરફ મુકી બળ કરે તો તે નીચું જાય; બીજું ત્રાંજવું ઉંચુ ચડે, ચરણ પહોળા થાય. ॥ ૨૭ ॥ લથડીને પડે પાણીમાં પુરણ થૈ રહે હુંશે; તે કરતાં કદી એમ માનો ચઢાવી શકે ધનુષ. ॥૨૮॥ પણ ત્યાંથી મચ્છ છ ગાઉ ઉંચુ, તાકવું જળ નિ માય. લોચનને પુંછ વીંધવું તે જળમાં કેમ દેખાય.॥૨૯॥એમ બાણે ત્રણ કામ કરવાં, તે કદી કાળ ન થાય; એવી આંટી ઘાંટી ઘણી છે ચાલે નહી ઉપાય. ॥૩૦॥ દુરીયોધનનું મન વળાવી, જૈ બેઠો સાસન; એવે અરજુન પ્રત્યે બોલ્યો, દ્રુપતરાય વચન. ॥૩૧॥ ઉભા થનારા થંભે જનારા, ચઢવાને થાઓ સ્વચ્છ; વસ્ત્ર તમારાં નીચે ઉતારો, લ્યોભી ડાવી દો કચ્છ ॥૩૨॥ એવું સાંભળી અરજુન બોલ્યો, ઉતરાવવાં વસ્ત્ર આ ઠામ; તેવિ તમારે જરૂરશી છે, કામ કર્યાથી કામ. ॥૩૩॥ એમ કહીને પાટીયે ગયો, સમરે સુંદીર શામ; સકળ સભા જોઈ રહીછે.થંભને કીધો પ્રણામ. ॥૩૪॥ તંગીયો મ્હોતો કુરતુ મોહોટું, માંથે ફાળીયું એક; તે ભેર ચાલ્યો પ્રભુ સમરતો, ઇશ્વર સાથે નેક.॥૩૫॥પછી સ્થંભનેબાથ ભીડાવી, ચઢવાનું મન કીધું; એટલે દ્રુપતના દાસોયે, પાટીયું તાણી લીધું. ॥ ૩૬ ॥ વળણ ॥ પાટીયું તાણ્યું એટલે ધરીયો મન શું ટેક; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, એણે ડગલું ભરીયું એક.

## કડવું ૧૨૫ રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળજનમેજે રાજન; ધર્યો અરજુને મન ટેક, એણે પગલું ભર્યું છે એક. ॥૧॥ એની ઇશ્વર કરશે જેય, પછી પગલાં ભર્યા છે બેય; પોતે સમરે અસરણા સરણ, એણે પગલાં ભર્યાં છે તરણ. ॥૨॥ એને પ્રસન દેવ મોરાર, પછી પગલા ભર્યા છે ચાર; નથી ચઢતાં ન આવે ઉની આંચ, એણે પગલાં ભર્યા છે પાંચ. ॥૩॥નથી ચઢવામાં.પડવાનો ભય, એણે પગલાં ભર્યા છે છય;એને જોઈ રહ્યા ચાર ભ્રાત, પછી પગલાં ભર્યા છે સાત. ॥૪॥ એનો નથી ક્ષત્રી જેવો ઠાઠ, પછી પગલાં ભર્યા છે આઠ; દેખી દુષ્ટને મન બળે દવ; એણે પગલાં ભર્યાં છે નવ. ॥૫॥ એને ઇશ્વર અપાવે જસ, એણે પગલાં ભર્યા છે દસ, નથી પેહેર્યા શરીરે શણગાર, એણે પગલાં ભર્યા અગીઆર. ॥૬॥ જીભે જપે છે જુગદાધાર. પછી પગલાં ભર્યા છે બાર; એને ચઢતાં ન આવે ફેર,

એણે પગલાં ભર્યાં છે તેર. ॥૭॥ ધણી વિદ્યાવંતમાં બૌધ, પછી પગલાં ભર્યા છે ચૌદ;એનો ચઢવાનો સાચો હુંનર, એણે પગલાં ભર્યાં પન્નર ॥૮॥ નથી ચાવીયાં મુખ તંબોળ, એણે પગલાં ભર્યા છે સોળ; નથી ચોળ્યાં શરીરે અત્તર; એણે પગલાં ભર્યાં સત્તર. ॥૯॥ થંભ થાય છે કડકડાડ, એણે પગલાં ભર્યાં અરાડ;જોઇ રહી દ્રુપતી જોગણિ, એણે પગલાં ભર્યાં ઓગણી. ॥૧૦॥ એતો ચઢતાં જપે જુગદિશ.એણે પગલાં ભર્યાં છે વીસ; એતો ઇશ્વરને આરાધે; પછી દસ્કેને દસ્કે વાધે. ॥૧૧॥ એને માંથે છે સાચો ઇસ, એણે પગલાં ભર્યા છે ત્રાસ; એને માથે સાચો વનમાળી, પછી પગલાં ભર્યાં છે ચાળી. ॥૧૨॥ એની ચઢવામાં નહી કચાશ, એણે પગલાં ભર્યાં પચાસ; પછી જણુંવ્યું સુરાતન સાર, હવે તેનો કરૂં વીસ્તાર. ॥૧૩॥ ઝડપના દોહરાનો રાગ. ॥ શાઠ શીતેરને એશીં નેવું, સો બસે નીરધાર; પાંચસેને સાતસે પગ ભરીયા, ભરીયા છે હજાર ॥૧૪॥જાય સપાટે સુર સપાટે,કાયાથી નવ કાંપે;મોહોટી મોહોટી છલંગ મારે,વાંદરપેરે ટાંપે. ॥૧૫॥ વાયુ વેગે પરવરે છે. ચઢતાં નાવેજોર; કેવી રીતે ચાલીયો જેમ, પતંગ માગે દોર. ॥ ૧૬ ॥ ચોટ ન ચુકે પગલાં મુકે, સભા વિસ્મે થાય; આવી રીતે કો નવ ચઢીયો, એમ કહે સૌરાય.॥૧૭॥ ધસતો ધાયો ચઢયો સવાયો, જ્યાં છે આડો ત્રાંસ; દડભડ દોડીને એ આવ્યો, આડા ખીલા પાસ. ॥ ૧૮ ॥ વળણ ॥ ખીલે જૈ બ્હાજી પડયો, જુએ શ્રી અવિનાશ; શરીર લટકતું નાંખીને, ખાવા લાગ્યો શ્વાસ.

---

## કડવું ૧૨૬ રાગ ધન્યાશ્રી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવુ, મચ્છાવેધન મહિમાય. ॥૧॥એક ઘડીવાર શ્વાસ લીધો, પછી વિચાર્યું એમ;બે ત્રાજવે બે ચરણ દેવા, ઉતરવા કરૂ કેમ. ॥૨॥ એવામાં દુરીયોધન બોલ્યો, માંમા આતો ન પડીયો; તમો કહેતા હતા કે પડશે, પણ પુરપાટે ચડીયો. ॥૩॥ માંમો કહે એ જંગલવાશી, ચઢવા હીમ્મત આણે; તાડે ને ઝાડે ચઢેલો માટે, ચઢવાની રીત જાણે. ॥ ૪ ॥ તે કારણથી ચઢી ગયો પણ, ઉતરવાની આંટી, ત્રાજવામાં આવવું તે, છે મરવાની ઘાંટી. ॥૫॥ માટે મનમાં રાખજે નિશ્ચે, છે એ કન્યા તારી; દુષ્ટ કહે હવે એમ લાગ્યું, રૂપાળી નારિ મ્હારી. ॥ ૬ ॥ અરજુને ત્રાજવા ભણી જોયું, બરોબર નજર માંડી; ઘણો લાંબો હાથ કરૂ પણ, હા-

થ ન આવે દાંડી. ॥૭॥ થાંભલે થોડો ઉતરૂ પાછો, ત્રાજવે મુકુ પાય; તે મુકતામાં હોલકારાથી, ત્રાજવું આઘે જાય.॥૮॥ હું વચમાં ટટળી પડુ હેઠો, શું થાશે શામ શરીરં; પડતુ નાંખી પડુ ત્રાજવામાં, ત્રાજવાં કેમ રે સ્થીર ॥૯॥ પડતાં શરીર ધારણ રાખુ. તો મટે શોર બકોર; પણ તે ધારણ રાખવાનું, નથી મ્હારામાં જોર ॥૧૦॥ અરેરે હવે કેમ થવાનું, વીશ્વતણા મ્હારાજ; તમે ઉઠાડી થંભે ચઢાવ્યો, હવે લેવા માંડી લાજ ॥૧૧॥ ચઢાવી બનાવો તે નવ શોભે. ઓરે વીશ્વંભર નાથ; એવુ, આરાધન એણે કીધું, પ્રભુએ જાણી વાત. ॥૧૨॥ભક્તને આધિન ભુધરો છે પોતે નંદકિશોર; અરજુનજીને અરપણ કીધું એક કળાનું જોર ॥૧૩॥ શરીરમાં તવ શક્તિ આવિ, વીચાર સુજ્યો મન; કોના કહો પણ કામ કરાવે, પોતે જુગજીવન. ॥૧૪॥ ધણી છે સાચો નથી કાચો.:જે કરે છે તે ઠીક. મીથ્યા મનમાં ભય રાખું છું, હવે ન ધરવી બીક. ॥૧૫॥ ધણીનું ધ્યાન ધરી નાખ્યુ પડતું પોતે ગુણ ગંભીર;બેત્રાજવે બેચરણપડયા, સરખે બોજેરહ્યા સ્થીર ॥૧૬॥સકળ સભા ખડ ખડહશી, ચઢનારનેશાબાશ;તેવું પ્રાક્રમ જોઇને પાપી. થઇ ગયો ઉદાસ. ॥૧૭॥ જુઓ માંમા જુઓ માંમા, જંગલી ઝપાટે ચડાયો; ત્રાજવે પડવાની ઘાંટી કહેતા હતા,પણતે ત્રાજવે પડીયો ॥૧૮॥ માંમો કહે ભાઇ ભવીશ તારૂં, નિકળી ગૈ એનિ ઘાંટિ; પણ ધનુશ ચઢવાનુ નથી, એ છે મ્હોટી આંટી. ॥ ૧૯ ॥તેઆંટિથી ધરણ ઢળશે, ભળશે ભાયગ તારૂં; દુષ્ટ કહેરૂપાળી કન્યા, થાશેરમકડુ મ્હારૂં ॥૨૦॥એવેઅરજુન ત્રાજવા માંહી, ઉભો રહ્યા છે સાર; તે સમે એના સામુ જોઇને, વીચાર્યું જુગદાધાર. ॥૨૧॥ સરવ સભા સુંદીર શોભે, બહુ શોભે દ્રુપતી; ત્રાજવા વિશે ભક્ત મારો, જરાએ શોભતો નથી. ૨૨ નહી વસ્ત્ર વાઘા પ્હેર્યા છે ધાગા, નથી કાંઇ સણગાર એમાં ઇજ્જત માહ્યરી ઘટે, કેહેશે શું ખુટયો ભંડાર. ॥૨૩॥ એમ જાણીને ભક્તિની ભીંડે,ભુધરે પ્રેરણા કીધી; નારદજીનેબોલાવીને શીખ શામળીયે દીધી. ॥૨૪॥ તવ નારદજી સ્વર્ગે સંચરીયા, ઇંદ્રિ રાજાની પાસ; ઇંદ્રિ કહે પધારો મ્હારાજા, આવો મુજ અવાસ. ॥૨૫॥ નારદ કહે નંદન તારો, કુન્તાને આપ્યોજેહ; અરજુન છે નામએનું, મચ્છવેદકરે તેહ ॥૨૬॥ પંચાળ દેશમાં દ્રુપતનેં,ત્યાં, કીધું છે કામ આરંભ;વસ્ત્રવાઘા નથી ધાગા નેઅંગે. એવો ચઢયોછે થંભ. ॥૨૭॥ જાદવ રહીયત રાજા રૂશી; શોભાવંત સભાયે; તેમાં મેલો ઘેલો સુતતારો, થઈ તારી નીંદાય॥૨૮॥ ફોગટી થાયે પ્હેર્યું ઓઢયું છે, તુજ તન ગરીબ ઉડયું, લોક કહે છેએના બાપ

ના, ઘરમાં ખાવા ખુટયું. ॥૨૯॥ તે મુજથી સાંભળી ન શકાયું, માટે હું આવ્યો કહેવા; જાવો જઇને વસ્ત્ર પેહેરાવો, સભામાં શોભા લેવા. ॥૩૦॥ એમ કહીને નારદઋશી, ત્યાંથી થયા વીદાય; એટલે ઇંદ્રે સર્વદેવોને, એવી કરી આજ્ઞાય. ॥ ૩૧ ॥ તેત્રીસ કોટી વેમાન બેસો; ચંદન પુષ્પભરીને; ડુડભીડંકાસાથે રાખો, અતી ઉલટ ધરીને. ॥૩૨॥ એમ કહ્યું તવ સ્વર્ગના સુરા, તરત થયા તૈયાર; ઇંદ્રિના સાથે અંત્રીક્ષ આવ્યા, કરવા જેજેકાર. ॥૩૩॥ સત્યવાદી સભામાં બેઠેલો, તેને થયાં દરશન; તેત્રીસ કોટી દેવને દેખી. વીચાર કરતા મન. ॥૩૪॥ કેમ આવ્યા આ સુર સ્વર્ગના હર્શભરેલા એવ; આ દેખી એમ વેમ પડે છે, સ્થંભે ચઢયો કોઇદેવ ॥૩૫॥ કોઈ કહેછે વેશ બદલી, ચઢયાછેવૈકુંઠરાય; કોઈ કહે કે બ્રહ્મા ચદેલા, કોકહેશી વદેખાય. ॥૩૬॥ જે જેને ફાવે તે બોલે; દુષ્ટોને નહિ દરસન; તેતો જાણે જંગલવાશી, એમ કરે સભાજન. ॥૩૭॥ એવામાં ઇંદ્રે અરજુન દીઠો. સ્થંભે ત્રાંજવા માંય; પુત્રને દેખી લજ્યા આવી, આયુધ લીધાં ત્યાંય. ॥ ૩૮ ॥ વળણ ॥ આયુધ ઇન્દ્રે કર ગ્રહ્યાં, પ્હેરાવવા સણગાર; વ્યાસ વલ્લભ વાણી વદે, કરતા દેવ મોરાર. ॥

## કડવું ૧૧૭ રાગ ભેરવના દોહરાની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું મચ્છવેધન મહીમાય. ॥૧॥ ઇંદ્ર રાજાએ ધનુષ લીધું, ઉપર લીધું બાણ; વસ્ત્રાભુષણ પેહેરાવા ધાર્યો જુએ પુરૂષ પુરાણ. ॥૨॥ પ્રથમ પેહેલું બાણ મારી. દૈવતદારૂણ દાખ્યું; અર્જુનજીનું પાઘડું તે, સભામાં પાડી નાંખ્યું. ॥૩॥ સકળ શભા ખડખડ હશી, ઇંદ્રને અંગ ઉલટ; બીજે બાણે ક્ષૌર કરાવી. પેહેરાવ્યો મુગટ. ॥૪॥ ત્રીજે બાણે મુખવાસ આપી; મોઢું કરાવ્યું લાલ; ચોથે બાણે તંગીયા ઉપર, પેહેરાવ્યો સુરવાલ. ॥૫॥ પાંચમે બાણે કવચ બકતર, પેહેરાવ્યાં રહી સામો; છઠે બાણે કમ્મર પટો, સાથે જરીનો જામો. ॥૬॥ પછી ગૌરાસ્તર બાણ માર્યું, ગૌરવર્ણ થયો સારઃ તે પછી ઇંદ્રે બાણ મુકીને, પેહેરાવ્યા શણગાર ॥૭॥ રૂપે ગોરો કેહેડો કંદોરો, તોરો મોતીનો માથે કડાં સાકળાં વેઢ વીંટી, બાંધ્યા બાજુબંધ હાથે ॥૮॥ કાનમાં કુંડળ હાર હીરાના, પેહેરાવી મોતિના માળા; અરજુનજીતવ વિસ્મયપામ્યો, આ શું શ્યામ છોગાળા ॥ ૯ ॥ શર્વ સભા પણ વિસ્મય પામી. ખુશી થયા જગતપતી; પ્ર-

ભુએ જાણ્યું ગોરો થયો પણ. તેજ જરાએ નથી. ॥૧૦॥ સુકીત વીના તેજ ન હોયે, માટે કષ્ટ કપાવું; પાંચ જણાને વચને બાંધ્યા છે, સુકીત તેનાં અપાવું. ॥ ૧૧ ॥ એમ જાણીને પ્રેરણા કીધી, બળદેવને તે વાર હળધારી તવ પુછવા લાગ્યા. ઓરે જુગદાધાર. ॥૧૨॥ આજનું કૌતક કદી ન જોયું, આશ્ચર્ય દીઠું એણ; સ્થંભે જઇને સ્વરૂપ બદલ્યું, એ પ્રાણી છે કોણ. ॥૧૩॥ વિઠલ વધ્યા વડા વીરા, વેણુ વદેલુ થાપો; કુન્તા કુંવર એ અર્જુનજી, સુકીત તમારૂં આપો. ॥ ૧૪ ॥ બળદેવજી કહે મશ્કરી મુકો. અરજુન માનુ કેમ; ભગવાન કહે બ્રહ્મ સભાની, પુંઠળ જુઓ ભેમ. ॥ ૧૫ ॥ તવ બળદેવે જોઇને માન્યું, કહ્યું કે જયજય થાજો, મારૂં સુકીત આજ સુધીનું, અરજુન અંગે જાજો. ॥ ૧૬ ॥ એમ કહીને સુકીત આપ્યું, તેજ વધ્યું તતકાળ; સહુ રાજાના સરખો શોભ્યો, સજ્યા નહી ગોપાળ. ॥૧૭॥ ઉઠીને ગયા રાજ સભામા સત્યવાદી કને આવ્યા; એટલે ભીષ્મને વીદુરજીએ, માન્ય દઈ બોલાવ્યા. ॥ ૧૮ ॥ પાસે બેસાડી પુછવા લાગ્યા. ભીષ્મને વિદુરને દ્રોણ; ઓ મ્હારાજા સ્થંભે ચડીયો, એ તે પુરૂષ કોણ. ॥ ૧૯ ॥ પ્રભુ કહે તમે બોલ્યાતા, બોલ્યાનું માપ માપો; કુન્તા કુંવર અરજુનજી છે, તમારાં સુકીત આપો. ॥ ૨૯ ॥ સત્યવાદી કહે સાચું ન ભાસે, અરજુન કહીએ કેમ; પ્રભુ કહે જુઓ બ્રહ્મ સભાની, પુંઠળ બેઠા ભેમ. ॥ ૨૧ ॥ કોઇ ન ચેતે તેમ જોજો, તવ જોવા મન મોહ્યું; એકે એકે ઉંચા થઇને બ્રહ્મ સભામાં જોયુ ॥ ૨૨ ॥ લાંબો પોહોળો પોચતો દીઠો બળવંત વાયુ તન; પાંન્ડવને જીવતા જાણ્યા કે, ઘણા થયા પરસન. ॥૨૩॥ સત્ય પુરૂષોએ સંકલ્પ કીધો, અરજુનની જય થાજો; અમારાં સુકીત આજ સુધીના અરજુનજીને જાજો. ॥૨૪॥ તે ચાર સુકીત આવીયાં કે, તેજ વધ્યું અપાર; સરવે સભા ઝાંખી પડી. શોભ્યો સતી કુંવાર. ॥ ૨૫ ॥ જેવી કન્યા તેવો જ બનીયો, ભુલ નહિ લગાર; વર કન્યાનું જોડું મળીયું, રહ્યો નહિ ફેરફાર. ॥૨૬॥ પ્રભુ જોઇને આનંદ પામ્યા, વર શોભે સરવથી; પણ કન્યાના સરખો થયો તે, મુજ મન માનતું નથી. ॥૨૭॥ દ્રુપતીને અભામાન રહેશે કેહેશે થયો મુજ જોડ; એનાથી વિશેષ શોભાવું ત્યારે; નામ મ્હારૂ રણછોડ. ॥૨૮॥ એમ ધારી જઈ આસન બેઠા, વાત વિચારી લીધી; ભક્તને માટે પ્રેરક પ્રભુ, પ્રેરણા દુરમને કીધી. ॥ ૨૯ ॥ તવ દુરમ રૂષીને વિચાર આવ્યો, હું તો વિષમય પામું; અરજુનજીને જોઇને જુએ ચારે ભાઇના સામું. ॥ ૩૦ ॥ આ હતા જેવા તેવાને તેવા, ઉપર ગયો જેહ; વસ્ત્ર આભુષણથી અંગ શોભ્યું, કોણ હશે નર તેહ. ॥ ૩૧ ॥

છતી વિદ્યાએ રહ્યુ અજાણ્યો, એ તો મ્હોટી ઉપાધી; નિશ્ચય કરવા આસનવાળા, રૂશીએ માંડી સમાધી. ॥૩૨॥ જ્ઞાનદ્રષ્ટીએ જોવાથી જાણ્યું, છે કુન્તાના તન; સ્થંભ ઉપર અરજુન ચઢયો છે, પ્રસન જુગજીવન. ॥૩૩॥ એવું જાણી સમાધી ઉતારી, દલમા લાગ્યું દુઃખ; અરેરે પાંડવને તીછકાર્યો, શું દેખાડુ મુખ. ॥૩૪॥ એમ કરીને રડવા લાગ્યા, ચોધારે આંસુ જાય; સમુદ્રમાં જંપાપાત કરૂ, કલ્પાંત માંડયું ત્યાંય, ॥ ૩૫ ॥ વળણ ॥ દ્રુમ્મે કલ્પાન્ત માડીયું નેત્રે ભરતા નીર; વ્યાસ વલ્લભ વાણી વદે, છોડવુ ધાર્યું શરીર.

---

## કડવું ૧૨૯ આશાવધનેર દોહરો.

જઇ પડુ તે સાગરમાંયરે, હવે હું તો શું કરૂરે; ॥ટેક॥ દ્રુમ રૂશીએ આક્રંદ માંડયુ, કરે વિવિધ વિલાપજી; છતી વિદ્યાએ હું છેતરાયો, કીયા જનમનાં પાપરે. હવે હું તો શું કરૂરે. ॥૧॥ આળસુને ઘેર ગંગા પધારે પણ, આળસુ ઉઠી નવ ન્હાયજી; જ્યારે ગંગાજી જતાં રહે તેની, પુંઠે પાપી પસ્તાયરે. હવે. ॥૨॥ કાગની ચંચુમાં રત્નજ આવેને, મરકટને મોતી હારજી; તેવા પાંડવ મારે હાથ આવ્યા, જેવી કાહરને તરવારરે, હવે. ॥૩॥ અંધની નારી આભુષણ પહેરે પણ, અવરથા અવતાર જાયજી; બેહેરાની આગળ શંખ ફુકે તોહે, હાડકાં કરડયાં કહેવા યરે. હવે૦ ॥૪॥ ચકવીને માળે મોટા પધારે, ગરૂડ ગુણ ભંડારજી; તેવા મારે ત્યાં શેજ પધાર્યા; કુન્તા સતીના કુવારરે. હવે. ॥ ૫ ॥ કાપડી જાણી ટકવા ન દીધા, મેં મારા મઠની માંયજી; હરીજન દાતા દીનતા વાળા, ફરિથી મુજ ઘેર કયાયરે. હવે. ॥૬॥ એમ અતીશે આક્રંદ માંડયું જોયું ધરમ રાયજી; ભીમ વીરા હું જૈ સમજાવું, આ વેળા કલેશ ન થાયરે. હવે૦ ॥૭॥ એ બ્રાહ્મણે રડવા માંડયું છે, અરજુન થંભે જતાનોજી; ભીમ કહે એને રડવા દો વીરા બ્રાહ્મણ છે એ મતાનોરે. હવે. ॥૮॥

॥ વલણ ॥ એજ મતાનો વિપ્ર છે, કર્યા હતા તિછકાર; વદે વલ્લભ ધરમે કહ્યું, ભીમ તુજને ધિક્કાર.

---

## કડવું ૧૩૦ રાગ આશાવરીનો દોહરો.

વૈશમપાયે એણીપેરે બોલ્યા મુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, મચ્છવેદન મહિમાય. ॥૧॥ ધર્મ કહે ધિક્કાર તુને, હજી ન આવ્યું જ્ઞાન, બ્રાહ્મણની ને માતાની, કરણી, જોવી બેઉ સામાન્ય. ॥૨॥ એ

મ કહીને ધરમ રાજા, છાનાં રાખવા ઉઠે;કોઇ ન ચેતે એમ આવી, ઉભા દ્રુમની પુંઠે ॥૩॥ ઓ મહારાજા આશું કરો છો,ખોટા ચઢયો કેમ નાદ; દેવો જોઇએ અરજુનજીને આવેળા આશીરવાદ॥૪॥અમારૂં ભલુ ઇછતા હોતો, આંસુ ન ઢાહો લોચન,એવું સાંભળી દ્રુમરૂશી;મુખ વદ્યાવચન ॥૫॥ ઓરે ધરમ મ્હારી આગળ, છુપાવી રાખી જાત, શું હું શત્રૂ હતો તમારો, કરત કોઇને વાત ॥૬॥ ધરમ કહે ભુલ અમારી; હવે ન દેવો દોશ; બનનાર વસ્તુ બની ગઇ, જળ વહી ગયે શો સોષ ॥ ૭ ॥ તવ દ્રુમ રૂશી રહી ગયા છાના, કહ્યું પાંડવ જય થાજો; આજ દીન સુધીનું સુકૃીત મ્હારૂં, અરજુનને અંગે જાજો ॥૮॥ અરજુનને સુકૃીત સોંપ્યું, વધ્યું તેજ અપાર; ધરમરાય ઠેકાણે બેઠા, જોયું જુગદાધાર ॥૯॥ દ્રુપતી કરતાં અરજુન શોભ્યો, મહતા ઉતારી નાંખી; તેજતણો બીંબકાર છુટયો, કન્યા પડી ગઇ ઝાંખી ॥૧૦॥ પ્રભુ જોઇને આનંદપામ્યા વર શોભ્યો સર્વથી; રવિથી ઝાંખો દીસેછે માટે, મુજમન માનતું નથી ॥૧૧॥ અઢળક ઢળીયો પોતે સામળીયો, કાંઇ ન રાખી નુન્ય; ભક્તને હરજીએ અરપણ કીધું, એક વરસનું પુન્ય ॥ ૧૨ ॥ એટલે અંગમાંથી તેજ છુટયું, શોભા વધી ગઈ ઘણી, સુર્યના તાપને એની શીતળતા જાણે બીજો દીનમણી ॥૧૩॥ ઉપર સુર્ય અરજુન વચમાં, બેઉનો તેજ પ્રકાશ; તે તેજ પડયું કુંડના જળમાં, જળથી થયો ચીદા ભાશ ॥૧૪॥ તે આભાશે સભા શોભી; તેજ તણો બીંબકાર; ઝબુક ઝબુકારા મારે, જોએ દ્રુપતી નાર ॥ ૧૫ ॥ મોઢુ ઉતારી બોલી એ નારી, સાંભળો સૈયર સંહિ; આ વરસ્થંભે ચડયો તે મુને, પરણશે કે નહિ ॥ ૧૬ ॥ દાશીયો જોઇને વિસ્મય પામી થૈ ગયું કાળજું કાચું; ઢાકયું રત્ન તમેકે હેતાંતા, બૈ તમ બોલ્યું સાચું ॥૧૭॥ ગભરાશો નહી એ વરવરશે, તવ મન ધીરજ આવી;દ્રુપતી સામુને સામુ જુવેછે, પ્રેમ પતી ભાવ લાવી. ॥૧૮॥ એવે અરજુને ધનુશ લીધું, ચઢાવવા વીચાર; જાણ્યું કે એક છેડો કયાં મુકુ, શા પર દેવું ભાર ॥૧૯॥ એકજ ત્રાજવે ટેકો મુકીને, જો કદી ભારદેવાય; તો બીજુ ત્રાજવું ઉંચું ચઢે, ચર્ણ પોહોળા થઇજાય ॥૨૦॥ એટલે ટટળી પડુ પાણીમાં, થાય સભામાં હાંશી; થંભને ટેકો દૈ ભાર દેવું, તો વણ ફાંશીએ ફાંશી ॥૨૧॥ ધક્કાથી ત્રાજવાં જાય આઘાં, ઝોલા ખાઇને પડું; કેમ કરી ધનુષ ચઢાવું,કયાં લગી હું રડવડું ॥૨૨॥ શરીરનો મધ્ય ભાગ નાભી, તે પર દૌ અણીઆરૂ; સાપ્રથ કરતાં સુંસરૂ પેસે, તો થાય મરણ મ્હારૂ ॥ ૨૩ ॥ અણી મુકી જોવું સંદે ખો-

શું, જાણી મુકયો એક છેડો; જરા દબાવતાં પેસવા માંડયુ, જાણ્યું કે આવ્યો નવેડો.॥૨૪॥તરત પાછું ઉપાડી લીધુ, ગભરાયો અપરમપાર;અરેરે ચઢાવી બનાવ્યો, ઓરે જુગદાધાર. ॥૨૫॥ પાકી મશ્કરી મ્હારી કરાવી, શું કરવાને ચડાવ્યો; વસ્ત્ર આભુશણ તેજ વધાર્યું, શું મરવા દીપાવ્યો. ॥૨૬॥ આટલી આંટી મ્હોતની ઘાટી. તેમાંથી તમે ઉગારો; પ્રથમ જેવી બાંહ્ય ઝાલી તેવી, ઝાલીને પાર ઉતારો. ॥૨૭॥ એવી સ્તુતી કરી પ્રભુની, પુરણ ધરીને પ્રેમ; તવ પ્રભુએ સામું જોયું, ગુંચવાય છે હજી કેમ. ॥૨૮॥ ભકત તણી ભીડ ભુધરે જાણી, આપ ચીંતામાં પેઠા, ગોવીંદ વાયુનો ગોળો થઇને નાભી ઉપર જઇ બેઠા ॥ ૨૯ ॥ દુંટી ઉપર દડો વાગે, એગ લાગ્યું જે વાર; અરજુનજીને આસ્તા બેઠી, અણી મુકી તે વાર. ॥ ૩૦ ॥ જોર કરીને દબાવી, પેઠું નહી અણીઆરૂં; અરજુને જાણ્યું ધણી છે સાચો, શા સારૂં ભય ધારૂં. ॥૩૨॥ એવું જાણી બીજો છેડો, ધનુશકેરો જેહ; એકજ હાથે જોર કરીને, વાંકું વાળ્યું તેહ. ॥૩૨॥ બીજે હાથે દોર ચઢાવી, તેવો થયો ટંકાર; ધનુશ ચઢયું એટલે તો બોલ્યો અંધ કુંવાર. ॥ ૩૩ ॥ ઓ માંમા તમો કહેતાતા, ચાહ્ય તેમ મરશે મથી, પણ ધનુષ કરણ રાજાનું, એનાથી ચઢવાનું નથી. ॥ ૩૪ ॥ મામો કહે ભાઈ ભોગ મ્હારા, મેં તુને કહ્યું એવું; પણ નીચું જોઇ બાણ ઉંચુ, મારી કરે કામ કેવું. ॥૩૫॥ એક બાણ શું ત્રણ કામ કરશે, જો મનમાં વિચારી; દુર્યોધન કહે એછે આંટી, કન્યા થવાની મ્હારી.॥૩૬॥ એમ પાછો મન વાળીને બેઠો, સાંભળને તું રાય; આ ઠેકાણે સીધાન્ત લેવું, કેવું ગાંડુ દેખાય. ॥૩૭॥ દુરીયોધનની બોલીચાલી, રીતી નીતી જેહ; તે પ્રમાણે જે જન રાખે, દુરીયોધન તુલ્ય તેહ. ॥ ૩૮ ॥ પાંડવની સંતોશ શીળતા, રીતીનીતી સુદ્ધ વાણી; દીનતા દયા એવી રાખે, તે પાંડવ તુલ્ય પ્રાણી. ॥ ૩૯ ॥ કથા તો દ્રષ્ટાન્ત રૂપી, સીધાન્ત એનું કેવું, જેવી જેની રીતી તેવું, તેને જાણી લેવું. ॥ ૪૦ ॥ ઈતીહાસ કૌરવ પાંડવ કેરો, તે જાણવે નહી મુક્તી; મુક્તીને માટે જાણી લેવી; નીતી અનીતીની યુક્તા. ॥ ૪૧ ॥ વળણ ॥ યુક્તી મુક્તી કારણે, જાણવી શ્રોતા જન; વ્યાસ વલ્લભ એમ ઓચરે, શું કર્યું ઇંદ્રને તન.

---

## કડવું ૧૩૦ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને

સંભળાવ્યું, મચ્છવેદન મહીમાય. ॥૧॥ અરજુનજીએ ટંકાર કીધો, ચઢાવિયું ધનુશ; વિચાર કીધો મચ્છ વિંધવાનો, હૈયામાં ધરી હુશ.॥૨॥ એવામાં દુરિયોધનરાજાએ, બોલાવ્યો રાજાકરણ, કહ્યું કે આ મચ્છવેધકરશે, વરશે ઉતરી ધરણ. ॥૩॥ કાળે મોઢે જાવું પડશે, આપણને ધિક્કાર, કરણ કહે જો દુરિયોધન, મુજ મનનો વિચાર ॥૪॥ ચઢનારા મચ્છવેદ કરશે. તેવુજ મારિશ બાણ, ત્રાજવામાંથી નિચે નાખી, કાઢુ એના પ્રાણ. ॥૫॥ નીચે પડે તવ સરવે ભાઇએ, મારી પમાડવો મરણ, તે વેળા હું દ્રુપતીનું, કરિ જવાનો હરણ. ॥ ૬ ॥ નીશ્ચે તુજને પરણાવવાની, ચીંતા મુજને પેઠી, દુષ્ટ કહે મુજને એમ લાગ્યું, હવે મ્હારે ઘેરબેઠી. (૭) આશા આપી કરણ ગયો, જૈ બેઠો આસન, શકુની માંમાએ સમજાવ્યા, અંધ તણા સૌ તન. ॥૮॥ સાવચેતીથી સરવે બેસો, હાથ ગ્રહિ હથીઆર, તવ કૌરવો આયુધ લઇને, બેઠા થૈ તૈયાર.॥૯॥ તે સહુ સભાએ તજરે જોયું, કોપ્યા કૌરવ કરણ, કન્યાસુખે નથી વરવાની, થશે રૂપાળીનુહરણ. ॥૧૦॥ દ્રૂપતનું ધુળધાણી કરસે, અંધ તણા કુવાર; એવી ચરચા ચાલી સભામાં, ભય ભર્યા સૌ સાર. ॥૧૧॥ દ્રૂમરૂશીએ કૌરવોને, દીઠા ગ્રહ્યાં હથીઆર, જાણ્યું કે એ અરજુન ઉપર, છેવટ દેશે માર. ॥ ૧૨ ॥ એમ જાણીને સર્વ રૂશીને. ચેતવણી કરી એમ; આપણી સભામાંથીવર ઉઠયો, મારવા દેઇએ કેમ. ॥૧૩॥ આપણે એવરના જાનૈયા, હાંઇથી ઉઠયો માટે; લજ્યા ન ખોવી કૌરવકેરો, આપણે ઘડવો ઘાટ. ॥૧૪॥ એવું સાંભળી સર્વ રૂશીને, ઉમંગ પ્રગટયો કેવો; એ વરના આપણે જાનૈયા માટે ન મરવા દેવો. ॥૧૫॥ થનાર વસ્તુ હશે તેથાશે, કરવોકાળો કેહેર; કૌરવ વરરાયને મારે તો, આપણે મારવા ઠેર. ॥૧૬॥ એમ ધારી સૌ તૈયાર થયા, વઢવાને મન કીધાં; કૈકકહે હું મારીશ સરવો, કૈકે તુમડાં લીધાં ॥૧૭॥ કૈ કહે આખ્યો પુરવાને, મારવા ભસ્મના ગોળા; કૈક કહેઆછમનીયોને ગોદે, ફાડી નાંખવા ડોળા. ॥૧૮॥ કૈકકહે તમડાં ફોડીશું, કૌરવને લેલાટ; બ્રાહ્મણ કોપ્યા ભક્તની ભીડે, બેઠો બરોબર ઘાટ. ઘા ॥ ૧૯॥ એવામાં દ્રૂપતરાજાયે, દ્રૂપતીને એમ કહાવ્યું; હાથણી બેશી આવો સભામાં, ભવીશ ભલેરૂં ભાવ્યું. ॥૨૦॥ સણગારી હાથણી મંગાવી, દ્રૂપતીયે તે વાર; સુઢમાં સોનાનો કળસ આપ્યો, શોભા તણો નહિ પાર. ॥૨૧॥ દ્રૂપતી ઊઠી ઝરૂખેથી ઉતરી મ્હેલથી હેઠી; વરમાળા બે કરમાં લઇને, હાથણી ઉપર બેઠી. ॥૨૨॥ પુંઠળ દાશી ચામ્મર ઢોળે, જોયા જેવી થઈ ખુબી; સભાની વચમાં જળ કુંડાળે, આવીને કન્યાઉ

ભી ॥૨૩॥ હરખી ઉઠવા ભીમસેન બળીયો, ઉંચો નીચો થાય; પણએ નો ભુજ ઝાલી બેઠા છે, પોતે ધરમરાય ॥ ૨૪ ॥ અરજુનજીએ ધનુશ ચઢેલું, ધર્યું દ્વીભુજ વીશે; તે વેળાએ અરજુનજીની, કાન્તી અલોકીક દીસે ॥૨૫॥ તે દેખી શેહેદેવ જોશીને, ઉપજ્યો અતી પ્રેમ; હશી હશીને ધરમ પ્રત્યે, કહેવા લાગ્યા એમ ॥૨૬॥ વળણ ॥ શેહેદેવ કેહેવા લાગીયા આતો વાત અનુપ; વદે વલ્લભ જોશી કહે, જુઓ ભુપનું રૂપ.

## કડવું ૧૩૧ રાગ કનડાની સાખીનો.

જુઓ જુઓ ભુપનાં રૂપ, ધનુશધનંજય ધર્યુંરે;જુઓ જુઓ અરજુનજીનું રૂપ, ધનુશ ધનંજય ધર્યુંરે॥ શેહેદેવજી મુખ બોલીયા, સુણો ધર્મ સુજાણ; ત્રણ ત્રણ વરસ દુખ વેઠીયું, તોતો આજ પડયું પરમાણ,ધનુ-શ ॥૧॥ લાખાગ્રહેમાં બાળીયા; દુષ્ટે કરી અન્યાય; ત્યાંથી ઉગરી વન રહ્યા,ભીમ પરણ્યો હેડંબા કન્યાય. ધ. ॥૨॥ હેડંબા ચોરી ગયો, દેનાર દેવને દુખ;તેને ભીમે મારીઓ,કર્યું છત્રેશ્વરને સુખ. ધ. ॥૩॥ પછીકબીરા લઇ ગયા; પોતાને અવાસ; યોગી વેશ ભીમે ધરી, કીધો દુષ્ટજનો-નો નાશ. ધ.॥૪॥ તે પછી એકચક્રા ગયા, સ્થીતી કરી બહુ દન; બક-રાક્ષને મારીયો, ભીમે ઉગાર્યો વિપ્રનો તન. ધ. ॥ ૫ ॥ નીત્યના પાંચ અજા હણે મનુશ મારે એક; હમેશ છ જીવ ઉગર્યા; કર્યો પુન્ય તણો વીવેક. ધ. ॥૬॥ ત્યાંથી દ્રૃમને મઠ ગયા, સમર્યા અશરણાશર્ણ,વિપ્રતણા પુજન કર્યા, અને નીત્યાન ચાંપ્યાં ચર્ણ. ધ. ॥૭॥ ટાઢ તાપ વેઠયા વન વીશે, દુખમાં ન રહી ન્યુન, દુખ વેઠી ભગવત ભજ્યા, તેતો આજ ઉગ્યું પુન્ય. ધ. ॥૮॥ વસ્ત્ર વપુપર કયાં હતાં, કયાં હતાં સણગાર; તેજ મોઢા પર કયાં હતું ઢાંક્યા અઢળક જુગદાધાર. ધ. ॥૯॥ સુર્યસમ છબી અરજુનની, જુઓ મ્હારા વિર; ધનુશ શોભે બે ભુજમાં,કેવો ઉભો છે ગુણ ગંભીર. ધ. ॥૧૦॥ વળણ. ગુણ ગંભીર વીર આપણો, ધરયું ધનં-જય નામ; વ્યાસ વલ્લભ કહે કથા, ભકતને રીઝે રામ.

## કડવું ૧૩૨ રાગ ધોળ.

બોલ્યા બોલ્યા વૈશમપાયે વચનરે,સાંભળ સાંભળ જનમેજેરાજન રે ॥૧॥ અરજુનજીએ, ધનુશ ધરીયું હાથરે; શ્રદ્ધા રાખી સમરે શ્રીવૈકું-

ઠ નાથરે. ॥ ૨ ॥ જોયું એણે મછના સામુ ગગનરે; દીસે નહી મચ્છાનું પુંછ લોચનરે. ॥૩॥ આકાશ કેરા. વાયુથી મચ્છ ચઢી:ચાકરે; વાયુવેગે ફરેછે આડો આંકરે. ॥ ૪ ॥ અરજુનજીએ વીચાર કીધો મનરે; કેમ તકાશે મચ્છાતણું લોચનરે. ॥૫॥ જળમાં જોઈ, તાકીને મારવું બાણરે; મચ્છને જળને છેટુ છ ગાઉ પરમાણરે. ॥ ૬ ॥ મચ્છા હોએ સ્થીર તો તાકી સકાયરે; હવે મુને, ગુંચવણ પડી જગરાયરે. ॥૭॥ સ્તુતી કીધી, તવ પ્રભુએ જાણ્યું રે; અંતરયામી હેત અતી મન આણ્યું રે. ॥૮॥ પ્રેરકુ પ્રભુ પ્રેરણા કીધી તે દનરે; મચ્છ પાસેનો બંધ કીધો પવનરે. ॥૯॥ કરી કરૂણા પોતે શામ શરીરે; સોત્રણ મચ્છા તરત થઇ ગઇ સ્થીરરે. ॥ ૧૦ ॥ તે દેખીને અરજુનનું માન્યું મનરે; હશી હશીને જપતો શ્રી જુગજીવનરે. ॥૧૧॥ પછી પોતે જળમાં જોયું સતી તનરે; તવ દેખાયું મચ્છાતણું લોચનરે. ॥૧૨॥ પડે મચ્છનો, પરછાયો જળમાંયરે, સ્થીર રહ્યાથી દરપણ તુલ્ય દેખાયરે. ॥ ૧૩ ॥ પછી પોતે મચ્છ વીંધવા મન કીધું રે; ભાથામાંથી એક બાણ કરમાં લીધું રે. ॥ ૧૪ ॥ તેના ઉપર શકતીનો મંત્ર ભણ્યો સારરે; પછી તેના ત્રીભાગ ગણ્યા તે વારરે. ॥૧૫॥ પેહેલે ભાગે બ્રહ્મા મુકયા તતખેવરે; વચમાં વિષ્ણુ છેલ્લા મુકયા મહાદેવરે. ॥ ૧૬ ॥ વાયુ મંત્ર ભણ્યોને ન રહી નુન્યરે; ઉપર મેલ્યું ધરમ રાયનું પુન્યરે. ॥૧૭॥ એવી રીતે બાણ કર્યું તઇઆરરે; પછી જોયું જળમાં સતીને કુંવારરે. ॥૧૮॥ કેહેડયો વાંકી વાળી કરે મનસુબોરે; અરજુનજીતો ત્રાંસમાં ચઢી ઉભોરે ॥વળણ॥ અરજુન ઉભા ત્રાંસમાં, સાંભળને તું રાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, મચ્છવેધનો મહીમાય.

---

## કડવું ૧૩૩ ટેક વીના કટાવની છાયા.

અરજુનજી તો ત્રાંસમાં ઉભો, ત્રાંસમાં ઉભો; શોભે સુબો, મછ વીંધવા છે મનસુબો, આપ રૂદેમાં ઉલટ આણી, સમજણ શાણી, મીઠી વાણી, પ્રૌઢજ પ્રાણી, કામ વિખાણી, સમર્યો પોતે પુરૂશ પુરાણી, જુગજીવનને સાચા જાણી મન વાલીયું, અંગ ફાલીયું, બાણ ઝાલીયું, લક્ષ્મીશ હણીયો, ગણીત ગણીયો, મંત્રજ ભણીયો, વેલ્લો વણીયો, દલડું લડાવ્યું, ધનુષ ચવાવ્યું; બાણ અઢાવ્યું, આપ પંડથી પાપજ ખોયું મનડું મોહ્યું, જળમા જોયું કેહેડયોને તો વાળી વાંકી, ન જાય થાકી, બુદ્ધી પાકી, ન રહે બાકી, જળમાં ઝાંખી, મછતાકી, રં-

ગે રેલીયું; બાણ મેલીયું, ખુબ ઠેલીયું, ખરરર લેઇને ચપળે ચાલ્યું, ન રહે ઝાલ્યું, ફંદે ફાલ્યું, માતંગ માહાલ્યું. હળહળી હાલ્યું, સણુ સણુ સણુ સણુ, સરરરર કરતું, થંભે ફરતું ભટડગ ભરતું, પાર ઉતરતું, પાછું ન ખરતું, પવન વેગથી જાણે મેઘથી, આભ વેગથી, વીજળી છટકી, ન રહે લટકી, ખરીજ ખટકી, ઝાડે ઝટકી, પાડે પટકી, એવી કટકી, કેમ રહે અટકી, આવી પહોંચ્યું મચ્છની પાસે, તરકટી ત્રાસે, સાચુ ભાસે, અધર વાસે, ફુરરક ફુરરક ફર ફર બોલે, પોહોચ્યું રામના બાણની તોલે, ચડીયું ઝોલે, જરા ન ડોલે. બ્રહ્મા મંત્રે જબ્બર દોડયું; ન રહે ઓઢયું, જુગતે જોડયું. એવું છોડયું ફટાક દઇને લોચન ફોડયું, પછી તે કટકો હેઠો પડીઓ, વિષ્ણુ કડકો ઉંચો ચડીઓ, નર દમ નડીઓ; જઇને અડીઓ, ઘાટજ ઘડીઓ. પુંછ ઉપર તો ઉલટ વ્યાપી, માપે માપી, નીશાની આપી; તે પ્રમાણે ખચક દઇને નાંખ્યું કાપી. ને પછી કડકો શંકર કેરો, મારે ફેરો, ઘાલ્યો ઘેરો, કામજ કીધુ, ચાલ્યું શીધું, જરા ન બીધું, ઉઠાવી લીધું, શીવને મંત્રે; બહુજ બળમાં, કોટી કળમાં, એકજ પળમાં; છરરરરરર છબાક થઇને ફેંકયું જળમાં, દેખી દેવે કરી ફુલ વૃષ્ટી, કાપી કષ્ટી,જુએ દ્રષ્ટી,સરવેશ્રષ્ટી દુંદભી ડંકા દેવના વાગ્યા; સારા લાગ્યા; સૌ ભય ભાગ્યા; ભાગ્યવંત પાન્ડવો જાગ્યા; વલ્લભ વદે મછાની હોડ; પુરણ થઇને પોહોચ્યા કોડ; બોલો જે જે શ્રી રણછોડ ॥વળણ॥ જય જય શ્રી રણછોડજી, કર્યું ભક્તનું કામ; શ્રોતા શ્રદ્ધા રાખીને, શમરો શીતારામ.



## કડવું ૧૩૪ રાગ ઝડપનો દોહરો.

બાણ વડે જળ મચ્છ નાખ્યું, વરત્યો જેજેકાર; તે સમે કરણરાય ઉઠયો, ઉઠયા અંધકુંવાર ॥૧॥ આયુધ લીધાં ભુજ વીશે, જુએ સઘળો સાથ; તે સમે ભીમ ઉભો થયો, મરડી ધરમનો હાથ ॥૨॥ છલંગ મારી આવ્યો સભામાં મનમાં ધરી મનસુબો; જળ કુંડની કીનારે જઇને, વાયુનો નંદન ઉભો ॥૩॥ ગરજના કરી ધાંટો કાહાડયો, વીરા ધારણ દેવું; ઉતરવાની તસ્દી ન લેશો પડો હું ઝીલી લેવું ॥૪॥ તવ દુરીયોધને ખુમ પાડી, ઓ મામા આ ભેમ; મામાએ કહ્યું મારગ ઝાલો, રૈયે કુશળખેમ ॥૫॥ ભીમને જોઇ મનમાં વિચાર્યું. પોતે રાજા કરણ; મ્હારૂ બોલેલું મીથ્યા જાશે, કરૂ કન્યાનું હરણ ॥ ૭ ॥ ભીમની ઉંચી દી-

ઠી. કન્યા હરવા જાય; એવે ભીમે જાતાં જોયો, ચીતમાં ચટપટી થાય. ॥૭॥ ભાઈનાં લાગ્યા ભાઇ ભોગવશે, કન્યાનું હરણ થાશે; મેહેનત કરેલી છુટી પડશે, ઈજ્જત અમારી જાશે ॥૮॥ એમ જાણીને દોટ મુકી, વાયુને કુંવાર; કરણનો જઇ કાન ઝાલી, ચોઢયા તમાચા ચાર ॥ ૯ ॥ કરણ રાજા ત્રાસ પામ્યો, આ મુજને કયાં નડીયો;એટલામાં ભીમછલંગ મારી, હાથણી ઉપર પડીયો ॥૧૦॥ એટલે હાથણી થૈ ભોંય ભેગી, ત્રકોદર કહેડ બાંધે, કરૂપતીનું પાગોઠુ ઝાલી લીધી પોતાની ખાંધે ॥ ૧૧ ॥ કન્યા લઇને ત્યાંથી નાઠો,સભાની બારણે જાય; કુંભારના ઘર ભણીઆ આવ્યો જ્યાં પોતાની માય ॥૧૨॥બારણેથી એમ બુમ પાડી. એ ત્રધમા હું આવ્યો; જુઓરે જુઓ જનેતા, અમુલ્ય વસ્તુ લાવ્યો ॥ ૧૩ ॥ કુંતાએ જાણ્યું કયાં ખાવાનું, કાં રમવાનું હશે; કાં મુજને મરાવવા ફાંફાં, બોલતો મશે મશે ॥ ૧૪ ॥ એવું સમજી માતા બોલ્યાં, ભેંચોનું ભૈયારૂ; જે લાવ્યો હોય તેમાં બેટા, પાંચેનું સૈયારૂ ॥ ૧૫ ॥ ભીમે જઇ તવ કન્યા મુકી; શું બોલી તું માત; આજ સભામાં મચ્છવેધ કીધો, આપણો અરજુન ભ્રાત ॥૧૬॥ કન્યાનું ત્યાં હરણ થતું'તુ માટે ઉચકી લાવ્યો; ન બોલવાનું તુતો બોલી,વીચાર કાંઇ ન આવ્યો ॥૧૭॥માતાને એમ ડબકો દેછે, વાયુ દેવનો તન;તવ કુંતાજી રડવા લાગ્યા. આંસુભર્યાં લોચન ॥૧૮॥ બળ્યું આ જીવવું ઘડપણનું ફાવે તેમ બોલાય; કન્યા દેખી ભીમ લલચાયો, ઠીક બોલી ગયાં માય ॥૧૯॥ એમ જાણીને ભીમ બોલ્યો, શાને કરો વિલાપ, તમારૂં બોલ્યું પાળો નહીતો, બ્રહ્મહત્યાનું પાપ ॥૧૦॥ એમ કહીને ત્યાં રહયો બેશી,સભા વીષેશું થાય;ભીમના તમાચા ખઈ વળ્યો પાછો, ક્રોધમાં કરણ રાય ॥૨૧ ॥ જળકુંડાળે ચાલી આવ્યો, બાણ ધનુશ પર લીધું; ત્રાજવામાં અરજુનજીને. બાણજ ભોગી દીધું ॥૨૨॥ અરજુનજીને તે બાણ લાગ્યું, પ્રાણજ ઉંચો ચડીયો; બાણને ધકકે; ત્રાજવામાંથી અરજુન હેઠો પડીયો ॥ ૨૩ ॥ પડયો તેવો આવ્યો પાણીમાં કૌરવે કહાડયો બહાર; જળકુંડની કીનારે નાંખી, દેવા માડયો માર ॥૨૪॥ સો ભાઇઓને છ કારભારી, ઘણાક કોપે ચડીયા; તે દેખીને બ્રાહ્મણ ઉઠયા, મારવા તુટી પડીયા ॥૨૫॥કૌરવમારે અરજુનજીને,છોડાવ્યા નવ છોડે;તુમડા લૈ બ્રાહ્મણ લોકો કપાળ સહુના ફોડે ॥૨૬॥ભભુતીને ગોળા મારી,ડોળાપુરી નાખે;ગડદા પાટુનો પ્રહારકરી મારો મારો ભાંખે॥૨૭॥કૌરવ ઉપર દ્વીજ લોકોએ,ઘણું તોફાન મચાવ્યું; એવામાં પ્રજાપતને ત્યાં, ભીમને સાંભરી આવ્યું ॥૨૮॥ અરેરે એકલો

છે ભાઇ મ્હારા, એમ જાણીને ઉઠયો દોડતો, આવ્યો સુરો સભામાં. રોશ ભરેલો રૂઠયો. ॥ ૨૮ ॥ ભાઇ રોળાતો દીઠો સભામાં, મેઘનાદે ગડગડીયો; વાયુ નંદન કોપ કરીને, જળકુંડ વીશે પડીયો. ॥ ૨૯ ॥ થંભને બાજ્યો ઘણોક ગાજ્યો, હસ્તીનીપેરે ત્રાડયો; બાર ગાઉનો થાંભલો તે, હચહચાવી કાહાડયો. ॥૩૦॥ તવ કૌરવ ત્રાસ પામ્યા, થાશે કાળો કેહેર; માંમો કહે ભાઇ રાખે નાસો, માર્યા જઇશું ઠેર. ॥૩૧॥ એમ જાણી અરજુનને મુકયો, મુંદમતીના માઠા; ભીમના ભયથી હરામખોરા, જીવ લઇને નાઠા. ॥૩૨॥ એટલે આવ્યા અંતરયામી, આવ્યા ત્રૈણે ભ્રાત; ભીશ્મ વીદુરને દ્રોણ આવ્યા, વળી રોહણી કુંવાર.॥૩૩॥ખમ્મા ખમ્મા કરી ઉઠાડયો, અરજુનને તે વાર; સૌ સભાએ પાંડવ જાણ્યા, વરત્યો જેજેકાર. ॥૩૪॥ સ્વયંવરની રીતી એવી, જેની થઇ કન્યાય; તે એકલો રહે બાકી ભીજા, સૌ સૌને ઘેર જાય. ॥ ૩૫ ॥ પણ તે દાડે પાંડવ જાણી, રેહેવા કર્યો વિચાર; પાંડવને પરણાવ્યા પછી, વેરાઇ જાવું સાર ॥૩૬॥ પાંડવ ઉપર પ્રેમ એવો, કોઇએ ધર્યો નહી ગર્વ; આગળ ચાલ્યા અરજુનજી ને, પુંઠે ચાલ્યા સર્વ. ॥ ૩૭ ॥ ચાલી આવ્યા પ્રજાપતને ત્યાં, પુરણહરખમાં પેઠા; ભોમી ઉપર આસન વિના, રાજા રૂશી સહુ બેઠા. ॥૩૮॥ જાદવ સહીત સઘળા બેઠા, એટલે ધરમરાય; અરજુનજી ઘરમાં જઇને, માતાને પડીયો પાય. ॥ ૩૯ ॥ આશીરવાદ મુને દો માતા, મેં કર્યું મચ્છવેધન, શુભ વેળાએ જનુની મ્હારી, કેમ કરો રૂદન. ॥૪૦॥ કુંતાજી કહે ભીમ ગાંડો, લઇ આવ્યો કન્યાય, બ્હારથી કહ્યું કે કાંઇ લાવ્યો, ઓરે મારી માય. ॥૪૧॥ મેં જાણ્યું ખાવાનું રમવાનું, બોલી જવાયું એમ; કહ્યુંકે પાંચનું સહીયારૂ, એટલે બોલ્યો ભેમ. ॥૪૨॥ એણે કહ્યું કે આ શું બોલ્યાં. વિચાર વીના આપ; હવે એ બોલ્યું પાળો નહી તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥૪૩॥ તે કારણથી રડયા કરૂ છું, ઓરે મ્હારા તન; એવું સાંભળી અરજુન બોલ્યો, મુકો મા રૂદન ॥૪૪॥ તમારૂં બોલવું પાળવું મ્હારે, જો હોય પાંડુ બાપ; ભૈઓને મુકી એકલો પરણું તો બ્રહ્મહત્યા પાપ.॥૪૫॥તવ કુંતાજી રડતાં રહ્યાં, આશીરવાદજ દીધો; પછી જઇને ઓટલે બેઠો, માનો ખુલાસો કીધો. ॥૪૬॥ એવામાં પ્રજાપત આવ્યો, જોવા ઘરની બ્હાર; વ્રકોદરને બોલાવીને, પુછયો સમાચાર. ॥૪૭॥ કેમ આવ્યાછે રાજા રૂશી, શો આ ખેલ મચાવ્યો ભીમ કહે તમારા રાજાની, પુત્રાને હરી લાવ્યો. ॥૪૮॥ તેથી સૌ લાંઘવા આવ્યાછે; કળકળીયો તમ રાય; તમોએ અમને રાખ્યા માટે, શીક્ષા

તમોને થાય ॥૪૯॥ એવું સાંભળી કુંભાર બોલ્યો; ગાંડીયા ગાંડુ કીધું દયા જાણીને તમોને રાખ્યા, તેનું ફળ આ દીધું ॥૫૦॥ એમ કહીને રડતો રડતો, ગયો ઘરની માંય; નરને નારી રૂદન કરે, ધરમે સાંભળ્યું ત્યાંય ॥ ૫૧ ॥ ઉઠીને યુધીષ્ટર ગયા, પ્રજાપતના ઘરમાં, કહો કાકા કેમ રડો છો, શું આવ્યું ઉદરમાં ॥ ૫૨ ॥ પ્રજાપત કહે મારે કરમે, કયાંથી તમે આવ્યા; ગરીબ જાણી ઘરમાં રાખ્યા, રાજાની પુત્રી લાવ્યા ॥૫૩॥ તારા ગાંડાયે ગજબ કીધો, ઘર મ્હારૂ લુંટાશે; ધરમ કહે કોણે કહ્યું, રડશો નહી નીશાસે ॥૫૪॥ કુંભારે કહ્યું ગાંડીયો તારો, કહી ગયો મને વાત; ધરમ કહે સાંભળો કાકા મુકો આંસુપાત ॥ ૫૫ ॥ અમે ક્ષત્રી નંદન છીએ, કુન્તા સતીના તન; પાંચ ભાઈ પાંડવ અમે તો કીધો મચ્છવેધન ॥૫૬॥ તેથી કન્યા લાવ્યા છેયે, કાકા તમારે ઘેર; હરણ કર્યું હોય તો કાકા થયો હોય કાળો કેહેર ॥ ૫૭ ॥ પ્રજાપતને વીશ્વાસ પડીયો, જે બેઠા ધરમરાય; ધ્રુપતરાયે ઘેર જઇને, મંડપ રચીયો ત્યાંય ॥૫૮॥ મોકલ્યા બે પુત્રો પોતાના, કુંભારને ઘેર જાઓ; મચ્છવેધ કરનારાને કહીને, દ્રુપતીને લઈ આવો ॥ ૫૯ ॥ કહેજો વાજીંત્ર અમે મોકલીયે છીએ પેહેલા; એટલે તમે વરવા માટે આવજો અમ ઘેર વેહેલા ॥ ૫૦ ॥ વળણ ॥ વેહેલા અમઘેર આવજો, એવું કહેજો તન;વલ્લભ વદે રાયે કહ્યું, લાવો ભગની ભૌવન.

## કડવું ૧૩૫ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશંમપાયે વચન, સુણ જનમેજે રાજન; ચાલ્યા દ્રુપતના બે તન, ગયા કુંભારને ભોવન ॥૧॥ કહ્યું નરને દ્રુપતી લાવો, વાજાં મોકલીયે તવ આવો; કહ્યું અરજુને તતપર થાવો, ઓરડીમાંથી તેડી જાવો ॥૨॥ કહેજો તમ તાતને સમાચાર, કહીયે પાંચ છે કુન્તી કુવાર;કહીએ મચ્છવેધ કર્યો એક હાથે; પણ પાંચ પરણવાના સાથ ॥૩॥ ધર્મનીકુળ શેદેવ ભીમ, ચારને લઈ વરવાનો નીમ; હોય મરજી તો તેડુ કાહાવો, નહી તો કાહાવજો કે તમે જાવો ॥૪॥ એવું સાંભળી ક્રોધે થયા, પોતાની બેહેનને લેઈ ગયા; જઈ તાતને કહ્યું કામ કરો, બાપ બેટી બેઉ જણ મરો ॥૫૫॥ કહાવ્યું મચ્છવેધના કરનારે, વરવાનું પાંચે અમારે; છીયે કુન્તા તણા પાંચ તન, વરશું સહુ બંધવ જન ॥ ૬ ॥ એકલાને તો વરવાનું નથી, કહીને આપી દ્રુપતી; ઘણી નારી વરે નરકોય,એક

નારીને બે નવ હોય. ॥૭॥ અમારી બેહેનનેપાંચ પતી; તેતો અમોને ગ મતું નથી; તવ દ્રુપતને ખોટું લાગ્યું પાછુ આડુ ભવીશ ક્યાં જાગ્યું. ॥૮॥ હવે માહરે જીવીને શું કરવું, વ્યાસના પર વીશ ઘોળી મરવું; એવું ધારીને મેહેલમાં ગયો, વીશ ઘોળી પીવા ત્યાર થયો. ॥ ૯ ॥ તવ વ્યાસજી આવ્યા દોડી, પ્યાલો તમાચે નાંખ્યો ફાડી; શાને મરે છે મુઢ મતી, એના નશીબમાં પાંચ પતી. ॥૧૦॥ જઇ પુછી જો કન્યાને વાત, તે કેહેતો મેળવજે હાથ; તવ દ્રુપત રાજીથયો પુછવા પુત્રી કને ગયો. ॥૧૧॥ બેન મચ્છવેધનો કરનારો, કેવુ કહે છે તે વાત વીચારો; એમ કે હે છે કે પાંચ ભાઈ વરીયે, બોલો બેટી હવે કેમ કરીયે. ॥૧૨॥ બોલી પીતા પ્રત્યે દ્રુપતી મ્હારા ભવિશમાં પાંચ પતિ; તેમાં ડાહાપણ તમે ન કરશો, કરશો તો પાપે પેટ ભરશો. ॥૧૩॥ તવ લાગ્યું દ્રુપદનેસાચું, નથી વ્યાસજીનું કહેવું કાચું; એમ જાણીને પાછું પુછે, બેટા સતીસા ધવી તું છે. ॥૧૪॥ વરે પાંચને તે શાની સતી, મને તેઅકળામણઅતી બોલી દ્રુપતી સાભળો તાત, તમે ધ્યાનમાં લેજો વાત. ॥૧૫॥ તમે મં-ડપ જ્યાં રચો પીતા, ત્યાંતો કરજો ચંદનની ચીતા; તેને રાખવી ત્યાં સળગાવી પરણીશ પતી પ્રેમ લાવી. ॥ ૧૬ ॥ એક પરણીને સત્યે ચડી-શ, સળગેલી ચીતામાં પડીશ; પાછી સજીવન નીકળીશ બ્હાર, પછી વરૂ બીજો ભરથાર. ॥ ૧૭ ॥ એવી રીતીએ પરણીશપતી માટે સદા હું સતીને સતી; તવ તાતને લાગ્યું સારૂં, બેટી જોઇશપારખુંતારૂં. ॥૧૮॥ પછી વીચાર્યું દ્રુપત રાય,એછે પાન્ડવ કેમ મનાય; એવો સંદેહ ટાળવા પળીયો, જઈ કૃષ્ણપ્રભુને મળીયો ॥૧૯॥પ્રભુ કુન્તા તણા આ તન, કેમ સાચું લાગે મુજ મન; બોલ્યા પ્રભુ તું સાંભળરાય, એતો લક્ષણથી વ-રતાય.॥૨૦॥ જેના જેના હશે ગુણ જેવા, તેના તુને દેખાડુ તેવા; હતા ઓરડા દ્રુપદ તણા, પાંચે શોભીતા સોહામણા ॥૨૦॥ તેમાં શું કર્યું જુગ-જીવન, ભર્યા એકમાં સીંહાસન જુદી જુદી તરેનાં શોભે; રાજ્યવંશી તણું મન લોભે ॥૨૧॥બીજો ઓરડો તૈયાર કરી, તેમાં ઘણી ગદાયો ભરી ત્રીજામાં ભર્યા ધનુષ બાણ, એવું કરાવ્યું પુરૂષ પુરાણ. ॥ ૨૨ ॥ ચોથામાં પાનાં પુસ્તક ધરીયાં ;વેદ શાસ્ત્ર પુરાણે ભરીયાં; પાંચમામાં વસ્ત્ર શણગાર, એવું કરાવ્યું જુગદાધાર, ॥ ૨૩ ॥ પછી બોલ્યા શ્રી વનમાળી, જો આ સઉ ઓરડા પુઠે જાળી; ત્યાં તું જોવા ર-હે સંતાઇ, હુંતો મોકલું જે પાંચે ભાઈ ॥ ૨૪ ॥ કહી પ્રભુએ ભક્ત બોલાવ્યા, તવ પાન્ડવ પાંચે આવ્યા; પછી બોલ્યા પ્રભુ સાક્ષાત, મ્હારે કરવી છે તમને વાત. ॥ ૨૫ ॥ એક સ્થળ જઈ આ-

વું સાર, જુએ ઓરડા એટલી વાર; એવું કહી ગયા ગોપાળ, પેઠા ઓરડે સતીના બાળ. ॥૨૬॥ પ્રભુ ગયા દ્રુપત પાસ, જાળીની દેખાડે અવીનાશ; જુએ દ્રુપત શામ શરીર, પેહેલે ઓરડે પાંચે વીર. ॥૨૭॥ દીઠાં સઘળાં સીંહાસન, માન્યુ એકલા ધર્મનું મન; માટે પોતે એકલા રહ્યા, બીજા ચાર નીકળી ગયા.॥૨૮॥ બીજે ઓરડે દીઠી ગદાયો, બીજા નીકળ્યા ભીમ ભરાયો; ત્રીજે ઓરડે ધનુશ બાણ, રહ્યોએકલો ઈંદ્રસંતાન.॥૨૯॥ ચોથે ઓરડે પુસ્તક પાનું, ત્યાંતો શેદેવનું મન માન્યું; પાંચમે આભુષણ પટકુળ, તે દેખીને પેઠા નિકુળ॥૩૦॥પેહેલે ઓરડે ધરમ રાય, તેની જુએ દ્રુપત ચરચાય; જુએ ધરમ સીંહાસન; જોઇ બરબડી વીચારે મન.॥૩૦॥ઈંદ્રપ્રસ્ત જાવું જે દન, કરાવું હાવું સીંહાસન; તેતો દ્રુપતે સાંભળ્યું કાન, આતો ધરમ ખરા ભગવાન. ॥૩૦॥ પછી બીજે જાળીયે જાય,ભીમ ઉંચકી જુએ ગદાય;એતો જુએ હળવી ભારે,એક આવી ગદા તે વારે. ॥૩૧॥ દશ હજાર મણછે ભાર, ઉંચકી વાયુને કુંવાર; એતો દ્રુપતના દાદાતણી, ગમી વ્રકોદરને ઘણી. ॥૩૨॥ પછી બરબડી બોલ્યો આપ, ચાહ્ય આવે દ્રુપતનો બાપ; પણ આ ગદા પાછી ન દેવુ, લઢીવઢીને પણ લેવુ.॥૩૩॥પ્રભુ બોલીયા સાંભળ રાય, પછી ત્યાં થી થયા વિદાય;ત્રીજે ઓરડે અરજુન જ્યાંય,બોલ્યો દ્રુપતરાજા ત્યાંય. ॥૩૪॥એનું પારખું થંભે જોયું, પછી ચોથે જઇ ચીતપ્રોયું પાંચે પાંનાં પુસ્તક શેદેવ, તેથી જાણીયા જોશી એવ. ॥ ૩૫ ॥ પછી પાંચમે ઓરડે ગયા, જાળીયે ટેકુ કરી રહ્યા; તેમાં નીકુલ છેલ તે વાર, પેહેરી જુએ બધા શણગાર. ॥૩૬॥ મોઢા આગળ દરપણ રાખે, નવ્ય ગમે તે બદલી નાખે; ટળ્યો દ્રુપતનો સંદેહ. ખરો નીકુળ ફાંકડો એક. ॥૩૭॥ પ્રભુ પાન્ડવ પાંચે સાચા;હવે વિચાર નહી મુજ કાચા, તમે અંતરયામી જાવો વાજાં મોકલું વાગતે આવો. ॥૩૭॥ કહી રાજા થયો વીદાય, પછી બોલીયા જાદ્દવરાય; પાંચ પાન્ડવોને બોલાવ્યા, સહુ ઓરડામાંથી આવ્યા ॥૩૯॥ સ્થળે લેઈ ગયા જુગદીસ, ક્ષૌર કરાવ્યું પાન્ડવશીશ, ઉતરાવ્યા શીશના કેશ, ધરાવ્યો રાજ્યવંશી વેશ. ॥ ૪૦ ॥ પેલા દ્રુપતે કીધી પેર, મોકલ્યું તેડું હરખભેર; વાજાં સાજ સહીત તે વાર, આવ્યા પ્રજાપતને દ્વાર. ॥૪૧॥ કહી પાડવને શુભ પેર; ચાલો વરવા દ્રુપત ઘેર; તવ સર્વને આનંદ થાય. ગયા કુંતા કને ધર્મરાય. ॥૪૨॥ માતા મોહોડ માથે કોણ ઘાલે,કોણ રામન દિવો ઝાલે; બોલ્યાં કુંતાજી મુખ વચન, રહ્યાં આપણ જેને ભોવન. ॥૪૩॥ તેને સમજવાં માત તાત, કહો જે પ્ર-

જાપતને વાત; માથે મોહોડ ઘાલે એની નારી; તેડે સૌસગાંને ન્યાત સારી ॥૪૪॥ ગયા ધરમ તેણીવાર, કહ્યું કુંભારને થાવો ત્યાર; તમારી સહુ જ્ઞાતી બોલાવો, અમને પરણાવવા આવો ॥૪૫॥ મોહોડ ઘાલે અમારી કાકી, પહેર્યાં હેડયામાં ન રાખે બાકી; તવ બોલાવી કુંભારે નારી તું તો પેહેરી ઓઢીને થા સારી ॥૪૬॥ વણ પૈસે ઉપમા લેવાઇ, થયા રાજા તણા વેહેવાઇ; તેડો સગાં વ્હાલાં ન્યાત સાથ, ઘાલો મોહોડ દીપક લ્યો હાથ ॥૪૭॥ તવ પ્રજાપતની નારા, ચાલે ધરતી ધમધમે ભારી; સહુસગાંને ભેગાં કીધાં, બની ન્યાતને નોતરાં દીધાં ॥૪૮॥ તવ આવ્યા સહુનરનારી, ગીત ગાવા લાગી શુભકારી; જાણી ધરૂપત રાજાયે પેર, રચ્યો મંડપ રૂડો ઘેર ॥૪૯॥ પાસે ખડકાવી ચંદન ચીતા, કરીયું પુત્રીનું કહેલું પીતા; પ્રજાપતની નારી મોહોડ ઘાલ્યો, કર વામન દીવો ઝાલ્યો ॥ ૫૦ ॥ ઉઠયા પાંડવ જોડાજોડ, કરી ગોઠવણ શ્રી રણછોડ; રાખ્યા આગળ જાદવ જોધ, વચમાં રૂશી કરનાર બોધ ॥૫૧॥ તેની પુઠળ ક્ષત્રી લોક; શોભાવી શોભા પુન્ય સ્લોક; પછી વાજતે ગાજતે જાય, કેડે કામનીયો ગીત ગાય ॥૫૨॥ વળણ ॥ ગીત ગાય છે ગુણના ભર્યા, સાંભળ તું રાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, ચાલ્યા કુંતા તન.

## કડવું ૧૩૬ રાગ લક્ષમણવરની ઘોડી.

આની આંરે પાન્ડવ પાંચ ચાલીયા ॥ટેક॥ પાન્ડવ પાંચે ચાલીયારે, જાય છે જોડાજોડ, વરઘોડામાં મ્હાલતારે, કરે કારભારૂ શ્રી રણછોડ પાન્ડવ॥ આની હાંરે. ॥ ૧ ॥ રાજા રૂશીને યાદવોરે, ચાલે સહુ સાજન, પ્રજાપતની નાતનારે, ધરે હરખ અતીશે મન ॥ પાન્ડવ ॥૨॥ પ્રજાપતની પ્રેમદારે, ગુણ ભર્યાં ગીત ગાય મોહોડ કાકીએ ઘાલીઓરે, એને હૈએહરખ નવ માય ॥ પાન્ડવ ॥૩॥ વીવીધ વાજાં વાગતાંરે, દુન્ડ ભીડંકા થાય; પોતાના પુત્રો જાનીનેરે, ઘણા હરખે છે ભીશમ પીતાય. ॥પાન્ડવ ॥૪॥ વીદુર ઉર આણંદછેરે, પ્રગટીયા પ્રભુદાસ; દ્રોણગુરૂ કૃપાચારજનેરે, ઉપજેછે અતિ ઉલ્લાસ ॥ પાન્ડવ ॥૫॥ ગામના લોક જોવા મળ્યારે, જોઈને બોલે બોલ; ભાગ્ય ધન્ય દ્રુપતી તણુરે, સ્વામી મળીયા છે કન્યાને તોલ ॥પાન્ડવ ॥૬॥ પાન્ડવપર પ્રેમ સર્વનેરે, સાજન થઈ સહુ જાય; સાજ મળ્યો શોભા તણોરે આવી ઉભા તોરણ વરરાય ॥પાન્ડવ પાંચેઆવીયા ॥૭॥ તવ દ્રુપતની તારૂણીને, વર પોખ્યાનો કોડ. આવી સાસુ થઇ

પોંખવાંરે માથે બત્રીસ ભમરીનો મોહોડ, પાંડવ પાંચે આવીયા. ॥ ૮ ॥ સૌ સાજન બીરાજીયુંરે, મુંડપકેરે ઠોર; પાસે રહી પોંખાવતારે, ધ્રુપતરાયના દ્રોણીક ગોર. પાંડવ ॥૯॥ ધુંસળ મુસળ રવૈઆરે, સરીઓ સંપુટ ત્રાક; એંડી પેંડી ઉતારીનેરે, તીલક તાણી આમળીયા નાક. પંડવ ॥૧૦॥ પછી વર પધરાવીયારે, મંડપ કેરીમાંય; દ્રૌણીક કૃપાચાર્ય છેરે. બેઉના ગોર બે બેઠા ત્યાંય પાંડવ. ॥૧૧॥ અંતરયામી બોલીયારે, મંડપ કેરીમાંય; પ્રથમ પેહેલું લગ્ન કરેરે, મોહોટા માટે વરે ધર્મરાય. પાંડવ. ॥૧૨॥ તવ ધરમ બીરાજીયારે, બાજઠ ઉપર ત્યાંય; સીખંડીભઇ એ તેડીનેરે. પધરાવી દરૂપતી કન્યાય પાંડવ. ॥૧૩॥વળણ॥ કન્યા પધરાવી તહીં,કન્યાદાન દેવાય, વ્યાસવલ્લભ વાણીવદે, સાંભળજોશ્રોતાય.

---

## કડવું ૧૩૭ રાગ કન્યાદાનનો.

ત્યાંતો સમે વરતે સાવધાન, સોભા ઘણેરીરે, દેછે દ્રુપત કન્યાનું દાન; સોભા ઘરેણીરે. ॥૧॥ પેહેલા બીરાજ્યા ધરમરાય. સો. તેનો હસ્ત મેળાપક થાય. સો. ॥૨॥ ત્યાંતો પાટી પટોળે ગાંઠ. વરમાળા આરોપી કંઠ સો. ॥૩॥ વદે વેદ વચન વીપ્ર તન, સો. પાસે બેઠા છે જુગજીવન સો. ॥૪॥ ત્યાંતો પેહેલું મંગળ વરતાય, સો. તેમાં ગાયોના દાન અપાય. સો. ॥૫॥ ત્યાંતો બીજે મંગળ સાવધાન, સો. તેમાં દીધાં દાસીનાં દાન. સો. ॥૬॥ ચોરી ત્રીજું મંગળ વરતાય, સો. તેમાં ભોમીનાં દાન દેવાય. સો. ॥૭॥ ચોરી ચોથું મંગળ વરતાય. સો. તેમાં ભંડાર સહીત વરતાય. સો. ॥૮॥ પછી વરકન્યા જમ્યા કંસાર. સો. ત્યાંતો આરોપ્યા મોતિડાના હાર. સો. ॥ ૯ ॥ પછી રૂપૈયા વીંટીઓ રમાય, સો. લાગ્યાં વરકન્યા ગોત્રજને પાય સો. ॥૧૦॥ પછી કન્યા ઉઠી સતી નાર. સો. પડી ચંદન ચીતામાં સાર. સો. ॥૧૧॥ નાહી નિકળી અગ્નીથી બ્હાર. સો. તવ વરત્યો જય જયકાર. સો. ॥૧૨॥ પછી વર્યો વાયુ સંતાન, સો. તેનાં ચારે ચાર ચાર દાન. સો. ॥૧૪॥ પછી પરણ્યો અરજુનરાય, સો. એનાં ચારે મંગળ વરતાય સો. ॥૧૪॥ તેના પછી વર્યા શેહેદેવ, સો. વરત્યા ચારે મંગળ તતખેવ, સો. ॥૧૫॥ વર્યા છેવટે નીકુળરાય. સો. ચારે મંગળે દાન અપાય. સો. ॥૧૬॥ પછી કન્યા અગ્નીમાં ન નહાય, સો. પોતે પરણેલી રાખી તે કાય. સો. ॥૧૭॥ જોઇ પોહોચ્યા સહુ જનના કોડ, સો. સર્વે બોલ્યા જે જે શ્રી રણછોડ. ॥ ૧૮ ॥ વલણ ॥ વરકન્યા પરણી ર

હ્યા વરત્યો જેજેકાર; ધરૂપત લાગ્યો પુછવા, મ્હારે જુગદાધાર.

---

## કડવુ ૧૩૮ રાગ સાખી.

વૈશમપાયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું કહુ,આદ્યપરવ મહીમાય॥૧॥ દ્રૂપત કહે આજ્ઞા આપો, મ્હારે જુગજીવન; મચ્છવેધની સભામાં બેશી,સર્વ કરે ભોજન ॥૨॥પ્રભુએ ત વ આજ્ઞા આપી, સર્વ સભામાં પેસો; પોતપોતાની રીત પ્રમાણે પંગતે જમવા બેસો ॥૩॥ રાજા રૂશી જાદવ લોકો, વળી પ્રજાપત સર્વ, અન્ના- રથી પણ જમવા જાવો, વહેવારનો ધરી ગર્વ ॥ ૩ ॥ એટલે સૌજન ગ- યા સભામાં,બેઠા પોતાની રીતે; દ્રૂપતરાયે શેવકો પાસે, પીરસવા માંડયુ પ્રીતે ॥૫॥ રાગ કટાવની છાયા ॥ મીનાકારી થાળી પુરી; મીનાકારી થાળી પુરી, નહી અધુરી, ચીજો મધુરી,પ્યાલા રૂપાના,માંહી દુધડાં,દ્રા ખ ચારોળી, સાકર ઘોરી, કેસર ચોળી;મહી રગદોળી,મલાઈ કેરીબ્હા જી પોળી, કુર કમોદનો જાયફળ, વળી શેવ સરકરા; પુરા ઘેબરમગદળ બરફી પેંડાઃ કળીના લાડુ ઠોર ખજલી,દર લાડુલા, કણસાઈ મોતીચુર પુરાયાં,દુધપાક વંતાકનું શાક કે રૈતુરત્યોનું;ચણાદાળ ત્યાં માંહીકાકડી કારેલા વાલોળ વાંકડી, કંકોડા કુશમાંડ તુરીયા પાપડીઓ પંડોળ વ- ડીઓ, ગલકા ફળ ટેંભરવા નૈયાં, ગવારશીંગો ચોળાફળીઓ કંદમુળ ભીંડા; અળવી રતાળુ ગાજર ગીલોડુ, સકરીયા સુરણ વલીઆરી,દહી છમકારી કઢી વઘારી; ભાત્યભાત્યની ભાજી સમારી, તાંજરજોને મેથી સારી, કંજરીકુબી ભેગી સુધારી ગલજીભીની પોઇના પાનાપતરવેલીયા હવે વરણવું મેવા કાચા,પસ્તાને લીધી ખારેકો અખોડ અંજીર રાજેરી સોનેરી કેળાં, તડબુચઃને કુટ બીજોરાં અનુસરામફળ સેતુરા પાકા કર મદ ફનસ ફાલસા લીલા શીફળ ખજુરકેસી કમરખ જામફળ કરણકેરી મધુર લામડી; રાણ શીંઘોડાં થોડી થોડી, પાકા ઉમર પારસ જાંબુપાકી ચીકણ કેળાં કુંકણ દાહમ કંકણ. હવે વરવું ચટણી અથાણું; થોડુથો ડુ મુખથી ગાવું,કોળાં દોડાં આબળ કાકડ જીરા કેરી મેથીઓ ચીરી અળદર કેળાં આમ્રચીરીયાં રાઇ સરસીઆ તેમાં ડુબીઆ ખારા બીલી મોળી આથેલી, આદારસ ચટણી લીંબુ પટની આદામુળી અળદરમુળા મધુરી મધુરી, મીનાકારી થાળી પુરી.

રાગ સાખીનો॥ વૈશમપાએ એણીપેરે બોલ્યા, સુણજનમેજેરાય વી-

થમાં બેશી રસ્તે ચાલ્યા,ગોર થયા વીદાય, દ્રૌપતી સમજાવવા લાગ્યા પોતે ધરમરાય. ॥ ૩ ॥ કોના છોકરા કોની માતા, કોના છે ઘરબાર; જ્ઞાનવંતી થઇ કેમ ભુલે છે, મીથ્યા આ સંસાર ॥૪॥ તેને તું પોતાનું માને, તે તારૂ અજ્ઞાન; તે કરતાં કાલે ભેગાં થાશે, છે જીવતા સંતાન. ॥ ૫ ॥ એમ અતી ઉપદેશ કીધો, વળાવ્યું તેનું મન; એવે બે દીન વીત્યા પછી, ધરમ વધ્યા વચન ॥૬॥ કહો ભાઈ સહદેવ કાલે સવારે,ગુપ્ત રેહેવું ઘટે; નહિ તો છત્રપતિ પકડે તો, વન જાવું જોઇએ વટે. ॥૭॥ માટે કયાં જાવું કયાં સુખી થાશું, જોશી જોશ બતાવો; સહદેવ કહે સાયંકાળે,અહિંથી ઊપડી જાઓ ॥૮॥ પુરવદીશાએ પરવરવું તે,રૂજની રટણ કરવું; જે ઠેકાણે વાહાય વાહાણું તે ઠેકાણે ઠરવું ॥ ૯ ॥ એટલે બોલ્યા ધરમરાજા; રટણ રાતે નવ થાય; ભીમભાઈ ઉચકીને લઇ ચાલે, તો મન ધાર્યું જવાય ॥૧૦॥ તવ વ્રકોદર બોલીયો છે, રાખો રૂદીયે ધીર; તૈયાર થાવો પાંચે જણાને, તેડી જવાનો વીર ॥ ૧૧ ॥ તવ ધરમે આજ્ઞા દીધી, દ્રૌપતી સતીને એમ; સુર્યને અક્ષેપાત્ર આપો, જેમ લીધું છે તેમ ॥ ૧૨ ॥ કંથ તણી આજ્ઞા લઇને, રવીનું સમરણ કીધું; એટલે આવ્યા દીનમણી, પાત્રજ આપી દીધું ॥૧૩॥ એવે દીનમણી મેર બેઠો, વ્રકોદર કટી બાંધે; ધરમને ને અરજુનજીને, ઉચકી લીધા ખાંધે ॥૧૪॥ સહદેવ નીકુળ કહેડે લીધા, બળવંતો નર આંધી માનુની મુસ્તક ઘટે નહિ તે, સતીને જંગાએ બાંધી ॥ ૧૫ ॥ પાંચેને ઉચકી પરવતપરથી, વાયુસુત ઉતરીયો, વિષ્ણુ સ્થળને ચરણે લાગી પુર્વદીશા સંચરીયો ॥૧૬॥ ચાલે ઉતાવળો અરણ્ય વિશે, મન ભય નહી લગાર; વાયુ વેગે સંચરે છે, કુન્તિ તણો કુમાર ॥ ૧૭ ॥ આખી રૂજની રટણ કીધુ, પોણાબસે ગાઉ જાય; એવે બોલતા શ્વાન સુણ્યાં તેવે વાહાણું વાહાય. ॥ ૧૮ ॥ એટલે બોલ્યા સહદેવ જોશી, ભીમભાઈ ઉતારો; વૈરાટ નગર નજીક આવ્યું, એ સ્થળ રેહેવું ધારો. ॥૧૯॥તવ પાંચેને ભીમે ઉતાર્યા, બેઠા બંધુને નાર; ધર્મ કહે સાથ ન શોભે, આપણાં આ હથીઆર. ॥ ૨૦ ॥ અરજુનજી કહે ભીમ વીરા, ઉઠો ઉભા થૈયે; સૌના હથીયાર સાથે લાવો, એકાંત મુકી દૈયે. ॥ ૨૧ ॥ ભીમે પોતાની ગદા લીધી, ત્રણ ભાઇનાં હથીઆર; અરજુન પોતાના લેઇને ચાલ્યો ગયા બે કુન્તી કુમાર. ॥ ૨૨ ॥ મશાણમાં એક વ્રક્ષ સમડાનું તે પર મુકયાં આયુધ; અરજુને નાગ મંત્ર ભણીને, નાગ પ્રગટ કર્યો

શુદ્ધ ॥૨૩॥ તીક્ષણુ નાગ પ્રગટ થયો તે, વીશવંતો બહુ બળીયો; ગદા ધનુશ બાણુના ભાથા, તેને વીટાઇ વળીયો ॥૨૪॥ ફણા માંડીને નાગ બેઠો, અરજુન વદો વચન; બાર મહીના આયુધ મ્હારા, સાચવજેશુભ મન ॥૨૫॥ જો એમાંથી આયુધ જાશે, તો બાળુ તુજ કુળ; આપવા અમે બે આવીએ ત્યારે, યાદ રાખજે મુળ ॥ ૨૬ ॥ એમ એને સોંપીને ચાલ્યા; ભાઇઓ પાસે જાય; એટલે શકિતનું સમરણ કીધું પોતે ધરમ રાય ॥ ૨૭ ॥ તવ મહામાયા સનમુખ આવી, કહ્યું કે કષ્ટ કાપુ; માગીલે માગવું હોય તે તું, જે માગે તે આપુ ॥ ૨૮ ॥ ધર્મ કહે જગત જનુની, જુઠું ન બોલવું મારે, સાચું કહુ પણ કોઈ મુને,ધર્મરાય ન ધારે ॥૨૯॥ દ્વાદસ માસનું વરદાન આપો, તવ સુખે વ્રતી હોય હું કહું કે છું ધર્મરાજા, પણ સત્ય માને ન કોય ॥ ૩૦ ॥ એટલું વરદાન આપો મુને, ઓરે મારી માય; જગદંબા કહે તથાસ્તુ છે, કહી થયાં વીદાય ॥ ૧૩ ॥ ધરમ રાજા બંધુ પાશે, જઈ માંડી કહી વાત; જગદંબાનું વરદાન મુને, મળી ગયું સાક્ષાત ॥ ૩૨ ॥ હવે માહારે ચીંતા નથી, જ્યાં ફાવે ત્યાં જાવું, અસત્ય નવ બોલું તોહે પણ, ધરમ નહી ઓળખાવું ॥ ૩૩ ॥ વલણ ॥ વ્રકોદર તવ બોલીયો; અસત્ય નહી વદો વાત; હાની હીન જુઠ બોલવે, શું પાતક ઓ ભ્રાત ॥

## કડવું ૫૫ મું રાગ ચોપાઇ.

બોલ્યા વૈશમપાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; ભીમે ધરમ પ્રત્યે કહી વાણી, પ્રસ્ણ રૂપ તે લીધું જાણી ॥ ૧ ॥ તેથી બોલ્યા યુધીષ્ટર એમ, ભાઇ આમ તું બોલે કેમ; જુઠું બોલ્યાનો છે દોશ, પુછો શેદેવ જોશીને જોશ ॥ ૨ ॥ તવ વ્રકોદર કહે જોશી, પુછતામાં ન થાસો રોશી, કહે છે ધરમ ભાસે કેવું, મતે ભાસ્યુ ભયાનક જેવું ॥૩॥ કોને હાની કરવા સારૂ, જુઠુ બોલે તે પાતક ધારૂ; અથવા હાની સંભવ હોય, તેવું બોલવું તે પાપ જોય ॥ ૪ ॥ એમ બે પક્ષની સુણી વાણી, બોલ્યા સેદેવ ઉલટ આણી; હાની કરવાને જે જુઠુ બોલે, તે તો પાતક સમુદ્ર તોલે ॥ ૫ ॥ હાની થવાનો સંભવ હોય; જાણ્યા છતાં વદે જુઠ કોય; તેને પાતક કાંઇક ઓછું, હાની કરે તે કરતાંછોછું ॥૬॥ આતો વીવેકના વીચાર, તેતો સમજવા સારો ધાર; પછી ધરમ કહે ઓ વીર; તમો ઘણા છો જ્ઞાન ગંભીર. ॥ ૭ ॥ માટે પ્રષ્ણ પુછું

છું તમને; તેનો ઉત્તર આપો અમને; આવી દ્રૂપતી નારી સાથ, એના પાંચ બંધુ છીયે નાથ ॥ ૮ ॥ એને કહ્યું તું પીહર જાવો, તમો એમ સંગે નવ આવો, તોહે હઠ કરી પુંઠળ આવી, પતીનું વેણ મનમાં ન લાવી ॥ ૯ ॥ એ તે નારીનો કેવો ધર્મ, તેનો સમજાવો મુજને મર્મ; નાથનું વેણ નાંખે ઉડાપી, તેને જાણવી કેવી પાપી ॥ ૧૦ ॥ એને સતી કહેવી કેવી રીતે, તમે ઉત્તર દો પ્રભુ પ્રીતે; તવ સેદેવજી વદે વાણી, વીરા સાંભળો ઉલટ આણી ॥ ૧૧ ॥ ભાઇ નારી જાતી નામ એક, પણ તેના કહુ‌ં વીવેક; નારી જાતીમાં ત્રૈણ પ્રકાર, તેનો સમજી લેજો શુભ સાર ॥૧૨॥ એક શંખણી બીજી શામા, ત્રીજી સતી જાણો સુખ ધામા; તવ ધર્મ કહે એ ભ્રાત, હું તો સમજ્યો નહી એ વાત ॥ ૧૩ ॥ શંખણી શામા ને સતી, તેની કેવી કેવી હોય મતી; કેવું કાર્યને કેવી કૃતી, મારૂ સાંભળવા મન અતી ॥૧૪॥ કેવા લક્ષણે શંખણી નારી, તેની કથા કહો વીસ્તારી; કેવી શંખણીની હોય વાણી, તેના શરીરની શી એંધાણી ॥૧૫॥ તમે જોશી છો ત્રીકાળ જ્ઞાની, તમારૂ કહ્યું લઉ સત્ય માની, નહી વીદ્વાન જ્ઞાનીની તોલે, મોહોટા મુનેશ્વર એમ બોલે ॥૧૬॥ વિદ્યાવંત લખેલું ભાખે, તે તો જોનારો ત્રણ આંખે; જ્ઞાની અનંત લોચનમાળો, ન્યાય વીવેકમાં રૂપાળો ॥ ૧૭ ॥ ભણ્યું ભાંખે તે પોપટ જ્ઞાન, તેને ભલે કહો વીદ્વાન; પણ વીદ્વાન તે નહી જ્ઞાની, મનુ ભગવાને ત વાત માની ॥૧૮॥ માટે જ્ઞાની સમો નહી કોય, જ્ઞાનીનું વેણ નીસ્ચે હોય; તેથી મુને કહો એ વાત, પ્રસણ પ્રેમે પુછયું ભ્રાત ॥૧૯॥ પેહેલી શંખણીની કહો રીતી. તેની કેવી વાણી ગુણ કીયો, મુને જ્ઞાનથી ઉત્તર દીયો ॥ ૨૦ ॥ વલણ ॥ ઊત્તર દોને જ્ઞાનથી, મુજ શંકા ટળી જાય; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, શ્રવણ કરો શ્રોતાય.

## કડવું ૫૬ રાગ રમણીક દોહાનો.

વૈશમ પાયે એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, પુરણ જ્ઞાન કથાય ॥ ૧ ॥ ધરમ રાજાના પુછવાથી, સેદેવ ઉતર દેછે, અરજુન નીકુળ ભીમ પંચાળી, દઢ મને સાંભળીલે છે ॥૨॥ સેદેવજી કહે સાંભળો સરવે, જ્ઞાન જ્ઞાનીના ગટમાં તે જ્ઞાન ન નીકળે શબ્દોમાં, નીકળે વીવેક વટમાં ॥ ૩ ॥ ન્યાયમાં ભાસે

લાગે ખુલાસે, મન બુદ્ધી ચીત્ત ઠરે; સાંભળતાં સાંભળનારાનો, જીવાત્મા કબુલ કરે ॥ ૪ ॥ તેનું નામ તે જ્ઞાનની વાણી, એરે મ્હારા વિર; એમ કહીને કહેવા લાગ્યા, શેદેવ ગુણ ગંભીર ॥ ૫ ॥ સંખણિના કહુ ગુણને લક્ષણ, વળી શંખણીની વાણી, શંખણીના સ્વભાવ કહુ છું, તેથી લેશો જાણી ॥ ૬ ॥ શંખણી નારિ હઠીલી આડી, વઢવાનું બહુ જોર; આંખ કપરી જગમાં જબરી, બોલનારી કઠોર ॥ ૭ ॥ પીહેરમાં ભોજાઇને બાઝે, વાંધા સર્વના પાડે; સ્ત્રીઓનું જ્યાં વ્રંદ મળે ત્યાં, નપંગી વાત કાહાડે ॥ ૮ ॥ સાસરિમાં સંતાપે સાસુને, સ્વામીને સપડાવે; ઘાંટા કાઢે ને છણુકા કરે, ધારયું કરે મન ફાવે ॥ ૯ ॥ કંથને કહે અમે અમારી, દેહનું સારતક કરશું; હાજરી અમારી તમે ન લેશો, સંત સાધુમાં ફરશું ॥ ૧૦ ॥ એમ કહીને ભકતાણી થાવા, કહેડમાં કોથળી ઘાલે; ચંદનને વળી તીલક કરે, કરમાં માળા ઝાલે ॥ ૧૧ ॥ જાય સ્વામીજીનિ શેવામાં બ્રહ્મચારીમાં ભટકે; હસે બોલે આનંદ કરે; પરણ્યો પતિ ઘેર લટકે ॥ ૧૨ ॥ પરણ્યો પતી જાય ઉદ્યોગે, હમેશ ને અભ્યાસે; તવ દુધ સાકર ઉકાળી લઇ, સંચરે સાધુનિ પાસે. ॥ ૧૩ ॥ માલ મશાલા તેને પોસે, સહન કરે બોલ ટુંકો, પરણ્યા પતીને લુખો પાખો, મુકે રોટલો સુકો. ॥ ૧૪ ॥ પરણ્યા પતીને ચરણે અડતા, મનથી કાળજુ કાંપે; સન્યાસી બ્રહ્મચારિ સંત સાધુ, તેના ચરણ ચાંપે. ॥ ૧૫ ॥ પરણ્યા પતીને બે ભુજ જોડી, નમે નહી કો દીશ; વગર સ્વામીએ સ્વામીજી કહીને, મુકે ચરણમાં શીશ. ॥ ૧૬ ॥ મ્હોંકણ ત્યાં શી મંડાતી હશે, તે જાણે જુગદિશ; જગમાં કહે હું ભકતાણી, લ્હેર કરે હરનીશ ॥ ૧૭ ॥ પંચા કરણનો અભ્યાસ કરે, દ્રઢ કરે મન એવું, દેહનાં કરે દેહ કરે તેમાં, આતમાને પાતક કેવું ॥ ૧૮ ॥ દેહ નહી માહારો, હું તો નહી દેહ, પંચ ભુતનું આ સ્થુળ; ભુતોમાં ભુત મળે અનાદી, આતમાને અનુકુળ. ॥ ૧૯ ॥ એવું સમજી કરે ફાવે તે વળી ધારે ગ્રંથમાંથી; પરણ્યો સ્વામી સંસારી સગો, સ્વામીજી સ્વર્ગના સાથી. ॥ ૨૦ ॥ એવું કહી પર નરને શેવે, કંથને કળકળી બોલે; એ વીરા એવી સુંદરીને, સમજો શંખણી તોલે. ॥ ૨૧ ॥ આ લક્ષણ સહુ શંખણી કેરાં, જગત જાણે ભકતાણી; પતી મુકી પરને વર શેવે; શેમાં એ વાત લખાણી. ॥ ૨૨ ॥ હવે લક્ષણ શામા કેરાં, સાંભળો રાખી ચીત, સતી નહી તેમ શંખણી નહી, મધમમાં તે નીત્ય. ॥ ૨૩ ॥

તેની વાણી તેના લક્ષણ, જ્ઞાનથી કહુ કથાય; પોપટીયા વીદ્વાન લોકો, વિદ્યાથી મુમત સાહાય. ॥ ૨૪ ॥ વળણ. ॥ સ્હાય મુમત વીદ્યા થકી, વાંચી બોલે બોલ; વલ્લભ વદે કોઇ વાકયનો કરે ન મનમાં તોલ.

## કડવું ૫૭ રાગ સાખીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, પ્રષ્ણોતર કથાય. ॥ ૧ ॥ વાકય તણો તોલ કરે ?નહીને, બોલેલો પાછો ન વળે. હઠ યોગના એ જાણવા પ્રાણી; ભાવારથોને નવ કળે. ॥ ૨ ॥ પણ જ્ઞાન વડે ગમ પાડુ છું, શામા તણી કહું કથા; સાંભળીને શીખામણ ના લાવે, તેનું સાંભળ્યું વ્રથા. ॥ ૩ ॥ શામા સ્વામીની ધાક રાખે, બોલે ન પતિના સામી; સાસુને સાધારણ બોલ આપે, પુંઠે મુકે બદલામી. ॥ ૪ ॥ સાસરીયાંથી છાના અવગુણ, બોલે ન ચઢે મુખ; શું કરીએ બાઇ ધર માંડવું તે, જેમ તેમ વેડવું દુખ, ॥ ૫ ॥ દુઃખ વેઠીશું તો સુખ થાશે, કાં વહેવો અવતાર; એક જનમનું સગ પણ છે તે, વેઠી લેવું નીરધાર ॥ ૬ ॥ એમ બબડે પણ સામી ન બોલે મનમા બળતી રહે; સાસરીયાંનું કે સ્વામીનું, દુખ દીલમાં સહે ॥ ૭ ॥ સાસરીયાં જો રાખે નહી તો, પુરે પીહયેરમાં વાસ; પણ પુંડે ભુડું નવ તાકે મનમાં રાખે ત્રાસ. ॥ ૮ ॥ આઘેથી જોઇને થાય રાજી, સુખી દેખી રહે સુખી; દુખમાં બેસી થવા ન જાયે પણ મનમા રહે દુખી. ॥ ૯ ॥ સાસરી પીયેરની મરજાદા, તેને ન દે લાંછન; ભગવત સમરણ ઘરમાં કરે, રાખે મતી પાવન. ॥ ૧૦ ॥ મધ્યમ મતી જે રાખે તે સ્વામી કેરી શામા; સંસારમા સરસૈથી રહે તે, વીવેક વાળી વામા ॥ ૧૧ ॥ હવે લક્ષણ કહુ સતીનાં, સાંભળો મારા વીર; પોતે પરણ્યા પતીથી, અળગી, ન રહે લગાર, ॥ ૧૨ ॥ પ્રભાતે ઉઠી પાય પડેને, નિરખે નાથનું મુખ; પોતાના પતીનું દુખ દેખીને, દસ ઘણુ ધરે દુખ. ॥ ૧૩ ॥ હળી મળીને હસ્તે મોઢે, કાહાડે દીવસ રેહણી નમ્ર નેત્રે નીરખે સામુ, નીર મળ નીરખે કહેણી. ॥ ૧૪ ॥ પતીનેમન હોયઉદાશી,તો તેને શાન્ત પમાડે સ્નાન કરાવે વસ્ત્ર ધરાવે, સમીપ રહી જમાડે ॥ ૧૫ ॥ હરેક વાતમાં હીમ્મત દેને, સયન સમે પાય ચાંપે; કંથનાં નેત્ર ક્રોધાતુર દેખે, તવ તાબેદારીમાં ટાંપે ॥ ૧૬ ॥નીવેક વહી શાંન્ત પાડે; આનંદ મન ઉપજાવે

પરણ્યા પતીથી દુખ વેઠે દાઢું, દયા અતિ મન લાવે ॥ ૧૭ ॥ નભાવેનીર ધનનો ગ્રસ્થાશ્રમ, અવર માને ન દેવ, એજ માલીક એજ રાજા; પરમેશ્વર પણ એવ ॥ ૧૮ ॥ અવર ઇશ્વર નહી પોતાને, નહિ કોઇ ધરમાચાર્ય, પતિના દરશણુ તેજ પ્રભુ શમ, નહી કો અવરનું કાર્ય ॥ ૧૯ ॥ સ્વામીની છાયામાં સદાયે, વસવું વાસો ભોવનમાં; કંથ જઇ વનમાં વસે તો, વામાએ વસવું વનમાં ॥ ૨૦ ॥ બ્રહ્મચારી સન્યાસી ત્યાગી તેને ને પરછાયો દેવો, આ ઘેથી તેની તાણુવી લજ્યા, તો પરછાયો કેવો ॥ ૨૧ ॥ ત્યાગીને મુખ બતાવવું નહી, ત્યાગીને ન દેવી ભીક્ષા; ત્યાગીને ભીખ દેવાથી થાયે, સીતા સતી સમ શીક્ષા ॥ ૨૨ ॥ બીજી સીક્ષા થઇ વૃદાને, ત્યાગ વેશે છળી હરીએ; બોધ કરી વિશ્વાસ પાડ્યો, તે વાત મનમાં ધરીયે. ॥ ૨૩ ॥ ત્યાગી વેશે અરજુનજીએ, કીધું સુભદ્રા હરણ, નારીનું મુખડું દેખીને; ચળે અંતકરણ ॥ ૨૪ ॥ તે દોશ લાગે તારૂણીને, રોમ રોમ નરકે જાય, ત્યાગીનું મન ચળીત કરે, તેને સતી ન કહેવાય ॥ ૨૫ ॥ ત્યાગી તણુ મન ભ્રમણ કરાવે. તે રંડા મહા પાપી, સતીએ મુખ દેખાડવું નહી, ત્યાગીને તો કદાપી ॥ ૨૬ ॥ સતીયે શેવવા નહી ત્યાગીને, પરછાયો નવ દેવો; તેમ ત્યાગીની વાણી ન સુણવી તો છાયો કેમ લેવો. ॥ ૨૭ ॥ સેદેવજીએ ધરમ પ્રત્યે, સમજાવ્યો ન્યાય વિવેક, ઓરે યુધીષ્ટર યાદ રાખો; ન્યાયવાળાનો નેક- ॥ ૨૮ ॥ વળી કળીયુગમાં સ્વામીને મુકી સ્વામીજી પાસે જાશે; રોમ રોમ નરકે પડવાની નારી, સગાં પુંઠે પસ્તાશે ॥ ૨૯ ॥ સરવ યુગમાં સતી નારીનો, ધરમ પતી સેવવાનો, જ્યાં સ્વામી ત્યાં સતી સાથે, સદા શેવા કરવાનો, ॥ ૩૦ ॥ જેમ શરીરને છાયા સાથે, તેમ નારીએ રહેવું; સુખ દે કે દુઃખ દે તે, સુંદરીએ સદા સેહેવું ॥ ૩૧ ॥ અરધાંગના છે નામ નારીનું, પુરૂશનું અરધું અંગ; તે માટે સતી નારિએ, તજવો ન સ્વામીનો સંગ ॥ ૩૨ ॥ તે વણ સતીપનું બતાવે, ભસ્મ લેલાટે ચોળી; ભગતાણી થઇ ફરે ત્યાગીમાં, તે કુળ નાખે બોળી ॥ ૩૩ ॥ સતીનો તો સત્ય ધરમ છે, સ્વામીની કરવી શેવા, પરણ્યો પતી તેજ સ્વામી, અવર સ્વામીજી કેવા ॥ ૩૪ ॥ સીધાન્ત સાચો સતી તણો એ, સાંભળો ધરમ વીર, ધરમ કહે મ્હારિ ધ્યાનમાં બેડી, વારતા ગુણ ગંભીર ॥ ૩૪ ॥ એટલે અરજુનજી એમ બોલ્યા, ઓરે શેદેવ જ્ઞાની; ત્રણ કાળનું જ્ઞાન છે તમને. સત્ય લેઉ વેણ માની ॥ ૩૬ ॥ માટે તમને પ્રશ્ન પુછુછું, એક-

લો સંદેહ ટાળો; ટુકામાં ટુંકુ બતાવો, આડો આંકજ વાળો. ॥ ૩૭ ॥ બીજુ ત્રીજું પુછતા નથી, વ્યવહારનો નવેડો; ન્યાય નીતીને રીતી કેરો, કદી ન આવે છેડો ॥ ૩૮ ॥ માટે તે તો પુછતો નથી, પુછુ છું પ્રષ્ણ સમુદો; જગત નીયંતા જે પરમેશ્વર, તે ભેળો કે જુદો. ॥ ૩૯ ॥ ભેળો કે જુદો હશે તે, નીયંતા પરમેશ; એટલો ઉતર દો ટુંકામાં, શંકા રહે નહી લેશ. ॥ ૪૦ ॥ શેદેવ કહે સુણો વીરા, પરમેશ્વર છે જુદો; પોતાને પરમેશ્વર માને, તે નર્ક કુળ સમુદો. ॥ ૪૧ ॥ એવે સુર્યના કીર્ણ પુટયા, સાંભળને તું રાય વન પર્વ પુરણ થયું તારી, ઉતરી બ્રહ્મ હત્યાય. ॥ ૪૨ ॥ એવુ કહેતામાં શામ પડદા, સ્વેત સ્વરૂપે થાય; કાળા તલ ધોળા થયાને, સ્વેત થઇ શામ ગાય ॥ ૪૩ ॥ પરીક્ષત સુતે વીધી પ્રમાણે, વીપ્રોને દીધું દાન; ગૌ દાન કન્યા દાન દીધાં, જનોઇ વીપ્ર સંતાન. ॥ ૪૪ ॥ ભરીપુરી બ્રહ્મપુરીઓ આપી, કરાવ્યાં બ્રહ્મ ભોજન; ત્રીજી હત્યા ઉતરી એની, સાંભળો શ્રોતા જન. ॥ ૪૬ ॥ વળણ. શ્રોતાજન સહુ સાંભળો, કથા કહી કર-જોડ; વલ્લભ વદે સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.



# વૈરાટ પર્વ.

## કડવું ૧ રાગ સાખિનો.

વઇશમપાયન બોલીયા તું, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું વૈરાવ પરટ મહીમાય ॥ ૧ ॥ વાહાણુ વાયુ ને કીરણુ ફુટયાં સુર્ય તણાં જે વાર; ચાર ભાઇને દ્રૂપદી પ્રત્યે, ધરમે કર્યા ઉચ્ચાર ॥ ૨ ॥ રાજાને ત્યાં વાસ પુરીશું, પણ મુજને ચીંતાય; સરવેને શી રિતે સંઘરશે, ગરીબ વઇરાટ રાય ॥ ૩ ॥ તેમ છતાં સરવે સમાશે પણ વૃકોદરનો વેમ; ઘણું બોલવું ને ઘણું ખાવું, પરઘેર સમાય કેમ ॥ ૪ ॥ એવું સાંભળી ભીમ ઉઠયો, પરાક્રમી પ્રાણી કહાવ્યો, વ્રક્ષ તણુ એક થડ પાડીને, કોતરી કડછો બનાવ્યો. ॥ ૫ ॥ બોહોતેર મણનો બોજ તેમાં, લઇ આવિ પડયો પાય; પછી બોલ્યો ધરમ પ્રત્યે, સુણો યુધીષ્ટર રાય. ॥ ૬ ॥ વઇરાટ રાયને ઘેર રહીશું, કટી કશી બાંધિશું; એની સકળ સન્યા સારૂ, રાંધણું ત્યાં રાંધીશું, ॥ ૭ ॥ ઘણા માણસ મળીને રાંધે, તે બહુ બીગાડ થાય; એકજ હાથે બીગાડ ઓછો, માટે રાખશે રાય. ॥ ૮ ॥ માટે રહીશું ખાવા ખાઇશું, રાજાનું મન ઠરે; વળી બીચારો ભઠીઆરો તે, કદિ ભુખે નવ મરે ॥ ૯ ॥ માટે મારી ચિંત્તા ન ધરશો, કરશું રસોઇનું કામ; હવેથી ભીમસેન ન કહેશો, વિર વાલવો મુજ નામ ॥૧૦॥ ધરમ કહે સાબાશ વિરા, ટળી ગયો મુજ વેમ; બત્રીસ લક્ષણા અરજુન વિરા તમે કરશો કેમ ॥ ૧૧ ॥ તવ અરજુને ઉભા થઇને, ચણીયો પહેરી લીધો; ઇંદ્રની આપેલી ચુંદડી ઓઢી, ચુડો ધારણ કીધો ॥ ૧૨ ॥ ઉદોભવાની કહીને ઉભો, ધરી વ્યંઢળ વેશ; જુઓ બંધુ ઘાટ કેવો, કોઇ ન ઓળખે લેશ. ॥ ૧૩ ॥ ગામના છોકરા ભણાવિશું, કરશુ ગુરૂ પદ કામ; અરજુનજી મુજને નવ કહેશો, વ્યંડળ મહેતા નામ ॥૧૪॥ ધરમ કહે કે મનડુ માન્યુ, પુરણ પ્રગટયો પ્રેમ; સહદેવ જોશી ન થાશો રોશી, તમે કરશો કેમ. ॥ ૧૫ ॥ સહદેવ કહે વીરા મ્હારા, સાંભળો વાતનો પાયો, વઇરાટને ઘેર રહીશું, ચારશું એની ગાયો, ॥ ૧૬ ॥ ધરમ કહે ધ્યાન ન બેસે, ગાયો ચારે સહુ કોય; વઇરાટને ઘેર ગાયો હશે તો, ગોવાળ શું નહી હોય. ॥ ૧૭ ॥ સહદેવ કહે વીરા મા-

રી પાસે એક વીઘાય; ટકે શેર દુધ દેતી હોય તો, બશેર દેતી થાય ॥ ૧૮ ॥ તેથી રાખશો મુને, કરશું ગઉ રક્ષા કામ; સહદેવજી કોઇ ન કહેશો, પંથીજી મુજ નામ ॥ ૧૯ ॥ ધરમ રાજા કહે વારૂ વીરા, રહેજો ખુશાળ ખેમ; એ વરણાગીયા નીકુળ વીરા, તમે કરશો કેમ ॥ ૨૦ ॥ પહેરી ઓઢીને ફરતા ફરવું, તે ન ફાવે પરઘેર; એટલે નીકુળ વદીયા વાણિ, સાંભળો મારી પેર ॥ ૨૧ ॥ ભણાવશું રાજાના ઘોડા, મુજ કને વીઘાય, પચાસનું ટટવું ભણાવું, તે પાંચસેનું થાય ॥ ૨૨ ॥ માટે મુજને રાખશે રાજા, ઘોડારનું કામ કરશું, મન ગમતે અશ્વે બેશીને, બાગ બગીચા ફરશું, ॥ ૨૩ ॥ અમારે મન ગમતું થાશે, કરશું અશ્વનું કામ; નિકુળજી મને કોઇ ન કહેશો; બહાદુરજી માહારૂં નામ ॥ ૨૪ ॥ ધરમ કહે છે વારૂ વીરા, તુજપર પ્રગટયો પ્રેમ; એ પંચાળી બહુ રૂપાળી, તમે કરશો કેમ ॥ ૨૫ ॥ દ્રૂપદી કહે કંથ માહારા; રહેશું નગ્ર નીવાશી, રાણીના શેવા કરિશું, થાશું એની દાશી ॥ ૨૬ ॥ જ્ઞાન મારગ ઉપદેશ કરીશું, માટે રાખશે મને, વાળે વાળે પરોવવાં મોતી, તે વીદ્યા મુજ કને ॥ ૨૭ ॥ મુઠી ભરી મોતી મુખમાં ભરૂ, કેશની લટ મુખ લેઉં, વગર જોયે જીભ્યા વતિ મોતી પરોવી દેઉં ॥ ૨૮ ॥ એ ક્રીયા જોઇ રાખશે મુને, નહી રહું નીરાશી, દ્રૂપદિ કોઇ કહેશો નહીને, કહેજો સયંદ્રી દાશી ॥ ૨૯ ॥ ધરમ કહે મુજ મન માન્યું, ઓરે દ્રૂપદની તન; એટલે બોલ્યો ધરમ પ્રત્યે, વ્રકોદર વચન ॥ ૩૦ ॥ સરવેનું તો પડયું ઠેકાણું, સમાશે જેમ તેમ; ચાર ચાર ચાકર જોઇએ તમારે; તમે સમાશો કેમ ॥ ૩૧ ॥ ધરમ કહે મારી ચિન્તા ન કરશો, ખાઇ પી રહીશું ખુશી; રાજ્યગાદીના ગુરૂ બનીશું નામ કહેજો કીંક રૂશી ॥ ૩૨ ॥ રાજા અમારી ચાકરિ કરશે, ચીંતા ન ધરશો મન; પછી સરવે ભાઇઓ પ્રત્યે, ભીમ બોલ્યો વચન. ॥ ૩૩ ॥ આપણે સરવે એવું કહેવું, પાન્ડવ નીકળ્યા વન; અમે શેવક એમના ઘરના, રહેતાતા કુન્તી ભોવન ॥ ૩૪ ॥ પાન્ડવ સાથે નીકળ્યા અમો, દાસત્વ કરવા પુરૂં, કહેવું કે આ કીંક રૂશી, પાન્ડવની ગાદીના ગુરૂ. ॥ ૩૫ ॥ હું કહીશ કે ભીમનો ભીલ્લુ, ભીમ સાથે બાથ દેતા, અરજુનજી તમે એવું કહેજો, પાન્ડવના ઘરના મહેતા. ॥ ૩૬ ॥ સહદેવ કહે પાન્ડવ ઘરનો, ગાયો તણો ગોવાળ; નીકુળ કહેજો ઇંદ્રપ્રસ્તમાં, અશ્વ તણો રખવાળ. ॥ ૩૭ ॥ સતી તું એમ કહેજો, હું દ્રૂપતીની દાશી; પાન્ડવ સાથે અમે સરવે થયાં

હતા વન વાસી ॥ ૩૮ ॥ પાંન્ડવ સઉને સુતા મુકીને ગયા છાનો વાસ કરવા, અમે સઉ તમારે ત્યાં આવ્યાં, એક વરસ પેટ ભરવા. ॥ ૩૯ ॥ સરવે રાખવી એક બોલી, જણાવવી સુજાત; હવે સાંભળ દ્રુપતી સતી તુને કહુ એક વાત ॥ ૪૦ ॥ તું જાય વઇરાટની સભામાં બેઠો હશે ત્યાં ભુપ; તુને રાખે તવ તારે કહેવું, જો રાય મુજમાં રૂપ. ॥ ૪૧ ॥ માટે મુજ પર કોઇ પ્રાણી, કુદ્રષ્ટી કહિ કરશે, તો તે પ્રાણી નહી જીવવાનો, વગર મહોતે મરશે ॥ ૪૨ ॥ મારે માથે પાંચ ગાંધરવો છે, તે બહુ કરશે કેર; કુદ્રષ્ટીએ જોનારાને, મારી નાંખશે ઠેર. ॥ ૪૩ ॥ પાળ એવિ બાંધજે પેહેલેથી; કોણ દ્રષ્ટે જોનારો, કદાપી કો કુદ્રષ્ટ કરે, તો હું ગાંધરવ તારો. ॥ ૪૪ ॥ દ્રુપતી કહે વારૂ સ્વામીજી, એમ કહી પડી પાય, ભીમ કહે કે એકે એકે, થાઓ હવે વિદાય ॥ ૪૫ ॥ મ્હોટા ભાઇ તમે પધારો, ઓરે યુધિષ્ટીર રાજા; હવે તો વહાણું વાયું છે, ઉઘડેલા દરવાજા ॥ ૪૬ ॥ ॥ વલણ ॥ દરવાજા ઉઘડયા હશે, માટે પધારો ભ્રાત; કહે વલ્લભ તવ ચાલીયા, સમરી દીનાનાથ.

---

## કડવું ૨ રાગ સોહયણીનો દોહરો.

વઇશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય ॥ ૧ ॥ સુત સતીના અતી સત્યવાળા, સમરે અસરણાસરણ; ધરમે ઉઘડતે દરવાજે, નગ્રમાં મુકયો ચરણ ॥ ૨ ॥ તવ ગામમાંથી રોગ નાઠા, વિપ્રીત વ્યાધી જાય; અકાળ મ્રત્યુનાં મડદાં પડેલાં, તેતો બેઠાં થાય ॥ ૩ ॥ ઝડપથી જમકીંકર નાઠા, નાઠા અધરમ પાપ; કુબુધ્ધી બધા નગ્રની નાઠી, ધરમ ચરણ પ્રતાપ ॥ ૪ ॥ મનુશ માત્રનાં મનડાં ફરીયાં. ચોરે મુકયું ચોર કરમ; ગુણકાએ ગુણકાપણું મુકયું, સઉને વહાલો શુભ ધરમ. ॥ ૫॥ એ રીતે ફરિ સરવની વૃતી. જેને તે લાગે પાય; વઇરાટ રાયને ઘેર આવ્યા, પોતે ધરમરાય ॥ ૬ ॥ વઇરાટે તેજશ્વી દીઠા, દોડતો આવ્યો બાહાર, પધારો કહીને આસન આપ્યું; કીધા નમસ્કાર. ॥ ૭ ॥ કહો મહારાજા કયાંથી પધાર્યા, કોણ છો તે કહો મરમ; તવ યુધીષ્ટર એમ બોલ્યા, હું તો રાજા ધરમ. ॥ ૮ ॥ પાન્ડવની ગાદીયે બેસનારો, સદા રેહેનારો ખુશી; તુજ ઘેર આવ્યો છું પેટ ભરવા, નામ હાલમાં કીંક

રૂશી. ॥ ૯ ॥ દ્વાદશ માસ રેહુ તુંજ ધામે; જો તારો પ્રેમ; તવ શક્તિના વરદાન વડે, વઇરાટ સમજ્યો એમ. ॥ ૧૦ ॥ ગાદીના ગુરૂ હશે પાન્ડના, ધરમરાજા જેવા; આ પુરૂશ મારે ઘેર કયાંથી, રાખીને, કરૂં શેવા. ॥ ૧૧ ॥ એમ ધારીને વઇરાટ બોલ્યો; આ તમારૂં ભોવન, ઘર ગામ રાજપાટ સઘળું તમારૂં, મુને કરો પાવન, ॥ ૧૨ ॥ વળી તમારી આગ્ના પાળું, ઓરે મારા નાથ; ધરમ કહે ચાલ્ય સભામાં કહિને લીધો સાથ. ॥ ૧૨ ॥ બેઉ જણા ગયા સભામાં, વઇરાટને સત્યવાદી; ધર્મને સારૂ સ્થાપન કીધી, રાજ્ય ગુરૂની ગાદી ॥ ૧૪ ॥ તે પર બેઠા ધરમરાજા, વાર થઇ ઘડીચાર; એટલે ભીમે કહ્યું અરજુનને, મેહેતાજી થાઓ તૈયાર. ॥ ૧૫ ॥ એટલે અરજુન ઉઠી ચાલ્યો; નગ્ર વિશે જયાં ધસે; તવ વ્યંઢળનું રૂપ દેખીને, નગ્ર તણા લોક હસે. ॥ ૧૬ ॥ ટોળે ટોળાં જોવા મળીયાં, વંઢળનું રૂપ ભારે છોકરાં કેડે તાળીયો પાડે, રેણું ઘણી ઉછારે, ॥ ૧૭ ॥ કેડે કરે સરવે કીકીઆરી, અરજુન ચાલ્યો જાય; ઉંદો ભવાની કહીને પેઠો, રાજ્ય સભાની માંય. ॥ ૧૮ ॥ ધરમને નમસ્કાર કીધો, વઇરાટને જુહાર; એટલે વૈરાટ રાજાએ પુછ્યું, કોણ કયાંના રેહેનાર. ॥ ૧૯ ॥ અરજુન કહે ઇંદ્ર પસ્તના, પાંડવ પાસે રહેતા, અભીમન્યુને હું ભણાવનારો, નામ છે વ્યંઢળ મેહેતા. ॥ ૨૦ ॥ બાણ વીધા હું જાણું સારી, ભણાવું તારો તન; પાન્ડવ સાથે અમે નીકળ્યા, 'દ્વાદસ વરસ વન. ॥ ૨૧ ॥ આ કીંકરૂશી જોડે હતા ત્યાં, ગાદીના ગુરૂ માહારાજ; અમને સુતા મુકી ગયા પાંડવ, છાનાં રેહેવાને આજ. ॥ ૨૨ ॥ રૂશી માહારાજા અહીં પધારયા, હું પણ આવ્યો આંય; નિશાળ કરી બાળ ભણાવું, તારા નગ્રની માંય. ॥ ૨૩ ॥ બાર મહીના ઉદર ભરવું, ગામમાં નિશાળ થાપી, વઇરાટ કહે વાંધાશાળા, તમોને રેવા આપી. ॥ ૨૪ ॥ મોટાના ઘરના મુજ ઘેર કયાંથી, કહી કરયા વીદાય, અરજુને નીશાળમા વાસ પુર્યો, એવે બે ઘડી થાય. ॥ ૨૫ ॥ ભીમ કહે કે સહદેવ જોશી, હવે પધારો તમો; સરવેના, ગયા પછી ત્યાં, છેવટે આવશું અમો. ॥ ૨૬ ॥ એટલે ઉઠયા સહદેવ જોશી; વનકુળની કટી બાંધે; એકજ હાથમ ટીપણું ઝાલ્યું જેષ્ટીકા લીધી ખાંધે. ॥ ૨૭ ॥ ગામ વીશે ગયા, રાજય સભામાં, ધર્મને નમસ્કાર; પછી વઇરાટની સામુ જોઇ, પોતે કર્યો જુહાર. ॥ ૨૮ ॥ સહદેવજીને પુછવા લાગ્યો, જે વઇરાટ ભુપાળ; તેને ઉત્તર જોશીએ દીધો, પાન્ડવના ગોવાળ. ॥ ૨૯ ॥ હુ છું સહદેવજીને

સનેહી ચારતો એમની ગાય; ટંકે શેર દુધ દેતી હોય તે, બે શેર દેતી થાય ॥ ૩૦ ॥ એવિ વીધા છે મુજ પાસે, જોતીશનો અભ્યાસ; તમ ઘેર રહી ગાયો ચારૂં; પેટ ભરૂં બાર માસ ॥ ૩૧ ॥ ગાયો ચારયા વ- ણ નહી કરૂ બીજું, પંછીજી મ્હારૂં નામ; વૈરાટે સોંપી ગૌશાળા, જાઓ કરો એજ કામ ॥ ૩૨ ॥ શહેદેવજી ગૌશાળામાં ગયા, બે ઘડી થઇ વાર; ભીમસેને મોકલ્યા નીકુળને; નગ્ર વીશે નીરધાર ॥ ૩૩ ॥ નીકુળજી જઇ ઉભા સભામાં, કહી હકીકત તે ઠામ; હું તો ઘોડા ભ- ણાવી જાણું છું, બાહાદુરજી મારૂં નામ ॥ ૩૪ ॥ તવ વઇરાટે હય શાળા સોંપી, જઇ રહ્યા નીકુળ સાર: એટલે ભીમે આજ્ઞા આપી, હવે જા દ્રૂપદી નાર ॥ ૩૫ ॥ દાંતે છેડો ઘાલીને ચાલી, ગઇ સભા ના માંય; વઇરાટને જુહાર કીધો, ધરમને લાગી પાય ॥ ૩૬ ॥ વઇરાટ રાયે હાથ જોડયા, ધન ભાગ્ય મ્હારૂં હોય; જગદંબા જોગણી જેવી, બોલ બાઇ તું કોણ ॥ ૩૭ ॥ દ્રૂપદી કહે ઓરે રાજા, હાલ હતી વન વાશી; સયંદ્રી છે નામ મ્હારૂં, દ્રૂપતી સતીનિ દાસી ॥ ૩૮ ॥ તેતો ગયા છાનાં રહેવાને, માટે હું અહીં આવી; વળી દીઠા કીંક રૂશીને, રેવાની ઉલટ લાવી. ॥ ૩૯ ॥ બાર મહીના પેટ ભરવું છે, જો હોય રાખ્યાની પ્રીતી; રાણીને ઉપદેશ કરીને, શીખવું શેવા નીતી. ॥ ૪૦ ॥ વઇરાટ રાજા એમ બોલ્યો, સોંપ્યું તને ઘરબાર: દ્રૂપતી કહે વારતા બીજી સાંભળો રાજ કુમાર. ॥ ૪૧ ॥ મ્હારા શરીરનું રૂપ ઘણું છે, કામીને કરે કેર; મારા સામી કુદ્રષ્ટી કરશે, તો તે મરશે ઠેર ॥ ૪૨ ॥ મારી સાથે પાંચ ગાંધરવ છે, તેમાંનો કોઇ એક મારે; તે તમને પહેલું કહુંછું, વઇરાટ બોલ્યો ત્યારે ॥ ૪૩ ॥ તું તો મારી બ્હેન ધરમની. કોણ કુદ્રષ્ટી જોશે; તે કરતાં જોશે તે મરશે, તેમાં માને શું દોશે. ॥ ૪૪ ॥ એટલે વઇરાટ રાયનો સાળો, જેષ્ટ કૈચો પ્રધાન; સો ભાઇની છે સું- હીર જોડી, એક માના સંતાન. ॥ ૪૫ ॥ સહુથી મોટા પ્રધાન થયે- લો, કુદ્રષ્ટીનો તેહ, દ્રૂપતીના સામુ જોઇ રહયો છે, વીકારવંતો એહ. ॥ ૪૬ ॥ તેણે સાંભળી સતીની બીના મનમાં વીચારયું એમ; શેના ગાંધરવ શું મારતાતા, મીથ્યા ઘાલે છે વેમ ॥ ૪૭ ॥ ઠીક છે કયાં જાશે આવેલી, એવી કબુદ્ધી થઇ, વઇરાટ રાયે મોકલી તે, દ્રૂપતી ઘરમાં ગઇ. ॥૪૮॥ વઇરાટ રાયની રાણી સુદક્ષણા, દ્રૂપતીને પડી પાય, પધારો બાઇ તમારે પુન્યે, શુભ મતી મુજ થાય ॥ ૪૯ ॥ એમ કહી માન્ય દેઇ બેસાડી આ બધું તમારૂં ધામ; હીંચોળા ખાટે હીંચ્યા કરો, કરવું નહી કાંઇ કામ

॥ ૫૦ ॥ એ રીતે શુભ સતી સમાણિ, એવે થઇ ઘડી ચાર; છેવટ ઉઠયો સુત વાયુને, જાવા થયો તઇયાર ॥ ૫૧ ॥ કટી બાંધે કડછો ખાંધે લઇને ચાલ્યો સુબો; દરવાજાનિ લગભગ આવી, વીચાર કરવા ઉભો ॥ ૫૨ ॥ પહેલ વહેલો જાઉ ગામ વીશે, હું રહુ કુશળખેમ; ખંડણી ભરનારા રાજાની, કમાનમાં પેસુ કેમ ॥૫૩॥ વળણ,॥ કેમ પેસુ કમાનમાં, એમ કરયો વીચાર, કહે વલ્લભ કોટ કુદવા; થઇ ગયો તઇયાર.

## કડવું ૩ રાગ સાખીની ચાલ.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય. ॥ ૧ ॥ વાલવાજીએ અળગા રહીને દડબડ મુકી દોટ; છલંગ મારી ઉછળ્યો તે, કુદી પડયો કોટ. ॥ ૨ ॥ આભ પડે એમ અવની પડીયો, ધરણ ધરૂજી માઠી; પાણીની ભરનાર પાણીઆરીયો તે, બેડાં ફોડીને નાઠી ॥ ૩ ॥ આખા ગામમાં બુમ ચાલી સઉનો વાંકો દીન કહાવ્યો; ખાંધ ઉપર છે કડછો મોટો, કડછા દઇતજ આવ્યો ॥૪॥ હવે ગામનું આવી બન્યુ, સહુ લોકના જીવ જાશે, સહુ પ્રાણીને ઝાલી ઝાલીને, કડછે ચઢાવી ખાશે ॥ ૫ ॥ એવો બહુ ચાલ્યો બોંબાટો, નાસે લોકનાં ટોળાં; વ્રકોદર ગમ્મત કરવાને, દેખાડે દાંત ને ડોળા. ॥ ૬ ॥ તેમ તેમ સરવે ત્રાસેને ત્રાસે, બોંબાટ ઠામો ઠામ; ભીમે જાણ્યું કે ગામ શું જાણે, કરવું માહારે નામ ॥ ૭ ॥ એમ જાણી બજારમાં ચાલ્યો, ધાણી ચણા શેવો ભાળે; તેના ખોબે ખોબા ભરીને, મારગમાં ઉછાળે. ॥૮॥ કોણજ એના સામું બોલે, કોણ જઇ કર ઝાલે; મીઠાઇની દુકાન દેખે ત્યાં; મીઠાઇમાં મુખ ઘાલે ॥ ૯ ॥ ભાવે તે ચાવે મઝા ઉડાવે, બહુ કીકીઆરો થયો; પછી પોતે ઘુમતો ઘુમતો, રાજ્ય સભામાં ગયો ॥ ૧૦ ॥ ખંભ ઠોકી કે ધમ ધમીસભા, ડરૂજ્યો વઇરાટરાય; વાયુનંદન યુધિષ્ટરને પ્રેમે લાગ્યો પાય, ॥૧૧॥ વઇરાટ કહે એ કીંકરૂશી, આ કોણ છે બળવાન ધરમ કહે ભય ન ધરતો, શુભ મતી રાજાન, ॥ ૧૨ ॥ શરમાય શાને પુછ મન માને, બોલ્યો વઇરાટ રાય: કોણ તમે છો કયાંથી આવ્યા, તવ ભીમ બોલ્યો ત્યાંય ॥ ૩ ॥ ઈંદ્રપ્રસ્તનો હું રહેવાશી; રસોઇનો કરનારો; ભીમસેન કેરો ભીલ્લુ હું છું, શાખો ગામમાં મારો ॥ ૧૪ ॥ દ્વાદશ મહાના તુજ ઘેર આવ્યો, ભરવા પાપી પેટ; સકળ સેન્યનું રાંધણું રાંધુ; એકલો કરૂ વેઠ. ॥ ૧૫ ॥ વઇરાટ કહે ભલે પધાર્યા, કયાંથી

આવ્યા હાવા; ભીમ કહે તે તો ખરૂં પણ, કેટલું આપો ખાવા. ॥ ૧૯ ॥ વૈરાટ કહે કેટલું ખાશો, મોઢે માગી લ્યોને; તમોને તો નહીં જવા દો; સુખરૂપે આંહિ રહોને ॥ ૧૭ ॥ ભીમ કહે રાંધણું રાંધિશ પણ, નહી કરૂં તારી પળશી; હમેશાં મારે ખાવાને, અન જોઇએ સોળ કળશી ॥ ૧૮ ॥ વઇરાટ રાજાએ પોંચો કરડ્યો, એ નહી મારી હામ; એ રીતે ખવરાવું તો તો, વેચુ ઘરને ગામ. ॥ ૧૯ ॥ નથી મારૂં એ ટલું ગજું, માટે હું નહી રાખું; ભીમ કહે રાખે નહીં તો, તુજને મારી નાંખું. ॥ ૨૦ ॥ ધરમ રાયે સાન બતાવી, શું ડોળા દેખાડી ખાય; એટલા- માં દ્રૂજીને બોલ્યો, પોતે વઇરાટ રાય. ॥ ૨૧ ॥ એશીઆળ મારી તમે ન કરશો, કશી ન કરશો પળશી; હમેશાં આપીશ ખાવાને, અન તમને બાર કળશી. ॥ ૨૨ ॥ રસોઇમાં જે કાષ્ટ બળે તે લાવવાં ત- મારે શીર; વ્રકોદર કહે કબુલ મારે, શોશે નહીં રહીશ ॥ ૨૩ ॥ પણ રાજા ગભરાતો નહીં તું, ખુશીથી ખવરાવો અમને; તેનો બદલો બહુ વળવાનો, કોઇ વેળા ગુણ તમને. ॥ ૨૪ ॥ વઇરાટ કહે વારૂ વાલ્લાજી, કહીને રસોડું આપ્યું; છયે જણા સમાણાં ગામમાં, હેત અતિ મન વ્યા- પ્યું ॥ ૨૫ ॥ ધરમરાજા કહે રાજસભામાં બીજું નહી ભાવન; એક વે ળા વઇરાટને ધામે; કરી આવે ભોજન. ॥૨૬॥ રાજ્ય બધુ પોતે ચલાવે શુભ કરે છે ન્યાય; નગ્ર તણા સરવે પ્રાણીને, આનંદ ઉર ન માય. ॥ ૨૭ અરજુનજી નિશાળ ભણાવે, ગામનાં છોકરાં આવે; ઓત્રા કુંવરી ઓત્રા કુંવરને, વ્યંડળ જઇ તેડી લાવે ॥ ૨૮ ॥ વઇરાટનાં એ પુત્રને પુત્રી, તે પણ ભણે વિદ્યાય; રાત દહાડો નિશાળમાં રહે છે, ઇંદ્ર નો અરજુનરાય. ॥૨૯॥ સહદેવ રાજાની ગાયો લઇને, વન વગડામાં જાય પીંપળા કેરૂં વ્રક્ષભલેરૂં, ગોડી ગુફા કરિ ત્યાંય ॥ ૩૦ ॥તેની મહિ ઉતરીને બેસે સહદેવ સતી સંતાન; આખો દિવસ બેઠા બેઠા, ધરે હરિનું ધ્યાન. ॥૩૧॥ સાંજ પડે તવ ગાયો લેઇને, નગ્ર વાંશે એ જાય; ગોવાળીઆ સહુ એમના વંશામાં, પંછીજીના ગુણ ગાય. ॥ ૩૨ ॥ નીકુળજી ન્હા- ણામાં ઉઠે, લે મન ગમતો તોખાર; ઉપર બેસી બાગ બગીચે, ફરી આવે લગાર. ॥ ૩૩ ॥ એ રીતે સેંલ કરે છે, પેહેરયાં ઓઢયાની મતિ; સુદ્રષ્ણાની પાસે રહે છે; સંયદ્રી દ્રૂપતી. ॥ ૩૪ ॥ રાણીને રીતી શીખવાડે, કરવા સુંદીર શેવા; ઉપદેશ કરી શ્રદ્ધા બેસાડે, સમરાવે દેવાધિ દેવા ॥ ૩૫ ॥ વ્રકોદરે રસોડામાં, રાંધવાની રીત રાખી; પેહે- લાંનાં હતાં ચુલા ચુલ્યો, તે સહુ પૂરી નાંખી. ॥ ૩૬ ॥ મોટી મોટી બે-

તમણે ખોદિ, બનાવી લાંબી ચારી; વચમાં છુટી જગો રાખી, થાય પોતાની પથારી ॥ ૩૭ ॥ ચાર ક્ષોણી સૈન્ય વઇરાટનુ છે, તેનું ખીચડુ આવે; એટલે ભીમસેન લાંબી ચારિએ, સળગાવી પાત્ર ચઢાવે ॥ ૩૮ ॥ વચમાં સોડો તાણીને સુએ, પણ બધે સુરતા રાખે; પીમ્મળથી કાચું પાકું પરખી, પગવતે ઉતારી નાખે. ॥ ૩૯ ॥ દસ વીસ દહાડે જાય વગડામાં, ઝાડ ઉપાડી લાવે; વિસ દિન રંધાય એટલાં કાષ્ટો, એકજ ફેરે આવે. ॥ ૪૦ ॥ વળી રસોડામાં રાત્રીએ સુએ, નાસ્કોરાનો વા જાય; તેથી તે છાપરાના નળીયાં, ઉચા નીચા થાય. ॥ ૪૧ ॥ જાણે ટ કોરખાનું વાગ્યું, ઘણો ભયંકર ભુપ; વાલવાનું નામ સાંભળે કે, રડતા બાળક રહે ચુપ ॥ ૪૨ ॥ એ રિતે પાંચ ભાઇને નારી, રહ્યાં છે સુખ રૂપે; ચાર મહિને હિસાબ ગણીયો, હસ્તીનાપુરનો ભુપ. ॥ ૪૩ ॥ વરસ ત્રણસેં સાઠ દીવસનું, પુરે પુરૂ ગણ્યું રાય; પુરૂશોતમ માસ જુદા ગણીયા; એમ કરયો અન્યાય. ॥ ૪૪ ॥ શકુની મામાને વારતા કરી, આ પણ આળશે રહ્યા; કુન્તી નંદનને વન ગયે; દ્વાદસ વરસ થયાં ॥ ૪૫ ॥ ગુપ્ત રહેવા ગમે ત્યાં ગયા હશે, કરયું હશે ફાવે તેમ; આપણે અતિ ભુલ ખાધી, પત્તો લાગશે કેમ ॥ ૪૬ ॥ મામો કહે ચીંતા નવ ધરતો, તું સહુનો શીર છત્ર; જ્યાં હશે ત્યાં પ્રથવી વીશે, લખો દેશોદેશ પત્ર ॥૪૭॥ સહુ રાજાને એવુ લખવું, જ્યાં જ્યાં પોતાની ધરતિ; વસ્તી વગડો ડુંગર દરીયો શોધ કરવી ફરતી ॥ ૪૮ ॥ પાન્ડવનો ખરો શોધ કરીને, અમને મોકલવું લખી; નહિ તો દુરીયોધન થશે ક્રોધે, માટે કરજો નક્કી. ॥ ૪૯ ॥ તેમાં જો ફેરફાર પડશે, તો રાજ છીનવિ લેશું; વળી તેના કુટુંબ સાથે, ઘાણીએ ઘાલી દેશું. ॥ ૫૦ ॥ એ રીતે પત્રો લખીને મોકલો દેશો દેશ; એટલે ખરી ખબર કાહાડી, લખશે સહુ નરેશ ॥ ૫૧ ॥ દુરીયોધન કહે લખો ત્યારે, તે વણ નહી કામ થાય; ચોરાસી સહસ્ર પત્ર લખાવ્યા, મામાયે સભા માંય. ॥ ૫૨ ॥ પછી દેશે દેશ પહોચ્યા, ક્ષણુ ન લાગી વારઃ સહુએ પોતપોતાની હદ સોધિ, લખીયા સમાચાર ॥ ૫૩ ॥ વઇરાટ નગર પત્ર આવ્યો, વંચાવ્યો કીંક રૂશી, પુછવા લાગ્યો વઇરાટ રાજા, ગુણ ગંભીર થઇ ખુશી. ॥ ૫૪ ॥ ઓ માહારાજા કેમ કરીશું પાન્ડવની કયાં પેર; તમે તો પાન્ડવના ઘરના, પાન્ડવ નહી મુજ ઘેર. ॥૫૫॥ તે માટે કેમ કરૂં મ્હારાજા, બોલ્યા ધરમરાય; તને સુજે તેવું કર તું; મુને ન પુછીશ કાંય. ॥૫૬॥ વઇરાટ રાજાએ પત્ર લખીઓ, જાણજો છત્રપતિ; કુન્તી નંદન પાન્ડવો તે, અમારા ઘર નથી. ॥ ૫૮ ॥ એ રીતે

દેશ દેશાન્તરના, કાગળ પહોચી ગયા; દુરીયોધન કહે જુઓ મામા, પાન્ડવ તે કયાં રહયા ॥ ૫૭ ॥ વળણ ॥ વળતું મામો બોલીયો ધિરજ ધર તું રાય; વદે વલ્લભ મામે કહ્યું, કાહાડું એક ઉપાય.

## કડવું ૪ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વઇશમ પાયે વચન, સુણ જનમેજે રાજન; કહ્યું શકુની મામે એમ, જોવું પાન્ડવ ન જડે કેમ ॥ ૧ ॥ એણે પાન મંગાવી લીધું; ભરી સભામાં બીડું કીધું; પછી તેડાવ્યા મલ્લ લોક, આવી ભેળા થયા અથોક ॥ ૨ ॥ કહ્યું મામાએ બીડું ખાય, સોધ પાંડવની લેવા જાય; કરે એટલું જે કોઇ કાજ તેને એક આની દેઉં રાજ. ॥ ૩ ॥ સહુ મલ્લે વીચારયું એમ, જાય તે નાવે કુશળ ખેમ; એવે જેમલ્લ કબીરા જેહ, મલ્લ થઇ રહયો છે તેહ ॥ ૪ ॥ ભીમે વાળ્યમાં નાંખ્યા જયારે, તેમાંથી તે ઉગરી ગયો ત્યારે; તેતો રહયો જે ત્યાં મલ્લ થઇ, એણે વીચારયું મન માંહી ॥૫॥ શોધ્ય સોધન મારે કરવું, જયારે ત્યારે એકવાર મરવું, જો હુ શોધ લઇને આવું; તો તો રાજ્યની લહેર ઉડાવું ॥ ૬ ॥ શોધ કરતાં જો થાશે મરવું, તો તો જાશે દાસત્વ કરવું; એવું જાણીને બીડુ લીધું એણે મુખમાં મુકી દીધું. ॥ ૭ ॥ તવ મામે શાબાશી દીધી, એને મોકલવા પેર કીધી; લીધું તાંબાનું પત્ર એક, તેમાં શકતાઇ લખી છેક ॥૮॥ આતો છત્રપતીનો જોધ, લેવા આવ્યો પાંડવની શોધ; એને ખાવા પીવાની સોઇ; રાખજ્જે ક્ષત્રી સહુ કોઇ ॥ ૯ ॥ કરી દેવો પાંડવનો તપાસ, પોતાની હાથમાં હોય વાસ, કદી પોતાની -હદયમાં ન હોય; તોતો કામ કરજ્જે સહુ કોય. ॥૧૦ ॥ સોનાનું એક પુતળું કરી, દેજ્જે મલ્લને ઉલટ ધરી, સવા મણ સુવરણનું થાય, એવું આપજ્જે લાગીને પાય ॥ ૧૧ ॥ એવું લખ્યું પત્રની માંય, મલ્લ તૈયાર થયો ત્યાંય, એનો બળવંતો છે આંધી, સોમણ લોહની સાંકળ બાંધી ॥ ૧૨ ॥ કહેડે બાંધીને ભાલો ઝાલ્યો, પત્ર કોટમાં બાંધીને ચાલ્યો, તવ રાય વદો વચન, પુછયું મામાને દુરીયોધન ॥ ૧૩ ॥ મામા પુતળું લેવા લખ્યું કેમ, તે તો ટાળો તમે મારો વેમ, બોલ્યો શકુની મામો વાણ, તું તો સાંભળ ચતુર સુજાણ. ॥ ૧૪ ॥ જેને ત્યાં હશે પાંડવ પાંચ, પુતલું દેતાં ઘાલશે વાંચ; આપવા દે પુતળુ એહ, નવ ખોયું ક્ષત્રી પણું તેહ ॥ ૧૫ ॥ માટે નહી આપવા દે કો કાળ, તેથી સમજી શું ભુપાળ; બોલ્યો દુરીયોધન ખુંખારી, મામા તુજ બુદ્ધીની

બલીહારિ. ॥ ૧૬ ॥ પછી મલ્લને આજ્ઞા દિધી, તવ જેમલે રટણ કીધી, મલ્લ પહેલો ગયો અંક દેશ, બેઠો સભામાં જ્યાં નરેશ ॥ ૧૭ ॥ ડોકમાં પત્ર જેમ લખેલું, મલ્લે છાતી ઉપર રાખેલું; તેતો વાંચી જોયું અંકરાય દીધો આવકાર સભાની માંય ॥ ૧૮ ॥ દીધું ખાવા આણંદ ભેર; કીધી કનક પુતળાની પેર, સવામણનું પુતળું ઘડાવિ, આપ્યું મલ્લને ઉલ્લટ લાવિ ॥ ૧૯ ॥ મલ્લ લેઇ ત્યાંથી સંચરીયો, વળી બીજે દેશ પરવરીયો; જેને તે રાજા વાંચે પત્ર, આપે સુવરણ પુતરૂં તત્ર ॥ ૨૦ ॥ એમ પુતળાં લેતો જાય, એમ બોતેર ભેગાં થાય; બોહોતેર સવા નેવું મણ સોનું, લીધું બોહોતેર ક્ષત્રી લોકનું ॥૨ ॥ એવે દ્વારીકાં નગરી આવિ, મલ્લ ગયો વિચાર લાવી; કૃષ્ણ બળ.વ એમના સગા, માટે કાંઇ કરયા હોય દગા ॥ ૨૨ ॥ માટે અહી કરૂં તપાસ, પછી જાવું બીજાની પાસ ॥ ૨૩ ॥ એવો મલ્લે કરયો મનસુબો, જઇ જાદવ સભામાં ઉભો ॥ ૨૪ ॥ બેઠા બળદેવ જુગદાધાર, પત્ર વાંચ્યું સભામાં તે વાર; બોલ્યા બળદેવજી મુખ એમ; લખ્યો પત્ર તોયે આવ્યા કેમ ॥ ૨૫ ॥ નથી પાંડવ અમારે ઘેર, મોકલ્યો છે જુવાબ ભલી પેર, મલ્લ કહે આ લખાણ જોઇ, આપે છે પુતરૂં સહુ કોઇ ॥ ૨૬ ॥ તેથી પુતરૂં તમે આપો, છત્રપતીનું વચન સ્થાપો; બોલ્યા બળદેવ સુણ મુંઢ મતી, અમે ખંડણી ભરતા નથી. ॥ ૨૭ ॥ એના તાબાના નહિ અમે, આપીયે નહી કાંઇ કો સમે; માટે પુતરૂં મળવાનું નથી, મુંઢ મીથ્યા મરે છે મથી. ॥ ૨૮ ॥ તવ જેમલ્લ મલ્લ બોલ્યો એમ, મુંઢ મુઢ કહો છો કેમ; સોનું દેવાની હોય ન શુધ, તો તો મુજને આપો યુદ્ધ ॥ ૨૯ ॥ તવ બળદેવને ક્રોધ લાગે, નીચ કીંકર શું યુદ્ધ માગે; એનું છેદી નાંખું શીશ, ત્યારે બોલ્યા શ્રી જુગદીશ ॥ ૩૦ ॥ ધરો શાન્તી અંતઃકરણ, એનું ભીમ હાથે છે મરણ; માટે તમે ન મારશો ઠેર; કરો નાંખી દેવાની પેર ॥ ૪૧ ॥ તવ હલધરે ખેલ લડાવ્યો, મલને હલની અણીયે ચડાવ્યો; બલ કરીને ફેંકયો ગગન. પડયો વઇરાટ નગ્ર તે દીન. ॥૩૨॥ પડયો ભાગોળે થઇ બેભાન, આવી બે ઘડીયે શુદ્ધ સાન; જાણ્યું બોલ્યો હોત વિશેશ, તો જીવતો ન રેહેત લેશ ॥ ૩૩ ॥ હવે આ ગામમાં હું જાઉં લેઇ સીધું ને રાંધી ખાઉં, પછી પુરૂં લઇ જાઉં બીજે, એમ ઉઠયો જવા મન રીજે ॥ ૩૪ ॥ પછી વઇરાટ નગ્રની માંય, ગયો રાજ્ય સભા છે ત્યાંય, ઉભો પત્ર ધરીને જ્યારે, વાંચ્યું વઇરાટ રાજાએ ત્યારે ॥ ૩૫॥ એવે સમે છજામાં કરૂપતી, તેણે પણ વાંચ્યું શુભ મતી; જોયું કે અમારી શોધ આવિ, હવે તો પ્રભુ લે બચાવી.

॥૩૬॥ તેવું વાંચ્યું ધરમરાય; તેથી ચીતમાં ચીંતા થાય; બેઠો છે કઇઓ પ્રધાન,તેનું લાગ્યું દ્રૂપતીમાં ધ્યાન ॥૩૭॥ એતો ખુંખારી હોઠ બચકારે;સામું જોઇ આંખો મચકારે, એવે બોલીઓ વઇરાટ રાય, ફ્રીંકરૂશીને લાગી પાય ॥ ૩૮ ॥ આતો મલ્લને પુતળું દેવું, માટે રજા તમારી લેઉં; બોલ્યા ધરમરાય શુભ મતી, એને પુતળું દેવું નથી ॥૩૯॥ ત્યારે વઇરાટ કહે મહારાજા, છત્રપતીની ટુટે ન માઝા; હું તો એના તાબાનો પ્રાણી, મહારૂં ઘર કરે ધુળધાણી ॥૪૦॥ બોલ્યા ધરમ ભવીશ તારૂં, પાળવું પડશે વેણ માહારૂં; તવ બોલીયો વઇરાટ રાય,થાઓ જેમલ મલ્લ વીદાય ॥૪૧॥ અમે પુતળુ દેવાના નથી, ત્યારે મલ્લ ક્રોધે થયો અતી; બોલ્યો વીપ્રીત થઇ તુજ બુધ; કર વઇરાટ મુજ સંગ યુધ ॥૪૨॥ ત્યારે દ્રૂજ્યો વઇરાટ રાય, કહો મહારાજા હવે કેમ થાય; બોલ્યા ધરમ તે તો તું જાણે, તવ રાજા ઉદાશી આણે ॥૪૦॥ નથી કઇયાનું વાતમાં ધ્યાન, થયો દ્રૂપતીમાં ગુલતાનું; કરયો દ્રૂપતીએ વીચાર, રડયા દુષ્ટને ખવરાવુ માર ॥૪૩॥ એમ જાણી કઇયા સામું જોયું, કઇયે જાણ્યું હવે મન મ્હોયું; એ તો હરખી ગયો મન સાથ, હસ્તે મોઢે મુછે ધરયો હાથ ॥૪૪॥ તવ કરી દ્રૂપદીએ સાન, મલ્લ જેવા તમે મસ્તાન, ઉઠો મેઘની પેરે ગાજો, મન મુકીને એને બાઝો ॥૪૫॥ તવ કઇયાએ જાણ્યું એમ, થયો સયંદ્રીને પ્રેમ; મલ્લને બાઝુ તો ખુશી થાય, બરોબર મને વશ બની જાય. ॥૫૬॥

રાગ ઝડપનો દોહરો.

એવું સમજી કઇયાજીએ,વીપરીત કીધી બુધ;ગુલામ મલ્લ તું રાજા સાથે,શું માગે છે યુધ. ॥૧॥ તું તારા મનમાં શું સમજે, થાશે કાળો કેર; હમણાં હું ઉભો થઇને, મારી નાંખું ઠેર ॥૨॥ મલ્લ કહે કે તું, આવ ત્યારે, વઢીએ સભામાંય, તવ કઇયોજી ઉભો થયો, થનાર હોય તે થાય ॥૩॥ મનમાં મલ્લનો ભય છે ભારે; હઇયું બહુ ચોળાય; ઉંચુ નિચું દ્રૂપદી સામું, પોતે જોતો જાય. ॥૪॥ પછી સતીયે સાન કીધિ, છો સુરા સરદાર; મીથ્યા ચાળા કેમ માંડયા, શાને કરો છો વાર ॥ ૫ ॥ એટલે પાછું તાન ભરાયું, ઉભો થઇને ગાજ્યો; બાંયો ચઢાવી દ્રૂપદી સામું, જોઇ મલ્લને બાહાજ્યો. ॥ ૬ ॥ તેવોજ મલ્લે મહા બળ કરી, બોચીમાંથી ઝાલ્યો; માથા ઉપર ફેરવીને, તરત બગલમાં ઘાલ્યો. ॥ ૭ ॥ બળ કરીને મલ્લે દબાવ્યો, ભાંગી ગયું શરીર, ઓ બાપ કહીને ચાસ નાંખી, મોઢે વહ્યું રૂધીર ॥૮॥ એટલે વઇરાટે બુમ પાડી, વચન તમારૂં થાપું; મારા પ્રધાનને મુકી દો, પુતળું તમને આપું

॥ ૯ ॥ એટલે મલ્લે નાખ્યો સભામાં, પુરણ પડીયું દુઃખ દ્રૂપતીએ સાન કરીને, મરડ્યું પોતાનું મુખ. ॥ ૧૦ ॥ કઇચાએ તવ પડયા પડયા દ્રૂપતિને કરી સાન; અરેરે હું ચોટ ચુકયો, માટે થયો હેરાન ॥ ૧૧ ॥ દ્રૂપદી જતી રહિ ભોવનમાં, દુસ્ટને શીક્ષા કરાવી; તોપણ દુરમતી કઇયાને સાન કાંઇ ન આવી ॥ ૧૨ ॥ વલણ ॥ સાન વળી નહી મુઢને, પર પ્રેમદાશું પ્રીત, કહે વલ્લભ દુખદીલ નહિ, ચોટયું વીશયમાં ચીત.

## કડવું ૫ રાગ સાખીનો.

વઇશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય: વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહિમાય ॥૧॥ દ્રૂપદીનું ધ્યાન ધરતો પડ્યો છે,કઇચો સભાની માંય; વઇરાટે કહ્યું સેવકોને, કયાં સુખી રાખશો હાંય.॥૨॥ ઉચ્ચકી કઇચાને લઇ જાઓ; કઇચાજીને ઘેર; તવ ડોળી કરી ઉચકી ગયા, સેવક માહા બળ ભેર ॥૩॥ ઘેર જઇ ખાટલે સુવાડયા, સભામાં વઇરાટ રાય; મલ્લને કહ્યું સોનાની સવડ, નથી અમ ઘરમાંએ, ॥ ૪ ॥ માટે મોદીખાનેથી સીધું, લઇને તમે જાઓ, એટલામાં સોનું કરીએ ભેગું, તમો જઇ રાંધી ખાઓ. ॥ ૫ ॥ એટલે મલ્લે સીધું લીધું, ગયો ગામની બહાર; પોને રસોઇ કરવા લાગ્યો, વઇરાટ કરે વીચાર ॥ ૬ ॥ એ કીંકરૂશી થાઓ ખુશી, પુતળું આપવા દોને; કયાં વડા સાથે વહેર કરાવો, કનક દેવા હા કોહોને ॥ ૭ ॥ ધરમ કહે સાંભળ રાજા પુત્તળું દેવાનું નથી; પોને જાણ્યું ક્ષત્રી પણું, લાગે લાન્છન અતી. ॥ ૮ ॥ એમ જાણિને ના કહે છે, પોતે ધરમરાય: વઇરાટ કહે મલ યુદ્ધ માગે, તેનો શો ઉપાય. ॥ ૯ ॥ એકને મલ્લે ખાટલે નાંખ્યો, માહરૂં તો નહીં જોર; યુદ્ધ માગે તવ થાય કોણ સામો, આંટી એ છે અઘોર. ॥ ૧૦ ॥ ધરમ કહે ધર તું શાંતી, બતાવું એક ઉપાય: નીત્યાન વાહાલવો-બેઠો બેઠો, બારે કળશી અન ખાય. ॥૧૧॥ બોલાવ્ય એને ડરે છે શેને, મલ સાથે યુદ્ધ કરશે; વઇરાટ કહે એનું શુ ગજું, મલ્લનો માર ખાઇ મરશે. ॥ ૧૨ ॥ ધર્મ કહે જોજે ઝપાટો, તવ વદયો વચન: શેવકને કહ્યું જઇ તેડી આવો, કહીયે તેડે રાજન. ॥ ૧૩ ॥ તવ તેડવા ચાર સેવક આવ્યા,ભીમને રસોડે જાય; કહ્યું કે ચાલો વાલ્લવાજી; તેડાવે વઇરાટરાય. ॥ ૧૪ ॥ એવું ભીમે સાંભળ્યું ને, ક્રોધજ વ્યાપ્યો અતી, તમે મુઆ ને રાજાયે મુઓ, અમે આવતા નથી ॥ ૧૫ ॥ એમ કહી કડછો ઉપાડયો,

તવ નાઠા છડીદાર; રાજ સભામાં આવીને ઉભા, કહ્યા સમાચાર ॥૧૬॥ વાલવો કહે છે તમે મુઆને, મુઓ તમારો રાય; જાઓ અમે નથી આવતા કહી, અમને મારવા ધાય ॥૧૭॥ વઇરાટ કહે જુઓ મહારાજા, હવે કરીશું કેમ,પુરૂ પડે નહી વાલવાનું, હવે કરૂં કહો તેમ ॥૧૮॥ ધરમ કહે જાઓ ફરીથી; જઇ કહેજો થઇ ખુશી; કહીયે કે ઓ વાલવાજી તેડાવે છે કીંક રૂશી ॥ ૧૯ ॥ એટલે પાછા છડીદાર ચાલ્યા, ભીમને રસોડે આવે; ઓ વાલવાજી ચાલો સભામાં, કીંક રૂશી બોલાવે ॥ ૨૦ ॥ ભીમ કહે ઉભા રહો આવું છું, કહીને તત્પર થયો; વસ્ત્ર પહેરીને કડછો લીધો, રાજ સભામાં ગયો ॥૨૧॥ ધરમને નમસ્કાર કીધો, વઇરાટને કહ્યું એમ; મારો માલીક તું નથી, મને તેડવા મોકલ્યો કેમ ॥ ૨૨ ॥ વઇરાટ રાજા કાંઇ ન બોલ્યો, બોલ્યા ધરમ ભ્રાત; ઓ વાલવા વઇરાટ કહે તે સાંભળી લે બધિ વાત ॥ ૨૩ ॥ ભીમ કહે રાય શું કહેવું છે, તવ બોલ્યો વઇરાટ; મારૂ બોલવું તમને ન ગમે, નહીં કહુ તે માટ ॥૨૪॥ ભીમ કહે કીંકના કહેવાથી, ધ્યાનમાં લઇશ વાત, વઇરાટ કહે સાંભળો ત્યારે, એક થયો ઉતપાત ॥ ૨૫ ॥ દુરયોધનનો મલ્લ આવ્યો છે, પાન્ડવની શોધ લેવા; પાન્ડવ આપણે ઘેર કયાં છે, તો શોધિ આપીએ કેવા ॥ ૨૬ ॥ મલ્લને કહ્યું પાન્ડવ નથી, તવ ક્રોધે ભરાયો છેક ; સવા મણ સોનાનું પુતળું, એણે માગ્યું એક ॥ ૨૭ ॥ તે પુતળું એને આપીને, કરતો હતો વીદાય; ત્યારે આપણા કીંક રૂશીએ, આપવાની કહી નાય ॥ ૨૮ ॥ તેથી મલ્લે યુદ્ધ માગ્યું, હું તો લડતાં લાજ્યો; પણ આપણો પ્રધાન કઇયો, મલ સંગાથે બાજ્યો ॥ ૨૮ ॥ તેને મલ્લે ઝાલી હમાવ્યો, પ્રાણજ ઉંચો ચડીયો; નાકને મોહોડે રૂધીર વહ્યુ, મંચકમાં એ પડીયો ॥ ૨૯ ॥ પછી મલને સીધું આપી, મોકલ્યો રાંધી ખાવા; કહો પુતળું દેવું કે ન દેવું, રૂશી તો મુમતી આવા ॥ ૩૦ ॥ ભીમ કહે કે સાંભળ રાજા, ઉત્તર દઉ રાજ વટે, રૂશીનું વચન ઓળંગીને, પુતળું દેવું ન ઘટે ॥ ૩૧ ॥ રાય કહે પુતળુ ન દેઉં તો, માગે યુધ્ધ અઘોર; એ મલ્લ સામુ યુધ્ધ કરવાનું; નથી મુજમાં જોર ॥ ૩૨ ॥ ભીમ કહે તે તો તારી મરજી, એ દુઃખ હું શું વામુ; એટલે વઇરાટ રાજાએ જોયું; કીંક રૂશીના સામું ॥ ૩૩ ॥ કીકે કહ્યું વઇરાટ રાજાને, પેટ ફોડી કર વાત; એટલે વાલવા પ્રત્યે બોલ્યો, વઇરાટ જોડી હાથ ॥ ૩૪ ॥ ઓ વાલવાજી મલના સામા, તમને યુધ્ધે ધરીયે; ભીમ કહે યુધ્ધ મલ્લના સામું. શા ખાધાપર કરીયે ॥ ૩૫ ॥ હરી ફરીને બાર કળશી, અન મળે છે ખાવા; અડધો તો ભુખ્યો રહું છું,

જો લાગ્યો સુકાવા. ॥ ૩૬॥ તે કરતાં આજ મ્હોનું માગ્યું, ખાવા દેતો ખાઇ; તે પછી જો ઝપાટો મારો, મલ્લના સામા થઇએ. ॥૩૭॥ વઇરાટ કહે કબુલ મારે, મુજને વ્હાલા લાગો, જેટલું ને જેવી હોય ઇચ્છા, તેટલું તેવું માગો. ॥૩૮॥ ભીમ કહે કે સોમણ આટો, સોમણ સાકર આપો; સોમણ ઘી વીસમણ મશાલો,એટલું બોલ્યું થાપો.॥૩૯॥પછી જુઓ સાચો સપાટો, ઝપાટો જબરો લેઉ; મલ પાસેથી પુતળાં છોડાવી, તમોને આપી દેઉં ॥ ૪૦ ॥ વઇરાટે તવ આજ્ઞા કીધી, સેવકને કયું જાઓ; વાલવાજીએ કહયું તે પ્રમાણે; જઇ સીધાં; નાંખી આવો ॥૪૧॥ એટલે ભીમ ગયો રસોડે, શેવકે શીધાં લીધાં; ઘી સાકરને લોટ મસાલો; ભીમને સોંપી દીધાં ॥ ૪૨ ॥ ભીમસેને તવ લાડુ બનાવ્યો, તૈયાર કરી કરયું સ્નાન; પછી પોતે જમવા બેઠો, ધરયું શંભુનું ધ્યાન. ॥ ૪૩ ॥ પલાંઠી વાળી લાડુ નીહાળી શીવ શીવ મુખે ભાંખે, એક એક ભુજમાં વીસ વીસ લાડુ; લેઇને મુખમાં નાંખે. ॥૪૪॥ એ રીતે કરેલા લાડુ, જમી ગયો તે વાર; પછી ખાધાં પાન સોપારી, મનમાં કર્યો વીચાર. ॥૪૫॥ મલ્લ દુરયોધનના ઘરનો તે, બોળ ખવાનો મને; માટે મારો વેશ બદલી જાઉ એની કને. ॥૪૬॥એવું વિચારી મેલો ઘેલો, પોશાક ધારણ કીધો, મોઢા પર મ્રતિકા ચોળી, કડછો ખાંધે લીધો. ॥૪૭॥ પછી ગયો રાજ્યસભામાં, બોલ્યો મુખ વચન; જોવા ચાલો કીંકરૂશી ચાલો વઇરાટ રાજન. ॥૪૮॥ એટલે વઇરાટ ધરમરાજા, અશ્વે બેશી પળીયા; વારતા જાણી ગામ લોકે. જોવા સહુ નીકળીયા. ॥ ૪૯ ॥ નીશાળીયા લેઇ વ્યંઢળ મેહેતા, જુધ જોવાને જાય;ગોવાળીયા લઇ શેદેવ જોશી, તે પણ તતપર થાય. ॥ ૫૦ ॥ નીકુળ ઘોડે બેશીને ચાલ્યો, જોવા નગ્રની બાહાર, મારગ જાતાં ભીમ બોલ્યો,કુતી તણો કુમાર.॥ ૫૧ ॥વઇરાટને કહયું મલને કહેજો, કહીએ કે હું આવ્યો, સોનાનું પુતળું મળ્યું નહી તે, આ પુતળું હું લાવ્યો. ॥૫૨॥ વઇરાટ કહે વારૂ વાલવાજી, એમ કહી જોડે જાય; એવે મલ જમીને પરવારયો, લોક જોઇ વીસ્મે થાય ॥૫૩॥ એવે આવ્યો વઇરાટ રાજા, મલ્લ વદયો વચન; પુતળું સવામણ સોનાનું કયાં છે રે રાજન. ॥૫૪॥ વઇરાટ કહે મલ મોટાના, વચને બાંધ્યો આવ્યો, સોનાનું પુતળુ મળ્યું નહીં તે, આ પુતરૂ હું લાવ્યો. ॥ ૫૫ ॥ તવ ભીમશેન સામો જઇ ઉભો, મલ્લ બોલ્યો બની બોહોત; ઓ રંધવાળા તું કયાં આવ્યો, માથે ભમ્યું છે મ્હોત. ॥ ૫૬ ॥ ભીમ કહે કે પુતળાં તારાં રહેવાની આશા ફોક; મનમાં નીશ્ચે જાણજે તું પોહોંચી ચુ

કર્યો જમ લોક. ॥૫૭॥ તવ મલ્લ કહે તૈયાર થા તું, મનસુબો વઢવાકીધો; મલ્લે પુતળાં ભીમે કડછો આઘો મુકી દિધો, ॥૫૮॥ પછી બેઉ થયા સામ સામી, જબરૂંજોર જુલાવું; મલ કહે રંધવાળા, રાંધણુ તારૂં ભુલાવું.॥૫૯॥ ભીમ કહે કે થઇજા સાબો,તે પછી સરવ જણાસે;કોટ વળી લોક જોવા ઉભા, કોણ બળવંતો ગણાશે. ॥૬૦॥ વળણ॥ એમ સહુ લોક વીચારતા, સાંભળે વઇરાટ રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, યુદ્ધ તણો મહીમાય. ॥

## કડવું ૬ રાગ ઝુલતી ચોપાઈ.

બોલ્યા વૈશમ પાયે વચન, સુણ પરીક્ષત કેરા તન; બંન્ને યુદ્ધના કર્યાં મનસુબા, લાંબા પોહોળા સામ સામી ઉભા. ॥ ૧ ॥ કરવું ધારયું છે યુદ્ધ આરંભ; પછી બેઉ જણ હોકે ખંભ; રાતા થાતા બેઉ ગાજ્યા, દોટ મુકી લથાબથી બાજ્યા. ॥૨॥ ભીમે જાણ્યું હું સંદેહ ખોઉં એક વાર એનું બળ જોઉં; એવી રમત મનમાં ધારે, ભીમ ગડદા પોલા પોલા મારે. ॥૩॥ બેઉને પરશેવા ઉતરે દીલે, ભીમ ગડદા વજ્જર પાસે ઝીલે; મલ્લ મારે તેમાં નહી ભુલ, પણ ભીમને મન અડયું ફુલ. ॥ ૪ ॥ ભીમે ઓળખાણ રાખી છે પાકી, જાણ્યું સો ભાઇમાંનો આ બાકી; જાણી જોઇને રમત કરતો, મલનો પાડયો નીચો નથી પડતો. ॥ ૫ ॥ લોક જોઇ જોઇ વીચાર કરે, વાલવો માર ખાઇ ખાઇ મરે, એતો બીચારો રાંધિ જાણે, કયાંથી આવે એ મલના પ્રમાણે. ॥૬॥ ભીમને રમતા ઘડી બે થાય, ત્યારે સમજી ગયા ધર્મ રાય; આતો રમતમાં ચઢીઓ છે ભીમ, પણ રમતાં કોઇને પડે વેમ. ॥૭॥ એમ જાણી ભીમને કરી સાન, ભુંડા કયાં ગયું તારૂં ભાન; રમતાં જાણી જસે કો જન, બાર વરસ જવું પડે વન. ॥ ૮ ॥

રાગ ઝડપનો દોહરો.

તવ વ્રકોદર ચેતી ગયો; બહુ ક્રોધાતુર થાય, ઉછળી ગડદો માર્યો જાણે, બ્રહ્માંડ ભાગી જાય. ॥ ૧ ॥ મલના ચક્ષુ તરી ગયાંને, વીચાર કીધો એવો; આતો ગડદો ઓળખ્યો મેં, ભીમસેનના જેવો. ॥ ૨ ॥ એરે વાંકા વળી ઝાલ્યો, ભીમે મલનો ચરણ; ઉચકી માંથે ફેરવીને, તરત નાંખ્યો ધરણ. ॥ ૩ ॥ મલ બન્યો બે બાકળો ને, પડયો ચોતાપાટ હેઠો, ભીમસેન રાતાં લોચન કરિ, રૂદીઆ ઉપર બેઠો. ॥ ૪ ॥ બે પગ ઝાલી નાંખ્યો

નીચે, દવેશ ઘણેરો ધારે; મલના મ્હોમાં ધુળ ભરીને, ગાલમાં ગડદા મારે ॥ ૫ ॥ જેમલ મલ તરફડવા લાગ્યો, ઉંચા ચડીયા ચક્ષ; એવામાં કુન્તી કુંવરે, ગળે દીધો નખ ॥ ૬ ॥ મલે મનમાં એમ વિચારયું; હવે હુ તો મરૂં, પણ આ પન્ડે ભીમ છે તે, સઉને જાહેર કરૂં. ॥ ૭ ॥ એવું સમજી મરતાં મરતાં, ભીમ કહેવા જાય; ગળે આવ્યો અચરકો તે; ભેં શબ્દ એક થાય ॥ ૮ ॥ વલણ ॥ ભેં શબ્દ એકજ થયો, વદી ન શકયો વાણ; કહે વલ્લભ એ મલ તણા, નીકળી ચાલ્યા પ્રાણ.

## કડવું ૭ રાગ સવૈયાનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય. ॥ ૧ ॥ પાપીનો પ્રાણ નીકળી ગયો. ભીમે પુતળાં લીધાં, નેવું મણ સુવરણના બોહોતેર, વઇરાટને દેઇ દીધાં ॥ ૨ ॥ વઇરાટ રાજા વીસ્મય પામ્યો, વાલવાજી તમને ધન; કાષ્ટ તમારે ન લાવવાં ને, સોળ કળશી ખાવું અન્ન ॥ ૩ ॥ ભીમ કહે કે જેટલું જેટલું, ખત્તરાવશો રાય અમને; તે ફાયદો મુજને કાંઇ નથી, થવાનો ફાયદો તમને ॥ ૪ ॥ પછી સરવે લોકને કહ્યું, ગામમાં નાશી જાઓ, નહી તો મલના ભેગા બાળું, જેવું હોય તો આવો, ॥ ૫ ॥ તવભય ભરયા લોકો નાઠા, એનાથી સઉ રહે બીહિતા;કાષ્ટ લાવીને વૃકોદરે, મલ કાજ કીધી ચીતા ॥ ૬ ॥ અગની મુકીને સળગાવી, મલ્લ તણી લાશ લીધી; અગનીના સામા ઉભા રહીને, પોતે સ્તુતિ કીધી. ॥ ૭ ॥ અગની કાકા અગની કાકા, અમને આશીશ દેજે; સોમાનો એક બાકી હતો તે, આપું છું માની લેજે ॥ ૮ ॥ ત્રણ માના ત્રણુસેં માન્યાતા, લાખાભોવનથી નિકળતા; કાકીના એકસો જાણતો હતો; બીજા ન્હોતા કાંઇ મળતા. ॥ ૯ ॥ પણ તમ કરમે કબીરા મળીયા, એક રહયો તો અધુરો; તે પણ હાથમાં આજ આવ્યો, સોમો કીધો પુરો. ॥ ૧૦ ॥ અગની કાકા છો ભાગ્યશાળી નશીબના બહુ બળીયા; વળી તમારે નશીબે અહીં, એક માના સો મળીયા. ॥ ૧૧ ॥ છે કઇયા લોકો એક માના, વાંકમાં આવે લગાર; એટલે એ તને પુરા કરૂં, કાંઇ કરૂં નહી વાર. ॥ ૧૨ ॥ એમ કહીને જેમલ્લ મલને, ચીતામાં હોમી દીધો, જેમલ કબીરો બાકી રહેલો, અગનીએ ચુશી લીધો. ॥ ૧૩ ॥ ભીમે સરોવરમાં સ્નાન કીધું, પછી ગામમાં ગયો;

મહીમા વધ્યો વાસવાજીનો, જસ ઘણેરો થયો. ॥ ૧૪ ॥ સોળ કળસી નીત્ય મળે ખાવા, કાષ્ટ ન લાવવાં એને; કૈયો પડયો ખાટલે તે, મહીને મટયું તેને. ॥ ૧૫ ॥ એક મહીને માંથે પાણી ઘાલ્યું, થઇ જરા સુખ-પેર, સુદ્રષ્ણા ભગની એની તે, ગઇ કઇઆને ઘેર, ॥ ૧૬ ॥ જઇને કહયું કઇઆજીને, આવ્યો નવે અવતાર; માટે પહેલો બેહેનના હાથે, જમત્રો ઘટે કંસાર. ॥ ૧૭ ॥ તેથી મારે ઘેર આવજો જમવા, ઓરે મ્હારા વિર; કઇકાજી કહે વારૂ ભગની, આવીશ ધરી ધિર. ॥ ૧૮ ॥ તવ સુદ્રષ્ણા ઘેર ગઇને, કરવા માંડી રસોઇ; કઇયાજીને સમરણ ચાલ્યું, દ્રૂપદીને ગયો મોહી. ॥૧૯॥ જાણ્યું કે નવે અવતાર આવ્યો, દારૂણ પડીયું દુખ; એક મહીનાથી શયંદ્રીનું, મેં નથી જોયું મુખ. ॥ ૨૦ ॥ ધિરે ધીરે ત્યાં જઇને બેસું, ભગનીને ઘેર ડરશું; સયંદ્રી પાસે બેસાડી, ગમ્મતની વાત કરશું ॥ ૨૧ ॥ એવું જાણી મોહ આણી, તરત ઉભો થયો; સયંદ્રીનું સમરણ કરતો, વઇરાટને ઘેર ગયો. ॥ ૨૨ ॥ સુદ્રષ્ણા કહે કેમ વિરા, તરત તું આવ્યો સાર; હવે રસોઇ કરવા માંડું છું, માટે થવાની વાર. ॥૨૩॥ કઇયોજી કહે ભગની મ્હારી, ઘરમાં ગમતું નથી; માટે વેહેલો આવિયો હું, અકળામણ છે અતી. ॥ ૨૪ ॥ સુદ્રષ્ણા કહે ભલે આવ્યો, ટળશે તનના તાપો; કયાં ગયાં સયંદ્રી સતિ, ભાઇને આસન આપો. ॥૨૫॥ દ્રૂપદિએ તક્રીયો આપ્યો, પાથરીયું આસન; તે પર કઇયાજી બેસીને, વધ્યા પ્રેમ વચન ॥૨૬॥ ઓરે સયંદ્રી તમારા ઉપર, અમને પુરણ પ્રેમ; હું તો મરતાં ઉગર્યો તમે, ખબર પુછો ન કેમ. ॥ ૨૭ ॥ દ્રૂપદિ કહે નજરે દેખું છું, તે છતાં પુછું કેમ; નથી આંખે આંધળી હું, દેખું છું કુશળ ખેમ. ॥ ૨૮ ॥ કઇયોજી કહે કાંઇ નથી ગમતું, અખંડ દીવસ રાત; માટે બેસો મારા પાસે, કરીયે સુખ દુઃખ વાત. ॥ ૨૯ ॥ દ્રૂપદિ કહે કામ ઘણું છે, નથી મારે નવરાઇ; સુદ્રષ્ણા સાથે વારતા કરો, ઓરે કઇયા ભાઇ. ॥ ૩૦ ॥ એમ કહીને ઉઠી ચાલી, કઇયોજી વધ્યો વચન; રાંધશો નહીં સુદ્રષ્ણા ભગની, કરવું નહી ભોજન. ॥ ૩૧ ॥ સુદ્રષ્ણા કહે શું પડયું વાંકું, શું દાઝયું અંતઃકરણ; કઇયો કહે હું શીદને જીવ્યો, મુને ન આવ્યું મરણ. ॥ ૩૨॥ સુદ્રષ્ણા કહે આમ કેમ બોલે, ઓરે મ્હારા વિર; શા શારૂ મુખ ઉતારી નાંખ્યું, કેમ શોસાવે શરીર. ॥ ૩૩ ॥ કઇયો કહે જાવાદે મુને, હું નહીં તારો ભ્રાત; ઘેર જઇ ફાંશો ઘાલીને, કરવાનો આપઘાત. ॥ ૩૪ ॥ સુદ્રષ્ણા તવ રડવા લાગી, શા દુઃખથી તું મરે, જે હોય તે કહે મુજને તું, આપઘાત શાને કરે. ॥ ૩૫ ॥ જો ભાઇ તારે ત્રણ છે નારી, જો ભાઇ

તારૂં આ રાજ; નીમીત માત્ર બનેવી તારો, તું કરે છે રાજ કાજ ॥ ૩૬ ॥ જો ભાઇ તારે શી ખામી છે, જે દુઃખ હોય તે કહેને, તે કરતાં કાંઇ જોઇતું હોય તો, મુજ કનેથી માગી લેને. ॥૩૭॥ વળણ. ॥ કઇચોજી કહે બેનડી, ઉપડે નહીં જીભ્યાય, પણ તે કહુ નહી તુજને, તો મુજ કાજ ન થાય.

## કડવું ૮ રાગ સુણો કંથાજીરે.

કઇચોજી વાણી બોલ્યો, સુણ બેહેનીરે; મુને ઘણો લાગ્યો મોહ, મન વશ રેહેનારે; તુજને કહીશ વારતા, સુણ૦તવ તુજને લાગશે દ્રોહ, એ મન વશ રેહેનીરે, ॥ ૧ ॥ ખાવા પીવા સહુ માહરે, સુણ૦ બધું રાજ પાટને રિધ શીધ. એ૦ ત્રણ ત્રણ તારૂણી ધામમાં. સુણ૦ જોઇએ તે નવે નિધ. એ. ॥૨॥ પણ એક ચીજ તુજ ધામમાં. સુણ તેતો જોઇએ મારે ઘેર, એ૦ તેમાં મારો જીવ ભમ્યા કરે, સુણ૦ તે લેવાની બહુ કરી પેર; એ. ॥૩॥ ત્રીલોકમાં તે ચીજ નથી, સુણ, તેને હુતો રહ્યો છું ઉપાશી, એ૦માગી માગી માગુ એટલું, સુણ૦ મુને દોને સયંદ્રી દાશી.એ૦ ॥ ૪ ॥ તવ રાણી થઇ બાહાવરી, સુણી વીરારે; તુતો આ શું વદયો વચન, એ કુળના હીરારે; કાનના કીડા ખરી પડયા, સુણ૦ આજ વાંકો થયો તુજ દન. એ૦ ॥ ૫ ॥ આતો સયંદ્રી શુભ સતિ, સુણ૦ એના ધોઇને પીજીયે ચરણ, એ૦ અવળું બોલે આભ ઉંધું વળે. સુણ૦ બધિ જાય રસાતાળ ધરણ. એ૦ ॥ ૬ ॥ શ્રાપ દેઇ બાળી ભસ્મ કરે. સુણ૦ તારી કુબુદ્ધી કેમ હોય. એ૦ ઘણા ઘણા નર જગતમાં, સુણ૦ પણ તુજ તુલ્ય દિઠો ન કોય. એ૦ ॥ ૭ ॥ વળણ. ॥ તુજ સરખો જાણ્યો નથી, આજ લગી મેં કોય; કહે વલ્લભ ભાઇ બેહેનને, વાદ વિવાદજ હોય.

## કડવું ૯ રાગ દોહરો.

વઇશમ પાયે એણિ પેર બોલ્યા સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય. ॥૧॥ કઇચોજી કહે ઓરે ભગની, તુજ મનને થયો દ્રોહ, મારાથી તો મોટા મોટાને, લાગ્યો છે બહુ મોહ. ॥ ૨ ॥ માહાદેવજી મોહ્યા ભીલડીને, ગુરૂ પત્નિને ચંદ્ર, કૃષ્ણજી મોહ્યા ગોપીકાને, અહલ્યાને મોહયો ઈંદ્ર, ॥૩॥ પારાસર મોહ્યો છે. મછગંધાને, રાવણ સીતા સતીને; દુરયોધન પણ મોહ પામ્યો છે. પંચાળી દ્રૂપ-

હિને ॥૪॥ શું તેં મારી દીઠી નવાઇ, અનાદી ચાલે એમ; એવા અનેક દાખલા છે મુને દબાવે કેમ ॥૫॥ સુદ્રષ્ણા કહે વીરા મહારા, કહ્યા ખરા સમાચાર; પણ મોહ પામ્યા તેના બતાવું, જે નીકળેલા સાર ॥૬॥ શીવ વિષ્ણુને પારાસરના દાખલા દીધા જેહ; એમનો વાદ ન થાય કદાપી, મોટા પુરૂશ એહ ॥૭॥ પારાસર મોહ્યા મછગંધાને, તેનો કરી લે કયાસ, વીષ્ણુને અવતરવું પડીયું, થયા વેદમવ્યાસ ॥૮॥ કૃષ્ણ વીષ્ણુ મોહયા ગોપીકા સાથનો ખેલ કીધો; પોતાની ટચલી આંગળી ઉપર, ગોવરધન ધરિ લીધો ॥૯॥ માહાદેવજી મોહ્યા ભીલડીને પણ પરાક્રમ કેવું કીધું; સમુદ્ર મથતાં વીશ નીકળીયું, તે પોતે પી લીધું ॥ ૧૦ ॥ એમના વાદ કયાં કરિયે વીર, આપણે મનુશ જાત; દેવના રદ્દિયા આપું તુને, સાંભળ મારા ભ્રાત. ॥૧૧॥ ઈંદ્ર મોહયો અહલ્યાની સાથે, લેવાને વધભોગ, ગઉતમ રૂશીનો શ્રાપ પામ્યો. થયો ભગંદર રોગ ॥ ૧૨ ॥ ચંદ્ર મોહ્યા ગુરૂ પત્નીને, તો તે પામ્યા શ્રાપ; ક્ષય રોગ એમને પ્રાપ્ત થયો, ક્ષીણતા પામે આપ. ॥ ૧૩ ॥ રાવણ મોહ્યો સીતા સતીને; રામે રોળ્યો રણ માંય; દુર્યોધન મોહયે દ્રૂપદીને, તેની ગતી શું થાય ॥૧૪॥ આગળ જાતાં જોશો નજરે, ઓરે મહારા વીર; સમજીને લલુતા મુકો, મનડું રાખો સ્થીર. ॥૧૫॥ એવાં વચન સાંભળીને. કઇચોજી વધો વાણ; મારૂ બોલ્યું તને અવળું લાગ્યું, ઘેર જઇ કાઢું પ્રાણ ॥ ૧૬ ॥ તેં સયંદ્રીને સતિ જાણિ; પણ હું જાણું બધી વાત, સુદ્રષ્ણા ગભરાઇ મનમાં મરશે મારો ભ્રાત ॥ ૧૭ ॥ સોની જોડમાં ખોડ પડશે, દારૂણ દશા કેવી; કઇચો કહે છે તે માટે, હશે સયંદ્રી એવી ॥૧૮ ॥ એમ ભોળી ભરમાઇને બોલી, તુજ સલાહમાં રહેવાય; પણ સયંદ્રીને મોઢે મુજથી, કાંઇ નવ કહેવાય ॥ ૧૯ ॥ કઇચોજી કહે કાંઇ નથી કહેવું, સાંજ પડે જે વારે; દુધ તણો આપખોરો ભરીને, આપજે એને તે વારે ॥૨૦॥ કહીએ કે મારા ભાઇને જઇને, આપજે હાથોહાથ; ભુમી મુકેલો કામ ન આવે, એ ભય બહુ મન સાથ ॥૨૧॥ એમ કહી આપખોરો આપી મોકલજે મુજ ભગની, તે વીના હું મરી જવાનો, શાન્ત પડે નહી અગ્ની ॥૨૨॥ સુદ્રષ્ણા કહે વારૂ વીરા, ઉતારી નાખજે રોશ; તું જાણે ને સયંદ્રી જાણે, મુને નહી કાંઇ દોશ ॥૨૩॥ કૈચોજી કહે નહી દોશ તુને, રાખજે મ્હારી એન; હવે હું ભાઇ તાહરોને, તું તો મારી બેન ॥ ૨૪ ॥ એમ સપુત ભઇ ખુશી થયા, ભાવે કરયું ભોજન; પછી પોતાને ઘેર ગયો, વીચાર કીધો મન ॥૨૫॥ દેવ શેવા નીચે ચોકમાં છે, સયંદ્રી સાંજે આવે; દુધનો આ-

પખોરો હાથમાં આપી, નાશી જવું એને ફાવે ॥ ૨૬ ॥ માટે સાતમે માળ બેસું, ઉપર આવશે નાર; છેક ઉંચેથી નાશી જતાં, ફાવશે નહી લગાર ॥ ૨૭ ॥ એવું જાણિ કઇચો કીચક, ત્યાંથી તતપર થયો, ઠાકોર શેવા માળા પોથી, લઇ સાતમે માળ ગયો ॥ ૨૮ ॥ ચોકમાં દ્રષ્ટી પડે તે રીતે, બારીએ બેઠો એવ;ગઉમુખી માળા હાથ ઝાલી;આગળ મુકયા દેવ, ॥ ૨૯ ॥ ચોકમાં ટગમગ જોઇ રહયો છે, મોહાતુર સરવથી; વારે વારે ઉંચું જુએ, કેમ સાંજ પડતી નથી ॥ ૩૦ ॥ એવે દિનમણી મેર બેઠો, કઇચોજી વીચાર કરતો; હવે સૈયંદ્રી આવતી હશે, દ્રૌપદીનું ધ્યાન ધરતો ॥ ૩૧ ॥ પાપની માળાના મણકા તે, અધરમીના હાથ ચડીયા, ઠાકોર એવા ભાગ્યશાળી તે, પાપીને પાલે પડીયા ॥૪૨॥ મોહીત કઇચો ફેરવે માળા, સયંદ્રી નામ ઓચરતો, પ્રભુ તણું તો સમરણ શાનું, પાપની ગાંસડી કરતો. ॥ ૩૩ ॥ એટલું ધ્યાન જો ધરે હરિનું, થાય સફળ અવતાર; પણ કામીને કાંઇ ન સુજે, કામમાં તદાકાર ॥ ૩૪ ॥ એવામાં તો સુદ્રષ્ણાએ, દુધ મંગાવ્યું સાર; ઉજ્વળ આપખોરો ભરીને, કીધો છે તઇયાર. ॥૩૫॥ પછી બોલાવી સયંદ્રી, મુજ બંધુ ઘર જાઓ; દેવ શેવામાં બેઠેલો હશે, આપખોરો આપી આવો ॥ ૩૬ ॥ ભુમી મુકેલું ખપ નહી આવે; આપજો હાથો હાથ; એવું સાંભળીને સયંદ્રી, બહુ શોસાઇ મન સાથ. ॥ ૩૭ ॥ સપુત રાણી સાંભળો વાણી, હું ડગલું નહિ ભરૂં; નિચી વસ્તુ કહો ઉપાડવાની, તો પણ તે કામ કરૂં ॥ ૩૮ ॥ પણ આ કામ મુને નવ દેશો, લાગું તમને પાય; સુદ્રષ્ણાને ક્રોધ વ્યાપ્યો, કેમ તું ત્યાં નહી જાય ॥ ૩૯ ॥ તેં મારા ભાઇને કેવો જાણ્યો, તું કોણ ના કહેનારી; કામ ન કરે મ્હારા ઘરની,તું તો પેટ ભરનારી ॥ ૪૦ ॥ નીકળ મારા ઘરમાંથી, હું રાખુ નહી મુજ ધામ; દ્રૌપદિ કહે ધાંટા ન કહાડો, લાવો કરૂછું કામ ॥ ૪૧ ॥ એમ કહી લીધો આપખોરો, આપવા માટે ચાલી; નીચું જોઇને પથે પળતાં; દાંતે છેડો ઘાલી ॥ ૪૨ ॥ થર થર કંપે નીકળે આંસુ, કરવી પડે નીચ વેઠ; અરેરે આ દાહાડો આવ્યો, નડે છે પાપી પેટ. ॥૪૩॥ કામ કરયા વણ જઉ કંથ કને, કહેશે કે આવો રાણી, ના કહ્યું તુને કેડે આવી, તું કાંઇએ ન સમાણી ॥ ૪૪ ॥ કઇચાને ઘેર નહી જાઉ તો, સુદ્રષ્ણા મુકે કહાડી; પછી કયાં જાઉં એકલી હું, નીકળ્યું ભાગ્ય અનાડી ॥૪૪॥ થવા કાળ હશે તે થાશે, એમ ધારયું ઉદરમાં, કઇચા ભાઇ કઇચા ભાઇ કહેતાં, પેઠી કઇચાના ઘરમાં ॥૪૬॥ હરખ ચમક થઇ કઇચાને, માન્યના શું મન મ્હાતું;સાતમે માળથી કયો ખુંખારો, સતીએ ઉ

ચું જોયું ॥ ૪૭ ॥ દ્રુપદી કહે પચ આપખોરો, લઇ જાઓ નીચે આવી; બારીમાં હાથ બહાર કાઢી, ગઉમુખી કૈયે બતાવી ॥ ૪૮ ॥ જો હું બેઠીછું આરાધનમાં; ઉઠયા તેવું નથી; માટે તમે ઉપર આવી, આપીને જાઓ સતી ॥ ૪૯ ॥ ભુમી મુકી કામ ન લાગે, તેથી ઉપર આવો; જરાયે ડરશો નહીં મનમાં, આપખોરે મુકી જાઓ. ॥ ૫૦ ॥ તત્ર દ્રુપદી દ્રુજતી ધ્રુજતી, ચાલી સાતમે માળ; દુષ્ટ કને મારી રાખજો તમે, લજ્યા શ્રી ગોપાળ. ॥ ૫૧ ॥ એમ કરિને સાતમા માળે, દાદરમાં ગઇ નાર; કહ્યું કે લ્યો લાંબે હાથે, કઇચો બોલ્યો તે વાર, ॥ ૫૨ ॥ આ બાજઠ પર લાવીને મુકો, તવ દ્રુપતી ચડી, માળા ગઉમુખી ફેંકી દેઇને, કઇચો ઉઠયો તે ઘડી ॥ ૫૩ ॥ એકાએક દાદર દઇ દીધો, વાશી દીધું તાળું, દ્રુપદી તત્ર ધ્રુજવા લાગી; કૈયે ધારયું કારૂં ॥૫૪॥ નીસાસો નાંખી હેઠી બેઠી,બોલામુખથી એમ; ઓ કઇઆ ભાઇ જાવું છે મારે, દાદર દીધો કેમ, ॥ ૫૫ ॥ કઇચો કે સુણો સયંદ્રી, મારા મનની વાત, બોલતા તમને નથી આવડતું ! કેમ કહો છો ભ્રાત ॥ ૫૬ ॥ ઓરે મારી પ્રાણ પ્યારી, દુખમાંથી લેઊં તાણી; ત્રણ નારિ મહારી દાશી તારી, તમને થાપું પટરાણી. ॥ ૫૭ ॥ દાસ પણું તમે શાને કરો છો, મુકી દો ધંધો નીચો, મન ગમતું તમે પેહેરો ઓઢો, હીંચોળા ખાટે હીંચો. ॥ ૫૮ ॥ દ્રુપતિ કહે વારા મારા, બોલો ન આળ પંપાળ; જાણજે મુજને ભગની જેવી, નહી તો જાશે રસાતાળ. ॥ ૫૯ ॥ રૂપ દેખીને શું મોહ પામે, મળ મુત્રનો દેહ, તો પણ તેમાંથી વીશ નીપજે, બહુ પસ્તાય જો તેહ. ॥૬૦ ॥ એટલે કઇએ એમ વીચારયું હોય હઠીલી નારઃ સમજાવે નથી સમજવાનિ, માટે મારૂ માર. ॥ ૬૧ ॥ એમ જાણિ કુદ્રષ્ટી કીધિ, માંડયા કામ જવર ચેન; દ્રુપતી કહે જા રડયા અળગો, હુ તો તારી બેહેન ॥ ૬૨ ॥ એટલે કઇચે કેશ ઝાલી, દેવામાંડયો માર; ગડદા પાટું ઢીંચણ કોણી, જેષ્ટિકાનો પ્રહાર. ॥ ૬૩ ॥ વળણ ॥ પ્રાહાર મારે પાપી અતી, મારે જુલમ માર; વદે વલ્લભ માને નહી,શુભ સતી જે નાર.

## કડવું ૧૦ રાગ કાફીની ચાલ.

હારે બોલ્યા વઇશમપાયે વચન, સુણ પરીક્ષત રાયના તન ॥ ૧ ॥ હાંરે સતી સાધવી બહુ ટળવળતી, પણ પાપીના મતને ન મળતી ॥ ૨ ॥ હાંરે એને વહે છે નેત્રમાં નીર, કરગરે મુકી દો વીર. ॥ ૩ ॥ હાંરે મુજ

રંક ઉપર શી રીશ; મુકો ચોટલો દુખે છે શીશ ॥૪॥ તોયે દુષ્ટ દયા નવ આણે, કરગ્રહીને સમીપ તાણે ॥ ૫ ॥ હાંરે ત્યારે સમરીયા શામ શરીર. વ્હારે આવોને વીઠલ વીર. ॥૬॥ હાંરે એને નયણે વહે છે નીર, શીદ પુર્યાં સભામાં ચીર. ॥૭॥ હાંરે શીદ જયદ્રથ કરથી છોડાવી, શીદ અસુરને લેતાં હોડાવિ ॥ ૮ ॥ હાંરે છેવટ જાયછે લજ્યા મોરારી, ઘણું દુખ પામે ભગની તમારી ॥ ૯ ॥ હાંરે એવિ સ્તુતી કરી સતી રાણી, તવ પ્રભુએ વારતા જાણી ॥ ૧૦ ॥

રાગ ઝડપનો દોહરો.

દુઃખ ભગનીનું ભગવાને જાણ્યું, આવ્યા વીશ્વના ભુપ; કઇયાજીને છાપરે આવિ, ધરીયું વાનર રૂપ ॥૧॥ રાતા તાતા બહુજ થાતા, ઘણાક ક્રોધે ભરીયા; છે ધાબાનિ બારિ ઉઘાડી, તેથી ત્યાં ઉતરીયા ॥ ૨ ॥ અગાશીમાં ઉતરીને, ગયા સાતમે માળ; ઝડપ દેઇને કઇયાજીને, ઝાલ્યોરે તતકાળ ॥ ૩ ॥ આંડો પાડી માર માર્યો, અદ્ધર ઉચકી લીધો; બાચ કાને બચકા ભરીને, બારીથી ફેંકી દીધો ॥ ૪ ॥ પાપી જઇને પડયો ચોકમાં, ન રહી સુદ્ધ કે સાન; પછી દાહદરનું તાળુ ભાગ્યું, પોતે શ્રી ભગવાન ॥ ૫ ॥ દ્રૂપતિનો પાલવ ઝાલી; પોતે આગળ થયા; સત્ય સતીનું રાખી ઉતારી, ચોકમાં લઇ ગયા ॥ ૬ ॥ કૈયા કને પોતે ઉભા, કેમ જાય પ્રભુ ચુકી; દ્રૂપદીને કઇયાજીના, ઘર બહાર કાઢી મુકી. ॥ ૭ ॥ મધ્ય રાત્રીએ બાહાર નીકળી, દ્રૂપતની સંતાન; બેભાની કૈયા કનેથી, હરી થયા અંતરધ્યાન ॥ ૮ ॥ પાપી પાસથી પ્રેમદા છુટી, હવે હું કયાં જાઉં, રાણીને ઘેર જવાની પણ, હું ત્યાં નહી સમાઉં. ॥ ૯ ॥ કઇયાને કળ વળશે સવારે, તવ આવશે અનાડી; એની બ્હેનને શીખવી મુને, મુકાવશે એ કાહાડી ॥ ૧૦ ॥ તેથી મોટો થાશે ફજેતો, જો વન નાશી જાઉં; કોને આશરે વાસ પુરૂં, રૂપથી દુઃખી થાઉં. ॥ ૧૧ ॥ મહારો એકે આરો નથી, તે કરતાં વેમ ખોવું; સલા લીધા વણ કાંઇ ન કરવું, પીયુને પુછી જોવું. ॥ ૧૨ ॥ એવું સમજી પ્રથમ પહેલી, રાજ્ય સભામાં જાય; જઇને ચરણ ચાંપવા લાગી, સુતા ધરમરાય. ॥ ૧૩ ॥ ચરણે હાથ અડયો તવ ઉઠયા, પોતે રાજા ધર્મ, કેમ કામની અહીં આવી, શો તુજ મનનો મરમ. ॥ ૧૪ ॥ વલણ ॥ કહે મરમ તુજ મન તણો, કેમ આવી તું નાર; વદે વલ્લભ તવ દ્રૂપતી, કહે સઉ સમાચાર.

## કડવું ૨૧ રાગ કંથાજીનો.

દ્રૂપદી વાણી બોલીયાં, સુણો કંથારે, જુઓ ઉતરયું મારૂં મુખ, ઓ પીઉ ગુણવંતારે; રડયો કઇચોજી મહારી કેડે પડયો સુ. એણે આજ દીધું અતી દુખ. ઓ. ॥૧॥ મોહોલમાં જમવા આવીયો, સુ. એણે માડયાં વ્યભીચારી ચેન. ઓ. પચ દેવા સાંજે મોકલી, સુ. એની સુદ્રષ્ણા જે બેહેન. ઓ. ॥૨॥ કઇચોજી સાતમે માળ હતો, સુ. મને ત્યાં ઘેરી ભરથાર. ઓ. મને સમજાવી સમજી નહી. સુ. ત્યારે માર્યો મોહોકમ માર. ઓ. ॥ ૩ ॥ હવે જેમ કહો તેમજ વરતું, સુ. કહોતો વન વીશે પરવરૂ, ઓ. કહોતો એની નારી થઇને રહું, સુ. કહોતો કુવો હવાડો કરૂ ઓ. ॥ ૪ ॥ તવ ધરમરાય બોલીઆ સુણ સુદરી; કેહે આવી મુમતથી કેમ, ઘેલી કોણે કરીરે; સહુનાં લાગ્યા સહુ ભોગવો, સુ. કરો તમોને ફાવે તેમ. ઘે. ॥ ૫ ॥ રાણી હવે રાખશે નહી, સુ. માટે ચાહ્ય તો વન સંચરો. ઘે. ચાહ્ય તો થાઓ એની પ્રેમદા, સુ. ચાહ્ય કુવો હવાડો કરો. ઘે. ॥ ૬ ॥ મુમતથી માથે કષ્ટ આવ્યું. સુ. હવે શીદ કરે ઠગાઇ. ઘે. અલી હાલ હું રૂશી તું દાશી. સુ. મારે તારે નહી સગાઇ. ઘે. ॥ ૭ ॥ ઉઠ સ્વભાવ આકળો. સુ. પેટ ભરીને ખાઇશ માર. ઘે. ॥૮॥ ધરૂપદી કહે શાન્ત પડો, સુ. નત્ર થાશો રામા પર રોશી, ઓ પીઉ ગુણવંતારે, હું જાણું છું ભીડ ભાગનાર નથી. સુ. છો જનમારાના ફોશી. ઓ. ॥ વલણ ॥ એમ કહી ગઇ નિશાળમાં,અરજુન જાગ્રત થાય;કહે વલ્લભ નરે પુછીયું,કેમઆવીપ્રેમદાય.

## કડવું ૧૨ રાગ ઉપરનો.

ધરૂપદી વાણી બોલીયાં, સુણો કંથારે, મારા દુખના બેલી ભરથાર ઓ પીયુ ગુણવંતારે;જુઓ કઇચોજી મારી કેડે પડયો, સુ. એણે મુમતથી મારયો માર. ઓ. ॥૧॥ હવે સવારે રહેવાનું મારે નથી,સુ. કહો વન જોઈ પુરૂ વાસ, ઓ. કહોતો એની નારી થઇ રહું, સુ. કહોતો દેહ કરૂં મારો નાશ ઓ. ॥૨॥ તવ વ્યંઢળ વાણી બોલીઓ, સુણ સુંદરીરે; કરી કેડે આવવા ઠગાઇ, ઘેલી કોણે કરીરે; હાલ હું વ્યંઢળને તુ દાશી.સુ.મારેતારે શી સગાઇ. ઘે. ॥૩॥ તારે ચીરને મારે ચુંદડી. સુ. ચુડી ચુડો બેને કેવો

ઘે, તારે ઘાઘરો માહારે ઘાઘરો સુ. અલી હું પણ તારા જેવો. ઘે. ॥ ૪ ॥ તારે ચોળી માહારે ચોળી. સુ૦ નથી ફેર રહેલો લગાર. ઘે. ચાહય તો વન જાઓ ચાહ્યતો મરો. સુ. ચાહ્યતો થાઓ કઇચાની નાર. ઘે. ॥૫॥ તવ દ્રૂપદી ઉઠી ઉભી થઇ, સુણો કંથારે; તમે નરમાં ગણાતા કેવા એ. વેશ ધરયો તે પ્રવેશ કરયો સુ. હવે બની ગયા મુજ જેવા.એ. ॥૬॥ ॥ વળણ.॥ એમ કહી અબળા સંચરી, ગઉશાળામાં જાય; જોશી જાણે વારતા, તેથી બેઠા થાય; ॥ દુહા ॥ સહદેવ કહે સુણ સુંદરી, જાણુંછું સહુ પેર; માર પડયો છે તુજને, કઇચાજીને ઘેર. ॥ ૧ ॥ પણ દુખ ભાગે ન મુજથી, અહીં રડવું નિષ્ફળ હોય; પણ હિમ્મત દેઉ તુજને, જા દુઃખ ભાગશે કોય. ॥ ૨ ॥ તવ નારી નમી નીકળી, નીકુળ પાસે જાય; લાગી ચરણ ચાંપવા, હયશાળાની માંય ॥ ૩ ॥ નીકુળ તવ જાગ્રત થયા, પુછવા વા લાગ્યા એમ; મધ રાત્રીએ માનની, કહે તું આવી કેમ. ॥૪॥

---

## કડવું ૧૩ રાગ ઉપરનો.

ધરૂપદી વાણી બોલીયાં. સુણો કંથારે; જુઓ કઇચાએ કીધો કેર, એ. પીઉ ગુણવંતારે; કુદ્રષ્ટીથી મુને મારી. સુ. પણ સવારે મુકશે કહાડી, એ. કહો તો વન જાઉ કે મરૂ. સુ. કહોતો બેસુ એનું ઘર માંડી. એ. ॥ ૨ ॥ નીકુળજી તવ બોલીયા, સુણ સુંદરીરે; એ તો પોતે પોતાનું ભવીશ, ઘેલી કોણે કરીરે; જેમ ફાવે તેમ તમે કરો. સુ. તેમાં નથી અમોને રીસ. ઘે. ॥૩॥ પક્ષ કર્યે પ્રસિધ થઇએ, સુ. હવે નથી વેઠવાનું વન. ઘે. તમારૂં લાગ્યું તમે ભોગવો, સુ. કાંઇ કહેશો નહી વચન. ઘે. ॥ ૪ ॥ ધરૂપદી તવ ઉભી થઇ, સુણો કંથારે; ઉઠી વરણાગીમાં વાટ, એ પીઉ ગુણવંતારે; દુઃખ વેળા કોઇ સગુ નહિ, સુ. કાંઇ કરશો નહી ઓંબાટ. એ૦ ॥ ૫ ॥ વળણ ॥ એમ કહી ત્યાંથી સંચરી, પીઉ પર ખાતી ચાડ; જાણ્યુ ભીમ ભરથાર વીના, કોઇ નહી ભાગે ભીડ. ॥ દુહો. ॥ એવું ધારીને ગઇ, ભીમના રસોડા માંય; શયન કરયું સુત વાયુને, તેના ચાંપ્યા પાય. ॥૧॥ તવ ભીમસેન જાગ્રત થયો, આ કઉતક શું ઓણ; અંધારે ઓળખી નહી, પુછ્યુ કે તું કોણ ॥૨॥ ધરૂપતી કહે નારી તમ તણી, નથી આવી કરવા એશ; ભીમ કહે આવી ભલે, આવ આવ પ્રેમદા બેશ. ॥૩॥ કહે વારૂ કેમ આવવું પડયુ, આ વેળા મધરાત; કરવા લાગી તે સમે, ધરૂપદી આંસુપાત. ॥૪॥

## કડવું ૧૭ રાગ ઉપરનો.

દ્રૂપદી વાણી બોલીયાં, સુણો કંથારે; મ્હારા દુઃખ તણો નહી પાર. એ પીઉ ગુણવંતારે, રડયો કઇચોજી મ્હારી કેડે પડયો. સુ. જુઓ આ વો માર્યો મને માર. એ કપટથી મુજને કબજે કરી. સુ. એણે સમજાવિ અપરમપાર. એ. પણ તમ દાશીયે માન્યું નહી. સુ. તેથી આવાં કર્યા દેદાર. એ. ॥ ૨ ॥

રાગ ઝડપનો દોહરો.

ભીમે જાણ્યું થયું ભલેરૂ, આવ્યો વાંક અપાર, જોઇતું તું ને વઇદે કીધું, ઉઠયો તેણીવાર. ॥ ૧ ॥ કડછો લીધો હાથમાંને, ધાર્યો કરવો કેર; હવે ન મુકું જીવતોને મારિ નાંખું ઠેર. ॥ ૨ ॥ અગની દેવનું ભાગ્ય મોટું, એમ કહીને ચાલ્યો; એટલે તો દ્રૂપતીએ, હાથ એનો ઝાલ્યો. ॥ વળણ ॥ દ્રૂપદી કહે કંથજી, ગમ ખાઓ સતી તન; સહસા કામ કરતા થકી, જાવું પડશે વન.

---

## કડવું ૧૫ રાગ સવૈયો.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણજનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીમે જાણ્યું વાત છે સાચી, સહસા ન કરવું કામ, કળથી થશે તે બળથી ન બને, ધારિ બેઠો તે ઠામ. ॥ ૨ ॥ એરે નારી વારતા તારિ, માંડીને કહે મુને, શી રીને તને ઘેર બોલાવિ, શું દુઃખ દીધું તુને. ॥ ૩ ॥ દ્રૂપદી કહે કંથ મ્હારા, પાપીએ કીધી પેર; રાણીએ મોકલી કઇચાને કહચે, પય આપવા એને ઘેર. ॥ ૮ ॥ પાપી પ્રપંચનો ભરેલો, ઘરમાં ઉંડાણે પેઠો; દેવ શેવા લઇ સત્ય દરશાવવા, સાતમે માળે બેઠો. ॥ ૫ ॥ મુને એણે ઉપર બોલાવિ, કપટનું કાજ કીધું; દુધ મુકતામાં દાદર દઇને, ઉપર તાળું દીધું. ॥ ૫ ॥ મુને બહુ સમજાવવા માંડી, સમજી નહી તમ નાર; ત્યારે કઇચે ક્રોધ કરીને મારચો મુજને માર. ॥ ૭ ॥ પ્રભુને મેં પોકાર કીધો, આવ્યા વીશ્વના ભુપ; કઇચાને બહુ રીતે માર્યો, ધરી વાંદરનું રૂપ. ॥૮॥ તાળું તોડીને નીચે ઉતારી, કાહાડી ઘરની બાહાર; ધરમ અરજુન સહદેવ નીકુળ કને ગઇ ભરતાર. ॥ ૯ ॥ તેમણે કહ્યુ ભત્રીશ તારું, અમથી નહી થાય કામ; સહદેવે કહ્યું કોઇ કામ કરશે, એટલી આપી હામ. ॥ ૧૦ ॥ ભીમ

કહે કે કોઇએ ન રાખી, ધરમ તો કહી મોટા; પણ વ્યંઢળે કાઢી મુકી, એણે વાળ્યા કેમ ગોટા ॥ ૧૧ ॥ હુંજ ખરો કે નીશાળમાંથી, ઉચાળો એને ભરાવું, નીકુળજીતો નાનો માટે, રીસ એની ન ધરાવું. ॥ ૧૩ ॥ સહેદેવે તને હીમત આપી, માટે એને ન કહેવાય; જો પ્રેમદા હવે જેમ. કહું તેમ, તું કરી લે ઉપાય ॥ ૧૩ ॥ જો અરધો પોહોર રાત રહી છે, કઇયાને કળ વળી હશે; નર મોકલે ત્યાં નારીએ જતાં, પાપ કાંઇ નહી થશે. ॥ ૧૪ ॥ કળથી કામ કરવું છે માટે, જા કઇયાને ઘેર; હસને મોઢે નેત્રને ચાળે બોલાવજે સુખભેર ॥ ૧૫ ॥ તઇ કઇચો બોલાવશે તુજને, કામીને ન હોય દાઝ, કામી જનને ટેક ન હોયે, કામીને નહી લાજ ॥ ૧૬ ॥ કહેશે કે આવો બેસો સયંદ્રી, તવ તું કહેજે એમ; કહીએ કે સમજણ નથી તમોમાં, મુને તો બહુ છે પ્રેમ ॥ ૧૭ ॥ મારે માથે પાંચ ગાંધરવ છે, તેમાંનો ગાંધરવ એક, વાંદર રૂપે છાપરે રહીને, જોતો હતો મારો ટેક. ॥ ૧૮ ॥ તમારૂં કહ્યું માનીને મેં, કીધી હોત સુખ લહેર; તો તો તમને ગરૂં ગ્રહીને, મારી નાખત ઠેર. ॥ ૧૯ ॥ મેં તમારૂં કહ્યું માન્યું નહિ તો જીવતા ફેંકી દીધાઃ તમને જીવાડવા મુમત ઝાલ્યો, માર સહન મેં કીધા. ॥ ૨૦ ॥ હમણાં ગાંધરવ મહારા સ્વરગે ગયા, ત્યારે હું તમ કને આવી; એવું કહીશ તવ થાશે રાજી, તમને લેશે બોલાવી ॥ ૨૧ ॥ કહેસે કે તમે ઘરમાં આવો; ત્યારે તું કહેજે એમ; કહીયે કે આજ મળવું છે મારે, પણ કરો કહુ તેમ ॥ ૨૨ ॥ કહીએ કે વ્યંઢળ મહેતાજીની, ખાલી કરાવો નીશાળ, રાત્રીએ ત્યાં રંગ રમીશું, કરાવો ઝાક ઝમાળ ॥ ૩૩ ॥ તમારી સાથે રંગ રમું તે, મુજને શું વીતે લાહાશો; સવારે છોકરાને વહેંચવાને સોમણ મીઠાઇ ભરાવો ॥ ૨૪ ॥ એટલે કઇચો કબુલ કરશે, બોલજે બીજીવારઃ કહીએ કે મારે સ્વાંગ બદલવા, આપો વસ્ત્ર શણગાર ॥ ૨૫ ॥ એટલે આપશે રાજી થઇને, તે લેઇ આવજે હાંઇ, પછી અંધારે જતી રહેજે રાણીના ઘર માંઇ ॥ ૨૬ ॥ પછી રાતે નીરાંતે સુજે, ચીંતા ન ધરીશ મહારી; કઇચોજી મહારો કંથ થાશે, હું થઇશ એની નારી ॥૨૭॥ ઉઠ હવે વહાણું વહી જાશે, તવ બોલી ધરૂપતી; તમો કહોછો તેવું કહેવા જાવા, મુજ મન માનતુ નથી ॥ ૨૮ ॥ ભીમ કહે ભરથાર મોકલે, ત્યાં તે ભામની જાય, તેમાં શાસ્ત્રથી દોશ નથી, જા હવે વહાણુ વહાય. ॥ ૨૯ ॥ એટલે ઊઠી ધરૂપદી સતી, રસોડેથી ચાલી; મન સંકોચતી જાય છે એ, દાંતે છેડો ઘાલી ॥૩૦॥ કઇયાજીને કળ વળી છે, ચીંતામાં જીવ પેઠોઃ દાતણ પાણી લઇને આવી, ઓટલા ઉપર બેઠો ॥ ૩૧ ॥ દાંતણ કરતાં વિચા-

ર કરતો; કયારે વહાણું વાય,બહેનના ઘરમાં રહી સયંદ્રી,કરી દેઉં વીદાય ॥૩૨॥ એવામાં તો ધરૂપતી આવી, લેત્રરાવવા મુખ લાવો; કઇચાયે દીઠીસ યંદ્રી, કહ્યું કે આવો આવો ॥૩૩॥ એટલે ચક્ષુનો ચાળો કરીને, હશી બોલી ધરૂપદી અરેરે તમે મુમતિ છો, કળ વકળ કાંઇ નથી ॥ ૩૪ ॥ ગાંધરવ વાંદર રૂપે જોતા તો, છાપરા પરથી પેર; મેં રંગ રમવા દીધા હોત તમને, તો મારી નાખત ઠેર ॥ ૩૫ ॥ પણ તમને બચાવવા માટે, ખાધો તમારો માર; તો તો તમે જીવત રહ્યા, છો મારા કાવળ હાર ॥ ૩૬ ॥ અત્યારે ગાંધરવ સ્વરગે ગયા, તવ તમ પાસે આવિ; કઇચોજી કહે ધન્ય સયંદ્રી, મુને તે લીધો બચાવી ॥ ૩૭ ॥ મુજ જીવ સારૂ તેં માર ખાધો. આ ગુણ કેમ વિસરૂં; જો પ્રેમદા તું કહેતી હોય તો, તારે માટે હું મરૂ. ॥ ૩૮ ॥ ધરૂપતીને મન હસવું આવ્યું, લંપટને નહી લાજ: મનમાં જાણ્યું કે મારે માટે, મરવાના છો આજ. ॥ ૩૯ ॥ કઇચો કહે હવે ઘર-માં આવો, ધરૂપતી બોલી એમ; તમ બુદ્ધી રહેવા દો તમ પાસે, કરો હું કહું તેમ ॥ ૪૦ ॥ ગાંધરવ આજ રહેવાના સ્વરગે, માટે થાશે સંગ, વ્યંઢળ મેહેતાની નીશાળ વીશે, રાત રમીશુ રંગ ॥ ૪૧ ॥ માટે જઇને ખાલી કરાવો, વ્યંઢળની નીશાળ; ઓછાનાબીછાના દીવા બતી, કરાવો ઝાક ઝમાળ ॥ ૪૧ ॥ રાત્રીયે ત્યાં આપણ મળશું, બીજું વચન માન્ય કરજો; સવારે બાળકોને વહેંચવાને, સોમણ મીઠાઇ ભરજો ॥ ૪૨ ॥ કઇચોજી કહે શું મને કહો છો નીશાળ બનાવું કેવી, રંગાવું ધોળાવું ને બનાવું, વૈકુંઠપુરી જેવિ ॥ ૪૩ ॥ જળનાં બે માટલા ભરાવું; કષ્ટી પડે નહી તમને બસેં મણ મીઠાઇ ભરાવું, કહેવું નહી પડે અમને ॥ ૪૪ ॥ ધરૂપદી કહે વારૂ કઇચાજી, વળી વચન એક થાપો, ઘડીયે ઘડીયે સ્વાંગ બદલું, વસ્ત્ર આભુષણ આપો ॥ ૩૫ ॥ ઝડપ ઉઠયો ત્રીયાને તુઠયો, કામજ્વર તહાકાર; જેટલા હતા તેટલા લાવી, દિધાં વસ્ત્ર શણગાર ॥ ૪૬ ॥ ધરૂપદી તે લઇને વળી પાછી, ગઇ ભીમને રસોડે; ચ્યો પીઉજીએ તો થઇ ગયો ખુશી, કબુલ કરયું બધું મોઢે ॥ ૪૭ ॥ કઇચાજી કનેમાગી લીધાં, વસ્ત્રોને શણગાર, જેટલું હતુ તેટલું લાવી દેતા કરી નહી વાર ॥ ૪૮ ॥ એ કંથજી કોઇ ભીક્ષુક જઇને, કરગરે છેકાછેક; તો તે ધરમ સમજી એને, આપ ન કોડી એક ॥ ૪૯ ॥ પુન્યના કામમાં પડે પાછો પાપનાં કરમમાં પહેલો, અરેરે આજ્ઞાનિ જીવડો, પંચ વિશયમાં ઘેલો, ॥ ૫૦ ॥ ભીમ કહે કે પુન્યને કામે, પઇસો ખરચતાં ધ્રૂજે; તેવા પ્રાણીને મારગ અવળા, એની મેળે સુજે ॥ ૫૧ ॥ મનસા દેહી ધારણ કરી, ધરમ

ના સુજે, સુંધું; તેવા કરમથી તે પ્રાણીને સુજે અવરૂં ઉંધું ॥ ૫૨ ॥ સુમારગે જે વાવરે નહીં, તેનું કુમારગ જાય, સુપંથ ચઢયો તે પ્રાણીથી, કુપંથ નહી પળાય ॥ ૫૩ ॥ કુપંથનાં ફળ માઠાં મળે છે, સુપંથ સઉથી બળીયો; જો કઇયા જેવા અધરમીને, કરમે હું આવી મળીયો ॥ ૫૪ ॥ વહાણું વાહાશે જાતું ઠેકાણે; કહીને કરી વિદાય; કંથની આજ્ઞા લેઇને આવી; રાણીના મહેલમાંય ॥ ૫૫ ॥ સુદ્રષ્ણાએ મનમાં વીચાર્યું નક્કી સતી સાક્ષાત, રહી આવી મારા કઇયાજીના, ઘરમા આખી રાત ॥ ૫૬ ॥ રાણીએ કહ્યું આવો સયંદ્રી, હવે નહી હાશી ઘાટ; ભાઇનીમાની તી તે મારી માનીતી, બેશો હીંચોળા ખાટ. ॥૫૭॥ ધરૂપતીયે તવ નીચુ ઘાલ્યું, હવે શું મારે કરવું, મીથ્યા લાન્છન માથે બેઠું, જીવ્યાથી ભલું મરવું ॥ ૫૮॥ વળી વીચાર્યું નાડે નરવાં, તો વઇદ શું કરનારા; સાચને આંચ કદી નવ લાગે, જાણે જુગદાધાર ॥ ૫૯ ॥ એવું મન વાળીને બેઠી, તેવ વહાણું વાહાય; હરખે બસેં શેવક લઇને, કઇયો નીશાળે જાય ॥૬૦॥ ॥ વલણ ॥ નીશાળે એ આવીયો, હરખે ભરયો અપાર; કહે વલ્લભ તવ ધરૂજીયો, ઇંદ્ર તણો કુમાર.

## કડવું ૧૬ રાગ ભેરવી દોહરો.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું; વઇરાટ પરવ મહીમાય ॥ ૧ ॥ ઇંદ્રના નંદન અરજુનજીના પેટમાં પડી ફાળ; કેમ કઇયોજી ઝડપમાં આવે, આજ મારી નીશાળ ॥ ૨ ॥ એટલે કઇયાજી આવીને બોલ્યા, ખાલી કરો આ ઠામ; સઉ છોકરાંને છુટી આપો; આજ અમારે કામ ॥૩॥ જાઓ પેલા સામા કોટડામાં, પડી રહો આજ રાત, વળી અહી આવજો રહેવાને, કાલે થને પરભાત ॥૪॥ અરજુનજીએ મન વીચાર્યુ મુને ભરાવે ઉચાળા, આ વાત સમજાતી નથી મુને, કોન કઢાવવા વાળો ॥ ૫ ॥ એમ જાણી અરજુન બોલ્યા, શા કામે કઇયાજી ચડીયા, કઇયો કહે આજગમ્મત છે અહી, કહી ભાઇ હશી પડીયા ॥ ૬ ॥ અરજુને જાણ્યું કામી કઇયાને, ભીમ રાજી કરવાવાળો, ધરૂપતીનું કામ એણે ઉપાડયું, મને ભરાવ્યો ઉચાળો ॥ ૭ ॥ આજ કઇયાનું મોત જન્મ્યું છે, એ મનસુબા કીધા; છોકરાઓને રજા આપી, ગોદડીને ચડો લીધો ॥ ૮ ॥ સાનું કોટડું પડેલું હતું, તેમાં કરયો વીસરામ, કઇયાજીએ સેવકોને, સોંપ્યું નીશાળનું કામ ॥૯॥ વાળી ઝુડી

ઘોળી રંગીને,કામ કર્યું અમુલ્ય;ચીનાઇખાનું ગોઠવી દીધું,કાંઇ ન રાખી ભુલ્ય. ॥૧૦॥ સોને મઢેલો ઢોલીયો ઢાળ્યો, ઉશીકાંને તળાઇ; જળનાં બે માટલાં ભરાવ્યા,બસે મણ મીઠાઇ, ॥૧૧॥ હાંડી તકતા ગલાસ ઘડી યાળ,ઝુમ્મરનો નહી પાર; દીવસ છતાં દીવા કીધા, પછી નીકળ્યા બાહાર. ॥૧૨॥ દ્વાર દેઇને તાળું દીધું કઇયાજી રાજી થયો; કુંચી પોતાની પાસે લેઇને, રાણીના મેહેલમાં ગયો. ॥૧૩॥ દ્રૌપદીને સાન બતાવી, સાંજે તતપર થાજો; આ ખીંટીએ કુંચી મુકુછું, તે લેઇને તમે જાજો.॥૧૪॥ એમ કહી કુંચી મુકીને, સાંજે ગયો સભામાંય;ધરમ રાયે કઇયાને જોઇ, વીચાર કીધો ત્યાંય. ॥૧૫॥ રાત્રીએ તોફાન થયુંતું, તેનું કરયું એણે કેમ; એવું સમજી પુછયું ધરમે; જોતા પાપીનો પ્રેમ. ॥૧૬॥ કઇયાજી આજ આખો દહાડો, દીઠા નહી આ ઠામ,કહ્યો કહે કે આજ મારે,હતું ઘરનું કામ. ॥૧૭॥ આનંદ છો કે ઉદાશ છો એમ, પુછી જોયું કીંક રૂશી; એટલે એનાથી હશી દેવાયું, માહારાજ છૈયે ખુશી. ॥ ૧૮ ॥ કઇયાનો ઉમળકો દીઠો, ધરમે ધાર્યું તે ઠામ;ભીમ વીના કોઇ ખુશી ન કરે, એણે લીધું હાથ કામ. ॥૧૯॥ કરમ ફુંટયુ કઇયાજીનું, પોહોચી જશે જમ લોક, ભીમના હાથમાં ગયો એટલે, જીવ્યાની આશા ફોક. ॥ ૨૦॥ અરેરે ગમે તેમ કરીને, કઇઆજીને ઊગારૂં;એમ ધારીને ધરમ બોલ્યા, વચન સાંભળો મ્હારૂં. ॥ ૨૧ ॥ રાજાને પ્રધાન સાળા બનેવી; વચન મ્હારૂં થાપો; એક હીસાબ બેને માંડી આપું, જુદા બેશી કરી આપો ॥ ૨૨ ॥ એમ કહી બે પત્ર તાંબાનાં, લીધાં ધરમરાય; તેમાં એવો હીસાબ માંડયો, બે દીને પુરો થાય. ॥ ૨૩ ॥ બેઉને બેઉ આપી, બેસાડયા જુદા જુદા; કરી આપશે તે ઘેર જાશે, નહીતો હૈ રેહેશો સમુદા ॥ ૨૪ ॥ હીસાબ કરીને આપ્યા વીના, જાવા દેવાના નથી;એટલે કઇયોજી ગભરાયો.કામાતુર મુઢમતી॥૨૫॥ એણે જાણ્યું કે કરી આપીને;ઝટપટ નાશી જાશું,શતરૂ થઇને બામણો લાગ્યો,ટીંખળ કાઢયું હાવું.॥૨૬॥ એમ ધારીને ચીત્ત પરોવ્યું, પણ જીવ ભમી જાય; એવે સમે રાત્રી પડીકે, ભીમસેન તૈયાર થાય. ॥૨૭॥ રસોડાનાં દ્વાર બંધ કીધાં, દીવો કીધો એક; દરપણ આગળ લઇને બેઠો, સણગાર કાઢયા વીવેક ॥૨૮॥ ચાર ચીરોને ભેગા સાંધી, એક બનાવી દીધું;હસ્તો હસ્તો ઉભો થઇને, પોતે પેહેરી લીધું.॥૨૯॥ પછી દાભડા ઉઘેડીને સણગાર કાઢયા બાહાર બહુ કીમ્મતના દાગીના દેખી, કળકળ્યો અપરમપાર ॥ ૩૦ ॥ અરેરે આવા અજ્ઞાનીનું, કીયે કાળે કલ્યાણ,પુન્યમાં આપવું હોય તો ન આપે,

આપતાં જાયે પ્રાણ ॥૩૧॥ આ કામમાં કેવું આપી દીધુંછે, પાછુંવાળી નથી જોયું;પ્રભુમાં પરે નહી તેટલું, પ્રેમદામાચીત પ્રોયું ॥૩૨॥ વારૂએ પાપીને શીક્ષા કરવી, બબડતો એમ હોડે; શણગાર જોઇને વીચાર્યું એણે, પહેરૂં ક્રીયે કાને કોટે॥૩૩॥ દોરડીના બે કટકા સાથે, શણગારબાં ધીલીધા; બે ચરણે બે વીંટાળીને, પગના ઝાંઝર કીધા ॥૩૪॥ કુમ કમ ચાંલ્લો કીધો લેલાટે, નેત્રોમાં કાજળ સાર્યું; પછી દરપણમાં મુખ જોઇ, વ્રકોદરે એમ ધાર્યું ॥૩૫॥ હવે મારૂં મુખ ઠીક દીસેછે;બની રૂપાળી નાર, મોહ પામશે મને દેખીને, કઇયાજી ભરથાર ॥૩૬॥ હવે હું કેમ વાર કરૂંછું.કઇયાજી બેશી રહેશે;માંડી જઇશતો સ્વામી મ્હારા,મુજનેઠપકો દેશે ॥૩૭॥ એમ પાપીની મસ્કરી કરતો, ઉઠો તેણીવાર; અંધારે અંધારે ગયો નીશાળે, વાયુ તણો કુમાર ॥ ૩૮ ॥ અરજુન સામા કોટડામાંથી, કરી રહ્યા છે ડોકું;એમને એમ કે ચરચા જોવી, આવે તેને ટોકુ, એવે વાલવો ઓટલે ચઢીયો, વ્યંઢળે પુછ્યું એમ; અંધારે ઓટલે ચઢે છે કોણ આવ્યું ને કેમ ॥૪૦॥ તવ ભીમસેન ધીરે રહી બોલ્યો, તમને મળી જગો મારી; વ્યંઢળ મેહેતા આવીછું હું, કઇયાજીની નારી ॥ ૪૧ ॥ અરજુનજી તવ રહી ગયો છાનો, ટળીયો મનનો વેમ, કઇયાજીનું આજ કાટલું થાશે, થયો સયંદ્રી ભેમ ॥ ૪૨ ॥ ભીમે નીશાળે દીઠું તાળું, દૈવત પોતે દાખ્યું; કુંચીનું કામ શું પડે એને,મરડીનેભાગી નાખ્યું ॥૪૩॥ દ્વાર ઉઘેડીને અડકાવ્યા, સાંકળ દઇ મહી પેઠો; રૂડો ઢોલીયો ઢાળેલો છે, તેમાં જઇને બેઠો ॥૪૪॥ સુંદર શોભા જોઇને હશીયો, રશીયો મ્હારો નાથ;કેવી સારી સોભા કરી છે, રંગ રમવા મુજ સાથ ॥૪૫॥ ધીકક છે આવા અજ્ઞાનીઓને, અવળે મારગ મરે, દેવ મંદીરે કે હરી કથામાં, કહેથી આવું ન કરે ॥૪૬॥ વીષય વાતે વીત જ ખરચે, પુરણ દી ઉઠેલો; ધરમમાં કરે તરફ઼ોડા, કરમનો ફુટેલો. ॥૪૭॥ કરમના ફળ હમણાં મળશે, બહુ ત્યારે બે ઘડીવાર; કરે ગમ્મત વીવેકની એ, પછી થયો તઇયાર ॥૪૮॥ જાણ્યું કે પતીના આવતાં પેહેલાં, પરવારી બેસુતો ઠીક; હવકો દેશે ઠપકો દેશે,ધરવી કંથનીબીક ॥૪૯॥ પછી જીવ મીઠાઇમાં દોડયો, મન નવ રહ્યું ઝાલ્યું; ખુણામાં ઢગલો મારયો છે, તેમાં મોઢું ઘાલ્યું ॥૫૦॥ પકવાન ચાવે ઘણાંજ ભાવે ખાધાનો નહી નેક; આખો ખુણો ખાલી કીધો, ન રહયો કટકો એક. ॥૫૧॥ પછી પોતે પાણી પીધું; મનમાં રાજી હુતો; ઉદર ઉપર હાથ ફેરવતો, જઈ ઢોલીયામાં સુતો ॥૫૨॥ બે ઘડી એમાં આળોટી ઉઠયો; પ-

છી કેવો ખેલ કીધો;એકજ દીવો શળગાવીજુદો, એકાન્ત ઢાકી દીધો. ॥ ૫૨ ॥ પાપી પર પછી ક્રોધે ભરાયો, પુરણ પ્રગટી રીસ; ઢોલીયાને કરી નાખ્યો છુટો, લીધી લાંબી ઇસ. ॥ ૫૪ ॥ ઇસ લેઇને રીસ કરીને, નીશાળમાં વળ્યો દોડી, હાંડી તકતા ગલ્લાસ ઘડીઆળ, ઝુમ્મર નાંખ્યાં ફોડી ॥૪૫॥ ચીનાઇખાનું ચકચુર કીધું, ચાતુર નર નવ ચુકયો; તળાઇ ગોદડા ભેગા કરીને, તેમાં અગ્નિ મુકયો ॥૫૬॥ કઇચાના નામની હોળી કીધી, આનંદ મનમાં હુંતો;હોલાયો પછી દ્વારે ચરણ,દઇનેભીમ સેન સુતો ॥૫૭॥ સુતાં સુતાં ગમ્મત કરે,ખડખડ કાઢે દંત;અરેરે હજી કેમ ન આવ્યા;કઇચાજી મુજકંથા૫૮॥હજી ન આવ્યાહજીન આવ્યા,કાળ જુ જાયછે ઘીકી, પ્રાણના પ્યારા પતી મ્હારા; મારા નેત્રની કીકા ॥૫૯॥ ચાર ઘડી જ્યાં રાત ગઇ કે, કઇચાને ચટપટી થાય, સયંદ્રી વાટ જોતી હશે મ્હારી, હવે શું કરૂં ઉપાય ॥ ૬૦ ॥ કીંક રૂશીનું કોઇ પ્રાણીથી લોપાય નહી વચન; તો મુજથી કેમ કરી જવાસે, આનંદનો આજ દન ॥૬૧॥ પેલા ભત્રનો શત્રૂ મ્હારો, થઇને બ્રાહ્મણ લાગ્યો; આ બામણાનું નહી થાય શારૂં, મળેલો વઇભોગ ભાગ્યો ॥ ૬૨ ॥ વળી મન વીચારી બોલ્યો, અરજ સુણો રૂપી; કહોતો કાલે હીસાબ કરીએ, આજ નથી હું ખુશી ॥૬૩॥ હું છું દુઃખી નથી સુખી, જાણો છો માહારાજ; માટે મુજને ઘેર જવા દો, માગી લેઉં છું આજ ॥૬૪॥ પેટમાંમુને ચુંક આવેછે, તેથી કહોકે જાઓ, ધરમે કહયું શેવકોને, લાવી અજમો ફકાવો ॥૬૫॥ તવ દાસોએ અજમો ફકાવ્યો, કઇચો કલકળ્યો અતી; પછી કહ્યું માહારાજા મુજથી, બેઠા રહેવાતું નથી ॥ ૬૬ ॥ એટલે બોલ્યા કાક રૂપા, સવક કષ્ટી કાપો; કઇચાને સુવાના પથારી, સભામાં કરી આપો ॥ ૬૭ ॥ કઇચાયે જાણ્યું શત્રૂ સાચો, જવા દેવાનો નથી; હિસાબ એનો કરીને આપું, પછી ટકુ નહી રતી ॥ ૬૮ ॥ એવું જાણી ચીત પરોવ્યું, ગણીત કરવા જાય; બેને ત્રણ પાંચ પાંચને ચાર નવ, નવથી નીશાળ માંય ॥ ૬૯ ॥ પેલી ગઈ હશે વાટડી જોશે, રોશે છેઢા વાળી; હીસાબ ચાલે હીસાબમાં મહોટા, રીસાઈ જાશે રૂપાળી ॥ ૭૦ ॥ એમ જાણી આડું પત્ર ધરીને, મુખમાં આંગળી લીધી, યુકતી લડાવી સુગ ચઢાવી; સભામાં ઉલટા કીધા ॥૭૧॥ ધરમરાયે મન વાચાર્યું, કઇચો થયો મરનારો; આયુશ એનો આવી રહ્યોછે, ત્યાં હું શું કરનારો ॥૭૩॥ બળાત્કારે આકવા બેઠા, એવું જાણી બોલ્યા એમ; જાવો કઈચાજી ઘેર તમારે, તો રહેશો કુશળ ખેમ ॥૭૩॥ બીજે જવાથી આ-

યુશ ટુટે,જુઠુ ન જાણો લગાર;કઇઓજી કહે વારૂ મ્હારાજા, કહીને નીકળીયો બ્હાર. ॥ ૭૪ ॥ થોડે લગી ધીરે ધીરે ચાલ્યો, પછીથી મુકી દોટ અરેરે વાટડી જોતી હશે, જઇ પોહોંચ્યો સુંસોટ ॥૭૫॥ વળણ. ॥ સું સરો નીશાળે સંચર્યો, હઇયે હરખ ન માય, વ્યાસ વલ્લભ વાણી વદે સાંભળો સહુ શ્રોતાય. ॥

## કડવું ૧૭ રાગ સવઈયા.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય; વીસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય.॥ ૧ ॥ નીશાળને ઓટલે કઇચોજી, ચડીયો આનંદભેર;કોટડામાંથી અરજુને જેયું,સમજ્યો સઘળીપેર.॥૨॥ જાણ્યું કે કઇચોજી આવ્યો, કરી કામાતુર મતી;ભીમશેનને ભોગ પડયો કે, એ જીવવાનો નથી. ॥ ૩ ॥ એવામાં કઇચાએ સાંકળ ઠોકી,પ્યારી ઉઘેડો દ્વાર;એટલે ભીમે મન વીચાર્યું, આવ્યો મુજ ભરથાર. ॥૪॥ ઝીણે શબ્દે વ્રકોદર બોલ્યો. ઉઘડાવા મુમત મેલો; ઠાલાં બારણાં સપડાયાં છે જોર કરીને ઠેલો. ॥૫॥કઇચે બે ભુજ દઈ બળ કીધું,ભીમે લીધો ચરણ; તવ ઓચીંતા દ્વાર ઉઘડીયાં, પાપી ઢળીયો ધરણ. ॥ ૬ ॥ ફુટાયું ડાચુ વાગ્યું સાચું, ભુમીમાં ભચકાયો અતી; ભીમ કહે અરેરે આ શું થયું જરા જાળવતા નથી.॥૭॥કઇચોજી કહે જીવ ન બાળો,નથી વાગ્યુ મુજ અંગ; એમ કહીને દ્વાર દીધાં, રૂજની રમતા રંગ, ॥૮॥ ભીમ જઇ એક ખુણે બેઠો, બોલ્યો કુબુધી એમ;ઓરે સયંદ્રી નીશાળ વીશે, અંધારૂ છે કેમ ॥૯॥ ભીમ કહે હું જયારની આવી, ત્યારનું છે અધારૂં; મુજ ને કાંઈ વિતે નહી લાહાવો; ન ગમ્યું કામ તમારૂં. ॥૧૦॥ કઇઓ કહે ઠીક ઠાઠ કર્યો તો, તે કર્યો કોઇએ ભંગ:સવારે તેની શોધ કરીશું; હાલ કરો મુજ સંગ. ॥ ૧૧ ॥ ઓ પ્રાણ પ્યારી નેન કટારી; મારી મુને દો લાહાવો; એટલે હશીને ભીમ બોલ્યો, આ ખુણામાં આવો. ॥ ૧૨ ॥ કામમાં તદરૂપ કઇચો દોડયો, ખુશીથી ખુણે પેઠો; તવ વ્રકોદર ત્યાંથી ઉઠી, બીજે ખુણે જઇ બેઠો.॥૧૩॥ કઇચોજી ખુણો ખોળવાલાગ્યો,થયો નહી સમંધ; ભીમ કહે ત્યાં કયાં ખોળો છો,છતી આંખે થયા અંધ,॥૧૪॥ કઇચોજી કહે આવું છું પ્યારી, તારૂં બોલ્યું મીઠું લાગે; કાચ ભાંગેલા ભુમી પડેલા, પાપીના ચર્ણમાં વાગે. ॥૧૫॥ તોપણ કાંઇ ચેતતો નથી, કામ રૂપી અંધાપે; ભીમ ઉઠી ગયો ત્રીજે ખુણે,કઇચો બીજે ગયો આપે

॥ ૧૬ ॥ ફોગટ ફાંફાં મારી થાકયો, ત્રીજે ખુણે પળાય; ભીમે ભમાવ્યો બે ઘડા સુધી, કઇચો અતી અકળાય ॥૧૭॥ એ મ્હારી વાહાલી ખોળાવો ખાલી, મળો તો માનુ પાડ; જાણી જોઇ હાથ આવતાં નથી મુને કરો છો લાડ ॥ ૧૮ ॥ ભીમ કહે તમને ન કરૂં તો, બીજા કોને લાડ થાય; કઇચોજી કહે નથી રહેવાતું, મળો હું લાગુ પાય. ॥ ૧૯ ॥ ભીમે જાણ્યું બહુ અથડાવું,તો મુજ કંથ રીસાશે;પછી ઘર હું ગરીબડીનું મંડાતું ભાગી જાશે. ॥ ૨૦ ॥ એવું જાણી ઉલટ આણી, ઉઠયો વાયુ સુત બળીયો; આવો કંથજી કહીને ગયો, કઇચાજીને મળીયો ॥ ૨૧ ॥ સામા સામી બેઉ અથડાયા, કર અન્યોઅન્ય ઝાલવો; કઇયાએ જાણ્યું નોહોય શચંદ્રી આતો છે વીરવાલવો ॥ ૨૨ ॥ ભીમે કહ્યું કે ભરથાર આવો, કહી બોચીથી ઝાલ્યો; માથા ઉપર ફેરવીને, તરત બગલમાંઘા લ્યો ॥૨૩॥ કઇચાજીની કાયા કંપવા લાગી, જાણ્યું કે મળીયાં પાપ, ભુલ્યો ચુકયો ને જખમારી, મુકી દો મા બાપ ॥ ૨૪ ॥ ભીમે કહ્યું કે પરનારીનો સ્વાદ બતાવું તમને; અરે પીયુજી અકળાશો નહી; તમ તુલ્ય કયાં મળે અમને ॥ ૨૫ ॥ સતી સામી કુદ્રષ્ટી કીધી તેનું મળે છે લહાણ; એમ કહીને બગલ દબાવી, કાઢી નાખ્યો પ્રાણ ॥ ૨૬ ॥ પછી મડદુ ભુમી નાખ્યું, પરાક્રમી પ્રાણી કહાવ્યો;ગુપત દીપક ઢાંકી મુકયો તો, તે દીવો ત્યાં લાવ્યો ॥૨૭॥ નીરખી કઇચાનું મોઢું જોયું, પછીવઘો વાયુ કુમાર; અરેરે તમો મરણ પામ્યા; એ મારા ભરથાર. ॥૨૮ ॥ હું ગરીબનું ઘર ભાગ્યું, હેવાતણ ઉતરીયું, લાડ હવે મને કોણ લડાવે, સંસારનું સુખ હરીયું ॥૨૯॥ એવી રીતે મસ્કરી કરતો, દુષ્ટને દીધું દુઃખ, દીપક ઉપર મેંશ પાડી; કાળુ કીધું મુખ ॥ ૩૦ ॥ કઇચાને મોઢે મેંશ ચોળી, તવ દીસ્યુ મુખ વીહીલું; નાશીકાથી તાળવા સુધી, ચુનાનું તાણ્યું ટીલું ॥ ૩૧ ॥ હોઠ ઉપર પણ ચોડયો ચુનો, બનાવ્યો ભુતનો ભાઈ; પછી કઇચાની લીધી પીછોડી, પાથરી નીશાળ માંઈ, ॥ ૩૨ ॥ તેમાં કઇચાનું મડદું મુકયું બળવંતો નર આંધી; હાથ ચરણ અંગ ભેળું કરીને, કઇચાની ગાંસડી બાંધી ॥૩૩॥ ડોકું કઇચાનું બાહાર રાખી, ભીમે ઉપાડી લીધો; બીજે હાથે નીશાળ કેરો, પાટડો ઉંચો કીધો ॥૩૪॥ ભીંત પાટડામાં પોલાણ પડીયું, તેમાં ગાંસડી ઘાલી; મડદાનું ડોકું બહાર રાખ્યું, પાટડો મુકયો ખાલી ॥ ૩૫ ॥ વજન પાસાણના પાટડાનું, આવ્યું અપરમપાર; હાડેહાડ કચરાયાં કઇયાના, વછુટી રૂધીર ધાર ॥ ૩૬ ॥ થાંભલે તેના ઉતર્યા રેલા, જોયું સતીને સુત;

નસે વળગેલું ડોકું લબડે, દેખાતું કાળુ ભુત, ॥૩૭॥ વાળતું વ્રકોદરે વી ચાર કીધો, રાજા કોઇને નડશે; હું અપરાધીને નહીઝાલે, ગરીબને શીશ પડશે ॥૩૮॥ એવું જાણી વાયુ સુતે, કીધો વડો વીવેક; પાટડા નીચે થાભલા ઉપર, દોહરો લખ્યો એક. ॥૩૯॥પરનારીશું રંગે રમતાં, ખેલ કરતાં હાર્યો; રાજાનો સોળો કઇચોજી તે, મેં માર્યો મેં માર્યો ॥૪૦॥ એવું લખીને નીકળીયો; નીશાળનાં દઇ દ્વાર; ધીરે રહી કહ્યું અરજુનજીને, તું નવ નીકળીશ બ્હાર. ॥૪૧॥ એમ કહીને ગયો રસોડે, સીતળ જળે સ્નાન કીધું; અગની સળગાવી વસ્ત્રને જરીયાન, સઘળું સળગાવી દીધુ ॥૪૨॥ પછી નીવૃતીથી સુતો, એવે વ્હાણું વાય; એટલે ગામના છોકરા તે, ભણવા નીશાળે જાય ॥ ૪૩ ॥ દ્વાર ઉઘેડી નીશાળમાં પેઠા કાચના કટકા ભાળે, ડાહયાં છોકરાં સાવરણી લઈ, વાશીદુ મહી વાળે ॥૪૪॥ કઇ છોકરા મહી મસ્તાઇ કરે,કઇ ભણે કઈ ભણાવે,કઇ છોકરા હીસાબ ગણે છે,કઇ છોકરા ગણાવે ॥૪૫॥ કંઇક લખેને કંઇક લખાવે કંઇ બેઠા પાધરા તીર;એવામાં એક છોકરાયે,થાંભલે દીઠું રૂધીર ॥૪૬॥ એક જણાએ દોહરો વાંચ્યો, બીજાએ વેમ ધાર્યો; સૌ છોકરા કહે આ શું બોલ્યો, શું તેં કઇયો મારયો ॥૪૭॥ એમ કરતાં જરા ઉંચું જોયું ભય પામ્યા સહુ સુત; ડોકું દેખી બહાર નાઠાં, નીશાળમાં છે ભુત ॥૪૮॥ નગ્ર તણું લોક સાભળીને, ભયભીત થયું હરાયું; વાતો કરે કે બાળક કુમળાં, જાણીને ખાવા ભરાયું ॥૪૯॥ કંઈ લોક કહે છે વાતજ ખોટી, નહી સાચું એ તુત; બારણેથી જુએ લબડતું ડોકું, તવ સત્ય માને ભુત ॥૫૦॥ કંઇક અવળચંડા લોકો, ગમ્મત કરવી ધારે; બારણે રહીને કાંકરા લઇને; ધારી ભુતને મારે ॥ ૫૧ ॥ ડોકાને વાગે ડોકું હાલે, અર્થ લોકો કેવો લે છે, જુઓ એ ભુત ડોકું હલાવી, મારવાની ના કહે છે ॥ પ૨ ॥ એ રીતે ત્યાં તોફાન મચ્યું, બધે થયું પ્રખ્યાત; એવો હોબારો અતી થયો; રાજ્ય સભા ગઈ વાત ॥ ૫૩ ॥ વઇરાટે કહ્યું કીંકરૂશીને, આ વાત સાચી કે તુત; ધરમ મનમાં સમજી ગયા કે ભીમનું કરેલું ભુત ॥ ૫૪ ॥ ધરમ કહે જોવા જઇએ, તે પછી સુજે વીચાર; એમ કહી વઇરાટને લઇ, ધરમ નીકળ્યા બાહાર ॥ ૫૫ ॥ વલણ. ॥ બેઉ જોવા નીકળ્યા, નીસાળે એ જાય; વલ્લભ કહે ચઢયા ઓટલે, જોવા પેઠા જાય.

## કડવું ૧૮ રાગ સાખીની ચાલ.

વૈશમપાયન એણીપેર બોલ્યા,સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, વઇરાટ પરવ મહીમાય ॥૧॥ નીશાળમાં પેઠા રાજા રૂશી, વ્યાકુળ થયું છે મન; દોહરો દેખી વાંચવા લાગ્યો, જે વઇરાટ રાજન ॥૨॥ પરનારીશું રંગે રમતા, ખેલ કરતાં હાર્યો, રાજાનો સાળો કઇચોજી તે, મેં માર્યો મેં માર્યો ॥૩॥ ધરમે જાણ્યું ભીમની યુકતી, બોલ્યા મુખથી એમ; શું રાય તમે કઇચાને માર્યો, એવું બોલો છો કેમ ॥૪॥ વઇરાટ કહે લખ્યું છે કોકે, એમાં સી મહારી કસુર, પછી લબડતું ડોકું જોયું; વીચાર ઉપન્યો ઉર ॥૫॥ ધરમ કહે એરે રાજા, ભુત પ્રેત નહી આતો; પુરણ માહરા વીચાર વડે, કઇચોજી દેખાતો ॥૬॥ બોલાવો સેવક મોં ધોવરાવો; એટલે એ ઓળખાય, વઇરાટરાયે અનુચર તેડી મુખ ધોવરાવ્યું ત્યાંય ॥ ૭ ॥ વસ્ત્ર વતી લુંછાવી નાખ્યું, ઓળખીયો પ્રધાન; એટલે આવ્યા નવાણું કૈયા, ઘણું મચ્યું તોફાન ॥૮॥ એવે સુદ્રષ્ણાયે વારતા જાણી, આંસુ ચાલ્યા નેન; રડતી રાણી આવી નીશાળે કઇચાજીની બેહેન ॥૯॥ સરવે મુખ જોઇ ઓળખી લીધો, કઇચો કિચ્ચક એહ; કયાં ગયારે વંડળ મેહેતા, પુછતાં ટળે સંદેહ ॥૧૦॥ સેવકે સામી કોટડીમાંથી,મહેતાને ઉઠાડી આણ્યા;આંખો ચોળતા અરજુન આવ્યા, જાણે અતીસે અજાણ્યા ॥૧૧॥ વઇરાટ રાજા પુછવા લાગ્યો, અરજુનજીને એમ; તમે તમારી નીશાળ મુકી, કોટડામાં પડયા કેમ ॥૧૨॥ અરજુન કહે મને શું પુછો, હુંતો રાખું વાત છાની; પણ આ નીશાળના છોકરાની, પ્રથમ લ્યો જુબાની ॥ ૧૩ ॥ એટલે છોકરાં બોલી ઉઠયાં, નહી કહીએ વાત જુઠી; કાલે તમારા કઇચાજીએ, સહુને અપાવી છુટી ॥૧૪॥ આવી અમારા મહેતાને કહ્યું, બીજો કરો વીસરામ; આજનો દહાડો ને આજની રાત્રી, નીશાળમાં મ્હારે કામ ॥ ૧૫ ॥ એમ કહીને મેહેતાજીને, કાહાડયા કોટડામાંય; અમને સહુને ઘેર કાહાડયા, એટલી બની બીનાય ॥૧૬॥ પછી અરજુનજી એમ બોલ્યા, સાંભળી લ્યો ભુપતી; કોટડામાં રહા પછી શું થયું, તે કાંઇ જાણતો નથી ॥૧૭॥ એટલે બોલી રાણી સુદ્રષ્ણા, હું સમજીછું તમામ; રૂપાળી સચંદ્રી મારા ઘરમાં તેણે કર્યું આ કામ ॥૧૮॥ એટલે દોડયા નવાણું કઇયા, રાણીના મહેલમાં આવ્યા, દ્રૂપદીનો ચોટલો ઝાલીને ખેંચી બારણે લાવ્યા ॥૧૯॥ બહુ માર મારે દયા ન ધારે, નગ્ર તણા લોક ભાળે,

મારતા મારતા ઘસરડીને, લઈ આવ્યા નીશાળે. ॥ ૨૦ ॥ ઘરમે જોયું ત્રાસ પડીયો, મુખથી બોલ્યા એમ; કઇચો મુઆનું નીશ્ચે કર્યો વણ; એને મારો કેમ. ॥ ૨૧ ॥ એકવાર મડદુ બહાર કાઢી, કરી જુઓ તપાસ તે વીના તમે મારો છો તે, મુને પડે છે ત્રાસ. ॥૨૨॥ એટલે સરવ મારતી મુકી, વઇરાટ વદયો વચન;મડદું કાઢવા પાટડો ઉચકો, મળીને સઉજન. ॥૨૩॥એટલે અનેક યોધ્ધા વળગ્યા, પાટડે નિશાળ માંય; પણ પાશાણનો વજન વાળો, જરા ન ઉંચોથાય. ॥૨૪॥ એટલે બોલ્યો વઇરાટ રાજા, ચાર અનુચર જાઓ;રસોડેથી વીરવાલવાને, જઇને બોલાવી લાવો. ॥ ૨૫ ॥ એટલે અનુચર ગયા રસોડે, વાલવા ચાલો નીશાળે; મોટા કઇચાજી મરણ પામ્યા, માટે તેડયા ભુપાળે, ॥ ૨૬ ॥ સાંભળી ભીમસેન બ્હાર આવ્યો, બોલ્યો બતાવિ તાપ, કૈચાને કોણ મુઓ કેહે છે, મરે તમારો બાપ. ॥ ૨૭ ॥ એમ કહીને ડોળા કાઢયા, નાઠા અનુચર ચાર; નીશાળે આવીને એમ કહ્યું, માન્યું ન વાલવે લગાર. ॥૨૮॥ એ કેહે છે મરે બાપ તમારો, કૈચાને શું થાય; રાણી કહે કોઈ માને ન સાચું, હું તેડવા જાઉં ત્યાંય, ॥ ૨૯ ॥ એમ કહીને રાણી ચાલી, સાથે શેવક લોક; રશોડે આવી સુદ્રષ્ણાએ, કારમી મુકી પોક. ॥૩૦॥ ઓ વાલવાભાઇ બારણે આવો, દાઝે અંતઃકરણ; બંધવ મ્હારોમ્હોટો કઇચો, પામ્યો રૂપાળીથી મરણ. ॥ ૩૧ ॥ એવું ભીમે સાંભળ્યું ને, મ્હોં પર દરસાવ્યો શોક; મીથ્યા માથાં કુટતો નીકળ્યો; કઇચાની મુકી પોક. ॥ ૩૨ ॥ઓરે મારા મીત્ર કૈચાજી,કયાં થયો કાળો કેર; તારી પછાડી પીન્ડ પાડું, ઘોળીનો પીઉ ઝેર. ॥૩૩॥ એમ કહીને પડતું નાંખ્યું,, જુવે શેવક સાથ; છાતી માંથુ કુટવા લાગ્યો, રાણીયે ઝાલ્યો હાથ ॥૩૪॥ઓ વાલવા ભાઇ આમ ન કરતાં. નીશાળે તમે ચાલો; ભીમ કહે કે એના જેવો, બીજો નોહોતો મને વ્હાલો. ॥૩૫॥ સુદ્રષ્ણાએને ભાઇ ભાઈ, કહી ફોસલાવી લાવ્યાં, વાલવો શેવક ને સુદ્રષ્ણા. નીશાળે ચાલી આવ્યાં. ॥૩૬॥ એટલે વઇરાટ નવાણું કઇચા, રડવા લાગ્યા અપાર;તે જોઇભીમ ને સુર ભરાયું પ્રૌઢ કરે પોકાર, ॥૩૭॥ પ્રથ્વીમાં પછાડયો નાંખે, પાડે કારમી ચીસ, મનમાં હશે ચરણ ઘશે; પાડે ચીસા ચીસ. ॥૩૮॥ અરેરે મારો મીત્ર મુઓ, મારેજીવી શું કરવું; લાવોરે કોઈ કટારી માહારે, પેટે મારીને મરવું. ॥૩૯॥ વઇરાટ રાજા નવાણુકઇયા; વાલવાજીને વારે; બહુ સમજાવે શાન્તિ આપે, તેમ રડે છે વધારે. ॥૪૦॥ જેને તે એના હાથ ઝાલે, થઇ રહી હુકાહુક આંસુ ન આવે વાંકો વળીને, આંખોએચોપ

ડે થુંક ॥ ૪૧ ॥ ધર્મરાજા જોઇ રહ્યા છે. કુટવા શો પડયો મંડી; મન જાણ્યું ચોર શાહુકાર થયો, એ ભીમડા પાખંડી ॥ ૪૨ ॥ ધાંધલ જોઇ ધરમ રાજા, બોલ્યા તેણી વાર; એ વાલવા હવે રડવું મુકી, મડદુ કાહાડો બહાર ॥ ૪૩ ॥ એમ કહીને હાથ દબાવ્યો, મુકી દે તારા ચરીત્ર ભીમે કહ્યું કે એ કીંક રૂશી, ખરો ગયો મુજ મીત્ર ॥ ૪૪ ॥ અરેરે માહારો સાચો સ્નેહી, ખબર લેતો પ્રભાતે, ઓચીંતું એને શું થયું, મને મળ્યોતો રાતે ॥ ૪૫ ॥ ધર્મ કહે મળ્યો હશે ભૈ, નહી વેણ તારૂં કાચું ભીમ કહે મીઠાઇ ખવરાવી, માહારાજ માનજો સાચું ॥૪૬॥ એક એકના અમે હાથ ઝાલ્યાતા, પડીતી ગમ્મત ઝાજી; ધરમે કહ્યું કાનમાં ભાઇ, તારી દગલ બાજી ॥૪૭॥ ઉઠ હવે તું કાઢ મડદુ; ભીમ વદયો વચન; હાથો હાથનું કામ છે ભૈ, ચાલો સરવે જન ॥ ૪૮ ॥ એમ કહી નીશાળમાં ચાલ્યો, ઝાઝા સેવક સાથ; પાટડો ઉંચો કરવા સરવે, દીધા પાટડે હાથ ॥ ૪૯ ॥ શેવક સઘળા બળ કરે છે, મુખ કરે છે બકોર; એટલે ભીમે હાથ દઇને, જરાક કીધું જોર ॥ ૫૦ ॥ તવ તે પાટડો ઉંચો થયો, મડદું કાઢયું બહાર; ઓળખ્યા આભુષણ કઇચાના, પુરણ થયો પોકાર ॥૫૧॥ નવાણુ કઇચા નીશાળમાંથી, પુરણ કોપે ચડીયા; દ્રુપદી જ્યાં બેઠી ત્યાં જૈને, મારવા તુટી પડીયા ॥ ૫૨ ॥ ભીમ કહે કેમ એને મારો છો, શો મનસુબો ધાર્યો, સુદ્રષ્ણા કહે વાલવા વીરા, એણે કઇચાને માર્યો ॥૫૩॥ ભીમ કહે નીસ્ચે મરવા દો. તે પછી ઘાટ ઘડીએ સાચુ જાણ્યા વણ મારીયે તો, રોમ રોમ નરકે પડીયે ॥ ૫૪ ॥ એમ કહીને ભીમ બોલ્યો, વીત્યામાં નહી રહે કાચું; વઇરાટને કીકના સાંભળતાં, કહેજે સાચે સાચું ॥ ૫૫ ॥ આ કઇચાને કોણે માર્યો, દ્રુપદી વદી વચન; સાંભળજો સત્યે સત્ય કહુંછું, ઓ વઇરાટ રાજન ॥ ૫૬ ॥ કઇચાજી મુજ કેડે પડયો તો, રોકી હતી એક રાત, મારે માથે ગાંધર્વોછેતે; તેમણે જાણી વાત ॥૫૭॥ જ્યારે તમ ઘેર આવી રેહેવા, ત્યારે કહીતી પેર; તે મારા કોઇ એક ગાન્ધર્વે, કઇચાને મારેલો ઠેર ॥ ૫૮ ॥ હું અબળા શું નરને મારૂ, એવી શું હીમ્મત ઝાલું; માર્યો માનો તોયે પાટડા વીશે, શી રીતે હું ઘાલું ॥ ૫૯ ॥ ભીમ કહે આ સાચું કહેછે, સત્ય અનુમાન થશે; ગાન્ધર્વ એનો મ્હારા જેવો, તેણે મારયો હશે ॥૬૦॥ કીંકરૂષી કહે ઓ વાલવાજી, સાચું છે તારૂં વેણ; એ બધી વાત મુકી દઇને, મડદાને દો દેહેણ ॥ ૬૧ ॥ વળણ ॥ મડદાને હવે દેણદો, ધરમે કહ્યું મુખ એમ; કહે વલ્લભ તવ વાલવે, ધાલ્યો રાયને વેમ.

## કડવું ૧૯ રાગ સવૈયો.

વઇશમપાયન એણીપેર બોલ્યા, સુણજનમેજેરાય;વીસ્તારીતુજને સંભળાવું; વઇરાટ પરવ મહીમાય ॥૧॥ ભીમ કહે ઓ વઇરાટ રાજા, બરોબર જાગ્રત થાજો;ગામ સાચવવું સ્મશાન સાચવવું,જોઈ વીચારી જાજો ॥૨॥ તમારા માથે ગાન્ધરવ એના, શત્રૂ માનજો સત્ય; જેવા તેવા સ્મશાન જશો તો,ગાન્ધરવ કરશે ગત॥૩॥સરવ મળી શમશાનજશોતો ત્યાં આવતાં એ ડરસે;પણ ગામ સુનું રહેસે તેથી, ગામ ઉંજડ કરશે ॥૪॥સાંભળી વઇરાટ ગભરાયો,ધર્મને પડયો વીચાર; ભીમ આ ગેડ ગોઠવી શાથી, સમજાયા નહી સાર ॥૫॥ એવે બોલ્યો વઇરાટ રાજા, કહો વાલવા કેમ કરીએ; પહેલેથી ચેતીયે નહીતો, પાછળ પસ્તાઇ મરીએ ॥૬॥ ભીમ કહે કે તમારે માટે,મુજને બહુ ચીંતાય; તમે સ્મશાન જાશો નહીને, રક્ષા કરો ગામમાંય ॥૭॥ ચાર ક્ષોણી સન્યા લેઇને. ઉભા રહો આ બજાર; નજર રાખજો દશે દીશા, હાથ ગ્રહી હથીઆર ॥૮॥ નવાણુ કઇચા મદદુ ઉપાડે.હું રખવાળો થાઉં,સયંદ્રીને બાળવીભેગી હું લેઇ જોડે જાઉ ॥૯॥ અમો નગ્રની બહાર નીકળીયે, તમે સાવધ રેહેજો; નગ્રના દરવાજા બંધ કરીને;સાંકળ તાળા દેજો ॥૧૦॥ ગાન્ધરવ કઇચાનું રૂપ ધરીને, કદાપી દરવાજે આવે; કહેશે કે હું કઇચોજી છું, એમ કહી ઉઘડાવે ॥ ૧૧ ॥ તોપણ મારા આવ્યા વીના, ઉઘેડવા નહી દ્વાર; જો ગફલતમાં ઉઘેડસો તો, થાશે હાહાકાર ॥૧૨॥ મશાણમાં કદી આવશે ગાન્ધરવ, તો હું સામો લડીશ;પણ મારી ચીંતા તમે નકરસો સહુને પુરો પડીશ॥૧૩॥ વઇરાટ રાજા ચરણે લાગ્યો, શાબાશ વાલવા વીર, ગામમા ચોકી અમે કરીશું, હાથમાં ઝાલી તીર ॥૧૪॥ એટલે ધરમ રાજા સમજ્યા, ડહાપણથી વાળે દાટ; ભીમે નવાણુ કઇચાનો, ઘડવો ધાર્યો ઘાટ ॥૧૫॥ અરેરે એ ગજબ થાસે; ભીમ જરા નહી ત્રાસે, સાન કરીને કીંક રૂપીયે; વાલવો બોલાવ્યો પાસે ॥ ૧૬ ॥ કાનમાં કહ્યું છાનું માનું, તું ન કરે કોનું વાર્યું; હું સમજ્યો છું સઉ કઇચાનું, રોશણ વાળવું ધાર્યું ॥૧૭॥ ભીમ કહે તેમાં તમારે શું, ધરમ બોલ્યા એમ; વગર વાંકે નવાણુંને, મારવા દેઉ કેમ ॥૧૮॥ ભીમ કહે લાખા ભોવનમાં મેં તો સોગન ખાધા; જાણજો અગની કાકાની, રાખેલી છે બાધા ॥ ૧૯॥ તે બાધા મુકવી ધારી છે, માટે છાના રહો વીર; ધરમ કહે એમ નથી કરવું, કંપે મારૂં શરીર ॥ ૨૦ ॥ ભીમ કહે કે ઠીક છે ભાઈ, કહીને અળગો જાય; સઉને જીવાડવા વઇરાટ પ્રત્યે,બોલ્યા ધરમ

રાય ॥૨૧॥ ઓરે વઇરાટ કાંઈ ભય નથી, જાઓ સઉ શમશાન;વાલવો કહે છે તે સહુ ખોટું, સાચવસે ભગવાન ॥૨૨॥ ભીમ કહે ત્યારે ખુશી તમારી, સાચું છે બોલવું મારૂં; એ રૂશી જેનું અન ખાઓ તેનું કાંઈક તાકો સારૂં ॥૨૩॥ ધરમરાજા મનમાં ચીડયા, આ સારૂં તાકનારો; ભીમ કહે કે વઇરાટ રાજા; વીચાર શું છે તારો ॥૨૪॥ અગમ બુદ્ધી વાણીયોને, પાછળ બુદ્ધી બ્રહ્મ, તેમનું કહ્યું માનવાથી, થાસે ધમા ધમ ॥૨૫॥ એટલે વઈરાટ નવાણુ કઈચા, બોલ્યા કરીને અવાજ; વાલ વાજી બધું ઠીક કહે છે, બોલસો નહી માહારાજ ॥ ૨૬ ॥ વાલવાનું કહ્યું કરીશું, બોલ્યા વાણી કરડી;ભીમે ધરમને સાન કરીને, છાની મુછો મરડી ॥૨૭॥ એટલે ધરમરાજા ગયા, રાજ્ય સભાની માંય;વઇરાટ રાયે આયુધ લીધાં, તઈયાર કરી સેન્યાય ॥૨૮॥ નગ્રના લોકો શમશાન જાવા, આવેલા ભલીપેર;તોફાનની વારતા જાણીને, જતા રહ્યા સહુ ઘેર ॥૨૯॥ નવાણુ કઇચાએ મડદું બાંધ્યું, ઉચકી સઉ સાથ ચાલ્યો; વ્રકોદરે કરોધ કરીને; દ્રૂપદીનો કર ઝાલ્યો ॥૩૦ ॥ સહુ નગ્રની બહાર નીકળીયા,ભીમે મચાવ્યો ધંધ;વઇરાટરાયે ચારેદીશાના,દરવાજા કીધા બંધ ॥૩૧॥ સાંકળ ભોંગળ તાળા દીધા, એ ભીમસેનનો બોધ; કીલ્લા ઉપર આયુધવાળા, ફરતા મુકયા યોદ્ધ ॥૩૨ ॥ ભીમે તેમને બાહારથી કહ્યું, સાચવજો બહુપેર; આવસે ગાન્ધરવ કઇચાનેવેસે,દેખોતોમારજો ઠેર ॥૩૩॥ એવી આગળથી પાળ બાંધી, પોતે ચતુર સુજાણ; આગળ કઇચા પાછળ પોતે, આવ્યા સરવ મશાણ ॥૩૪॥ કઈચાએ મડદુ ઉતાર્યું સતી ગ્રહી બેઠો ભેમ;સરવે કઇચા પુછવા લાગ્યા, વાહલવા કરીએ કેમ ॥૩૫॥ ભીમ કહે કે મરનાર કઇચો; શું લેઈ ગયો સાથ, અફળ ફેરો એનો ગયો છે; ન થયું પુન્યદાન હાથ ॥ ૩૬ ॥ માટે પોતાનો ભાઇ જાણીને ભલાઇથી સહુ ભાળો; વનમાંથી બહુ કાષ્ટ લાવીને, મ્હોટીચીતામાં બાળો ॥ ૩૭ ॥ વલણ ॥ બાળો સહુ અગની થકી, કૈચા કબુલ થાય; પચીશ પચીશનું જુથ કરી, ચારે દીશા જાય.

## કડવું ૨૦ રાગ ધન્યાશ્રી.

વૈશમપાયે એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય; વીસ્તારી તુજ ને સંભળાવું, વૈરાટ પરવ મહીમાય ॥૧॥ પચીસ ગયા દક્ષીણ દીશા, પચીશ પુરવ દીશાય, પચીસ ગયા ઉત્તર દીશા; ચોવીશ પશ્ચીમ માંય

॥ ૨ ॥ એટલે બોલી ધરૂપદી સતી, એ મહારા ભરતાર; મોટી ચીતા ખડકાવો છો, શું છે તમારો વીચાર ॥ ૩ ॥ ભીમ કહે તું સુણ સયંદ્રી ધુમ્ર જવાની વ્યોમ; એકની જોડે નવાણુનો, કરવો ધાર્યો હોમ ॥ ૪ ॥ ધરૂપતી કહે કંથ મહારા; બીજાએ શાં કર્યા પાપ; મુજથી દેખીખમાશે નહી, મરવાના અદાપ ॥૫॥ ભીમ કહે કે ગમત પડશે; જોવાની અપ-રમપાર; ઉંચા નીચા કુદશેને, મુખ કરશે પોકાર ॥ ૬ ॥ સતી કહે મારૂં કાળજુ ફટકે, શાને મારો સહુ કોઇ, ભીમ કહે બાધા મુકવી છે બેસજે આડુ જોઇ ॥૭॥ એવામાં દક્ષીણ દીશાથી, પચીસ કઇચા આવ્યા, કાષ્ટ તણા ભારા બાંધીને, માથે ઉચકી લાવ્યા ॥૮॥ તેની ભીમે ચીતા ખ-ડકી, લાંબી પહોળી મોટી; વળતું વરકોદર એમ બોલ્યો, શીદ સહુ થાવો છો ખોટી ॥૯॥ કાષ્ટ વધારે જોઈતાં નથી, તો નવરા શીધ ઢુંકો; સબ સુવાડો ચીતા વીશે, પછી અગની મુકો ॥૧૦॥ તવ કઇચાએ મઠ-ડુ મુકયું, કર્યો અગની સંસ્કાર; ભડભડ અગની ચોદશ લાગ્યો,બોલ્યો કુન્તી કુમાર. ॥૧૧॥ તમારો કઇચો કમોતે મુઓ, માટે કરો એક કામ ઓળબંધ ચીતા કને ઊભા રહી,સમરો શ્રી રામ રામ ॥૧૨॥ તવ કઇયા કહે સાચું કહોછો સમરીએ શ્રીરામ; ચીતા કને ઓળબંધ ઉભા,સમરે પ્રભુનું નામ ॥ ૧૩ ॥ ભીમ પચીસની પુઠે ઉભો; મનમાં કર્યું સ્તવન; અગની કાકા બીજી માના, સો આપુંછું તન ॥૧૪॥ તે તું તારે માની લેજે, કહી લાંબા કર્યા હાથ; પચીસ પાપી ઉભા રહેલા, તેને ભીડાવી બાથ ॥૧૫॥ ઊંચા નીચા થયા કઇયા, ભીમે ઉચકી લીધા; ઉચકીઉં-ચા કરી હીલોળ્યા;ચીતામાં ફેંકી દીધા ॥૧૬॥ તે તાપમાં તરફડવા લા ગ્યા,આડાને અવળા હાલ્યા;ભીમે બળતું કાષ્ટ લઇને,અગનીમાંગડબી ઘાલ્યા ॥૧૭॥ ઉપર બીજાં કાષ્ટ નાખ્યા, પુરવના તવ આવ્યા, તેમ ના કાષ્ટ ચીતામાં નાંખી, ભીમે પાસે બોલાવ્યા ॥૧૮॥ છો તમે સહુ મુરખ જેવા, બહુ લાવો શું કરવા; દક્ષીણમાંના અગની મુકીને; ગયા લાકડાંભરવા ॥૧૯॥ માટે તમોહવેન જાશો, એક કરો શુભ કામ;ચીતા પાસે ઉભા રહીને, ભજો શ્રી રામ રામ ॥ ૨૦ ॥ કઇયાએ જાણ્યું ખરૂં કહેછે, વીવેકના મનસુબા; ચીતા પાસે કરજોડીને, ભજન કરવા ઉભા ॥૨૧॥ પુઠેથી ભીમે બાથ દીધી અચેત ઉચકી લીધા; અગનીકાકા મા ના લેજે,કહીને હોમી દીધા ॥૨૨॥ ઉંચા નીચા કુદવા લાગ્યા, બહુ ત રફડતા હાલે, વાયુના નંદન બળતે કાષ્ટે, ગડબીને મહી ઘાલે ॥૨૩॥એ ટલે ઊત્તર દીશાના આવ્યા, તેને પણ કર્યું તેમ, પશ્ચીમમાંથી ચોવીશ

આવ્યા, એટલે બોલ્યો ભીમ. ॥૨૪॥ ભાઈ તમે કોઇ હવે ન જાશો મારૂ વારૂં કરો, ઓળબંધ સહુ ઉભા રહીને, ધ્યાન પ્રભુનું ધરો, ॥૨૫॥એટલે ઉભા ઓળ કરીને,સમરે વઇકુંઠ નાથ,વાયુ નંદન વ્રકોદરે,પુંઠેથી દીધી બાથ. ॥૨૬॥ એક કઇચો તવ ચેતી ગયો,વાલવો જાણ્યો માઠો, વ્રકોદરની બાથમાંથી, વચકળીને નાઠો. ॥૨૭॥ એણે જાણ્યું સચંદ્રીને,વાલવો છે એક; નાશીને કેટલે હું જવાનો,ગયેલો ઝાલશે છેક. ॥ ૨૮ ॥ એવું જાણી દ્રુપતી પાસે, આવીને જોડયા હાથ;ઓ બાઇ તારે શરણે હું આવ્યો, જીવતદાન દે માત. ॥૨૯॥ દ્રુપદીને તવ ઉપની દયા, ખેલ કેવો એણે દાખ્યો; ઓઢેલું ચીર અળગું કરીને, પુંઠળ ઉભો રાખ્યો. ॥૩૦॥ પછી તે ચીર ઓઢી લીધું, ખરેખરી કરી ખુબી; વાયુ નંદન કાંઇ ન ચેતે, એવે પ્રકારે ઉભી. ॥૩૧॥ એવામાં ભીમે તેવીશ જણને, ચીતામાં હોમી દીધા; ગડબીને અગનીમાં ઘાલ્યા,નવાણું પુરા કીધા. ॥૩૨॥ પછી જાણ્યું કે જીવતો ગયો;કુમતી કઇચો એક;વાત મારી ઉઘાડી થવાની, વન જાવું પડશે છેક. ॥૩૩॥ એમ જાણીને કાષ્ટ સળગતું, પોતે લીધું ચડી ચોટ; કઇચાને શોધવા નગ્ર ભણી,અળમાં મુકી દોટ. ॥ ૩૪ ॥ દરવાજા સુધી શોધી આવ્યો આસપાસ સોધી વળીયો, ચીંતા કરતો ચીતા કને આવ્યો. આક્રંદ કરતો બળીયો.॥૩૫॥ આવી પુછ્યું દ્રુપદીને, આંસુ ભર્યાં લોચન;કેઈ દીશા કઇચો નાઠો, જાવું પડસે વન. ॥ ૩૬ ॥ દ્રુપદી કહે મેં નથી દીઠો, તમ કરથી કેમ છુટયો;ઓ પેઉજી મારૂ કહ્યું ન માન્યુ, પાપ તણો કુંભ ફુંટયો. ॥૩૭॥ ભીમ કહે મ્હારૂં ભચીશ વાંકું, હવે જીવી શું કરવું;મારે કરમે સૌ વન જાસે,આપઘાત કરી મરવું ॥૩૮॥ એમ કહીને રડતો રડતો, ઢળીને પડયો ધરણ; એવામાં નીચેથી દીઠા, દ્રુપદીના ચાર ચરણ. ॥ ૩૯ ॥ એટલે વેમ પડયો વ્રકોદરને, ગડબડતો કને ચાલ્યો;ઓચીંતી પોતે ઝડપ મારી, પાછળનો પગ ઝાલ્યો ॥૪૦॥ ચાર પગી તું નારી કયાંથી,કહી પગ ખેંચ્યો આપ;એટલે કઇચે ચીસ નાંખી, મારશો નહી મા બાપ.॥૪૧॥ ભીમે પાપીને તાણી કાઢયો, દ્રુપદી વદી વાણ, જો કંથજી એને મારો તો, કાહાડું મારો પ્રાણ.॥૪૨॥ ભીમ કહે તું ઉભી રે અળગી, મારૂં તો સોગન તારા; તવ તારૂણી આઘી ઉભી, પાળજો સોગન મારા. ॥ ૪૩ ॥ પછી ભીમે કહ્યું કઇચાને હવે ગયું તુજ દુઃખ;પણ મરજી હોય જીવવાની તો.પોહોળું કરી દે મુખ ॥ ૪૪ ॥ તવ કઇચાએ કહ્યું માન્યું, બેઠો મોઢું ફાડી; વ્રકોદરે જીભડી ઝાલી, ખેચીને નાંખી કાહાડી. ॥ ૪૫ ॥ પછી આગળાં બેઉ ભુજનાં

ભીમે નાંખ્યાં ભાગી; તે સહુ લેઈ ચીતામાં નાંખ્યાં :ભડ ભડ અગની લાગી ॥૪૬॥ કઇચાજીએ કપાળ કુટયું, આ કરતાં ભલું મરણ; દ્રૂપદી કહે કંથજી મારા, દુભ્યું, અંતકરણ ॥૪૭॥ તમે શોગન કાંઇ ન પાળ્યા, શા કામના મુજ પતી; ભીમ કહે જો જીવતો છે, મારી નાંખ્યો નથી, ॥ ૪૮ ॥ જીભ ન કાહાડું તો વારતા કહી દે, તો વન જાવાનું આવે,આં ગળાં એનાં ભાગું નહીંતો, લોકોને લખી બતાવે. ॥ ૪૯ ॥ માટે કર્યું તે ઠીક કર્યું છે, ચાલો મારી સાથ; એવું કહીને ભીમે ઝાલ્યા, બે જણના બે હાથ, ॥ ૫૦ ॥ લેઇને આવ્યો દરવાજે, શેવકે ઉઘેડયાં દ્વાર; સુદ્રક્ષણાએ દ્રૂપદી દીઠી, તવ પુછયા સમાચાર. ॥૫૧॥ એટલે કઇચાને સુર ભરાયું,જાણ્યું કહી દેઉં વાત.કઇચો બોલ્યો ઉં ઉં ઉં ઉં,કરી બતાવી બાથ. ॥૫૨॥ સુદ્રક્ષણા કહે આમ કેમ બોલે, શું થઈ છે આ ગતી; કઇચાએ મો ફાડી બતાવ્યું, આમાં જીભડી નથી. ॥ ૫૩ ॥ એટલે રાણી પુછવા લાગી, ઓરે વાલવા ભ્રાત; કઇચાનું કહ્યું નથી સમજાતું,તું માંડી ને કહે વાત. ॥૫૪ ભીમ કહે ભાઇ ભોગ મારા, હું ગયો એમની સાથ ચીતામાં સરવે પડવા માંડયું, આને દીધી મેં બાથ.॥ ૫૫ ॥ એક હાથે ઝાલેલી શયંદ્રી, બીજે હાથે કઇચો;ભાઈના મ્રત્યુથી ચીંતામાંપડી, મરણ પામ્યા સહુ ભૈયો. ॥૫૬॥ સુદ્રક્ષણા કહે ભવીશ મ્હારૂં, ઉજડ થયું પીયેર; એટલે કઇચોજી અકળાયો, બેન સમજી નહી પેર. ॥૫૭॥ એમ અકળાઇને ધાંટા કહાડયા,બોલી ન શકાઈ વાણ;તે કારણે એણે શીશ પછાડયું, નીકળી ગયા પ્રાણ. ॥૫૮॥ તવ તેનું મડદુ ભીમે ઉપાડયું, માહા યુકતીવંત કાહાવ્યો; મશાણમાં સળગેલી ચીતા,તેમાં જે નાંખી આવ્યો. ॥ ૫૯ ॥ તવ વૈરાટની રાણી બોલી, રૂપાળીએ કર્યો કેર; ઓ વાલવાજી આ સયંદ્રી, નો જોએ મુજ ઘેર. ॥ ૬૦ ॥ વળણ. મુજ ઘેર એ જોએ નહી, ભીમ વદ્યો વચન; ગભરાશો નહી બેનડી, જૈ મુકી આવું વન. ॥

## કડવું ૨૧ રાગ સાખી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, વૈરાટ પરવ મહીમાય. ॥ ૧ ॥ ભીમે કર ઝાલ્યો સતીનો, જાણે આકળો થયો; જોશીનું સ્થાનક ગાગો ચાર્યાનું, ત્યાં તેડીને ગયો. ॥ ૨ ॥ વૃક્ષ ઉપર માળો બાંધી આપ્યો, નારી મુકી તે માંય; સ

હદેવજીને સોંપણ કીધી, રાત દીન રહેજે આંય ॥ ૩ ॥ આવજે રસોડે ખાવાનું લેવા, આપીશ હું પેટ પુર; જોજેરે કાંઇ ખામી ન આવે, ધર જે ચીંતા ઉર. ॥ ૪ ॥ એ રીતે કહી ગામમાં ગયો, સુદ્રષ્ણા કને આવ્યો; આ બેન પેલી ઘોડારીને, વનનો વાઘ ભળાવ્યો. ॥ ૫ ॥ સુદ્રષ્ણા કહે સારૂં થયું, એરે વાલવા ભ્રાત; ભીમ જઇ રસોડે રહ્યોને, દુનીયામાં ચાલી વાત. ॥ ૬ ॥ હસ્તીનાપુર વારતા પહોંચી, જાણ્યુ દુર્યોધન; ઓ મામા હવે કેમ કરીશું નજડયા કુન્તી તન. ॥ ૭ ॥ વઇરાટ નગ્રમાં ઉતપાત થયો, તેથી પડે છે વેહેમ; પાંન્ડવ હશે વઇરાટ નગ્રે, મુને લાગે છે એમ. ॥ ૮ ॥ તવ મામા કહે ધિરજ ધરો, પાંડવની શોધ કહાડું; આપણા ઘરનો માળી બોલાવો, તેને યુક્તિ દેખાડું. ॥ ૯ ॥ એટલે રાયે બોલાવ્યો માળીને શકુની વદયો વચન; જા ભૈ વૈરાટ નગ્ર વીશે રેહેજે સગાને ભોવન. ॥ ૧૦ ॥ બાગ કોઇનો રાખજે ભાડે, પુશ્પની વીણજે કળીયો; જેને ને તેને મફત દેજે, કાં રંગ કે કાં બળીયો. ॥ ૧૧ ॥ જેના કરમા કળીયો ખીલીને, પુષ્પજ બની જાય, તે જનને રાખજે સુરતમાં, જાણજે ધર્મરાય ॥ ૧૨ ॥ જાણ્યા પછી તું આવજે પાછો, એમ કહી કર્યો વીદાય; માળી ગયો વૈરાટ નગરે, ઊતર્યો સગાને ત્યાંય. ॥૧૩॥ બીજે દીવસે બાગ રાખ્યો, નાંણાંની પરઠણ કરી; તે પછી પુશ્પનિ કળીયો વીણી, તેની છાબજ ભરી. ॥ ૧૪ ॥ પ્રથમ ગયો રાજ્ય સભામાં, વહેંચવા સર્વને માપે; ગાદીના ગુરૂ ધર્મ રાજા છે, તેમને પેહેલાં આપે. ॥૧૫॥ હાથજ અડતાં પુશ્પજ થયાં, માળી સમજી ગયો; પછી સરવને વેહેચી નાખ્યાં, અતી ઉતાવળો થયો.॥૧૭॥ પછી સહુ સમાચાર જાણ્યા, હરખ ભરાયો ઉર; સરપાવ લેવા માળી ગયો, પ્રેમે હસ્તીનાપુર ॥૧૭॥ છત્રપતીને સમાચાર કહ્યા. ભરી સભાની માંયે, દુરીયોધન કહે સુણો ગુરૂજી, સુણો ભીસ્મ પીતાય ॥ ૧૮ ॥ પાંચે પાન્ડવ છે વૈરાટ વીસે, ચાલો તમે સત્ય જન; આવી એમના હાથ ઝાલી, ફરીથી કાહાડો વન ॥ ૧૯ ॥ એમ કહીને તૈયારી કીધી, ચઢીઓ નરને નાથ; જોડે અગીઆર ક્ષોણી સેન્યા લીધી સત્યવાદી ચાર સાથ ॥ ૨૦ ॥ ડંક દેતા વૈરાટ આવ્યા, ઘણાક હરખે ભરીયા; ઉત્તર દીશાને દરવાજે, સરવે મુકામ કરીઆ ॥૨૧॥ પછી દુર્યોધન એમ બોલ્યો, સુરો નિકળેકોય તે જાઓ પશ્ચીમને દરવાજે, નગ્રનો ભોમીયો હોય ॥૨૨॥ તે જઇ ત્યાંની ગાયો વાળો, મારો ગોવાળને માર; એટલે ગોવાળ જઇને કહેસે, રાજાને સમાચાર ॥ ૨૩ ॥ તેથી કોણ આવે છે છોડાવા, ઘેરી રાખેલી

ગાયો; પાન્ડવ આવ્યા વીના નહી રહે, જણાશે વાતનો પાયો. ॥૨૪॥ એવં સુણી બોલ્યો સુસરમા, હું થાવું છુ સાવધાન.વઇરાટ કેરો ભોમી યોધ્ધું હું હતો પરધાન. ॥૨૫॥ તવ બોલ્યો રાજા દુરીયોધન, સુખરૂપ તતપર થાવો; છ ક્ષોણી શેન્યા જેદ્રથ ભગદત, સુસરમા તમે જાવો. ॥૨૬॥ એવી દીધી આજ્ઞા કે, યોધ્ધા તતપર થયા; આયુધ લેઇને શુરા પુરા,પશ્ચીમ દીશાયે ગયા; ॥૨૭॥ જઇ જોર માર્યું ગાયો ઘેરી, ગોવાળને માર્યો માર; એટલે રડતા ગયા ગોવાળા, વઇરાટ કને તે વાર. ॥ ૨૮ ॥ કહ્યું તમારો પ્રધાન જુનો, તેણે ઘેરી ગાયો; છ ક્ષોણી સૈન્યા જેદ્રથજેવા યોધ્ધા સાથે લાવ્યો ॥૨૯॥ તવ વઇરાટે કીંકને કહ્યું,વઢવા સામગ્રી લાવ્યો, પોતાનું પ્રધાનપણું લેવા, સરજોરીથી આવ્યો. ॥ ૩૦ ॥ માટે મહારાજા જાવું છે યુધ્ધે, વીચાર્યું ધર્મરાય; વઇરાટ રાજાને ઉશ્કેર્યો, ઘેરાઈ જાણી ગાય. ॥૩૧॥ વઇરાટ રાજા રથે બેઠો, હાથ ગ્રહ્યાં હથીઆર; ડંકા દેતો યુધ્ધે ચાલ્યો; સાથે ક્ષોણી ચાર. ॥૩૨॥ ધર્મે જાણ્યું અમારે માટે, ઘેરાઇ ગઇ છે ગાય; જો એ ગાયો છુટે નહીનો,પાપ અમોને થાય. ॥૩૩॥વઇરાટકેરૂ ગજુ નથી,માટે અતીપસ્તાવું; હારે છે કે જીતે છે એ, જોવા માટે જાવું. ॥૩૪॥ એમ જાણીને અસ્વે બેઠા, પોતે ધર્મરાય પુંઠે પુંઠે જોવા ચાલ્યા, સંગ્રામ સ્થાનક જ્યાંય, ॥૩૫॥ એક વૃક્ષ નીચે જઇને ઉભા, ચીકીત્સા જોવા રહ્યા; વઇરાટ રાજાસૈન્યા સાથે, સુસરમા સામા થયા. ॥૩૬॥એટલે સુસરમા એમ બોલ્યો, કથળ્યું તારૂ કાજ; તુજને હવે કેદ કરીને, લેવું છે તારૂં રાજ. ॥૩૭॥એટલે બોલ્યો વઇરાટ રાજા, કરો કાળો કેર; શું જુઓ છો યોદ્ધા મારા, મારીને મારો ઠેર. ॥૩૮॥એમ કહી યુધ્ધ આરંભ કીધું, યોદ્ધા કોપે ચડીયા; સામા સામી આયુદ્ધ લઇને, મારવા ટુટી પડીયા. ॥૩૯॥ એવામાં જેદ્રથે બાંણ લીધું, નાગાસ્ત્ર મંત્રજ શાંધ્યો; એકજ બાણે વઇરાટ રાયને, અવળે હાથે બાંધ્યો. ॥૪૦॥ તવ શુસરમાયે રથ દોડાવ્યો, યુકિતનો ખેલ કીધો, વઇરાટ રાયને ઉચકીને, પોતાના રથમાં લીધો. ॥૪૧॥ પછી છ ક્ષોણી સૈન્યાના યોધ્ધે, સૈન્યને માર્યો માર; એટલે સઉ ત્રાસ પામી નાઠા, યોદ્ધા ક્ષોણી ચાર ॥૪૨॥ વઇરાટનું સૈન્ય નાશીગયું, વઇરાટ હારી ચુકયો; તે દેખીને ધર્મરાયે, ઘોડો મારી મુકયો. ॥ ૪૩ ॥ દોડતા દોડતા ગયા રશોડે, બોલાવ્યો ભીમને બહાર; શું જુએ છે આપણે માટે, બંધાયો અનદાતાર. ॥૪૪॥ એવું ભીમે સાંભળ્યું ને ક્રોધ ઘણેરો કીધો; મેલાં ઘેલાં પેહેરી વસ્ત્રો, કડછો ખાંધે લીધો. ॥૪૫॥ મોઢે પ્રતીકા ચોપડીને,

ચાલ્યો ધર્મની સાથ; ધરમે આવી વઇરાટ રાયને, ઉંચો દેખાડયો હાથ. ॥ ૪૬ ॥ તવ વઇરાટને ધીરજ આવિ; રહીશું કુશળક્ષેમ; એવે સનમુખ આવિ ઉભો, મહા બળવંતો ભેમ ॥ ૪૭ ॥ ભીમશેને કહ્યું જેદ્રથને, રાયને કોણ બાંધનારો; પગે લાગી પાછો આપો; અનદાતા અમારો ॥૪૮॥ જેદ્રથ કહે ઓળખ્યો તને, ઓરે કુન્તી કુમાર; રાંધણું રાંધવા પરઘેર રહયો તુજ જીવતર ધીક્કાર ॥૪૯ ॥ એવું સાંભળી વ્રકોદરને, તનમાં લાગ્યો તાપ; ભીમશેન ભીમસેન કોને કહે છે, કયાં ભીમ તારો બાપ ॥ ૫૦ ॥ એવું સાંભળી જેદ્રથ બોલ્યો, સહુ જોદ્ધા જુધ ધારો; રાંધણું રાંધવાનું ભુલાવો, મન મુકીને મારો ॥ ૫૧ ॥ વલણ ॥ એવિ ક્રીધિ આગના, કોપ્યા અપરમપાર; કહે વલ્લભ સરવે મળી, દેવા માંડયો માર.

## કડવું ૨૪ રાગ રાજન રાયેજી

વઇશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; બળવંત બા જેજી; વિસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય, બળ, ॥ ૧ ॥ જેદ્રથ ભગદત્તને ભુરીસેવા, ચોથો સુસરમાય, બ. છ ક્ષોણી સેન્ય કરતિ અન્યા, ભીમને મારવા ધાય, બ. ॥૨॥ રાતા તાતા થાતા મદમાતા, મુખ કરે પોકાર, બ. ગુપતી ગેડી ગદા લઇને, દેવા માંડયો માર, બ. ॥૨॥ છુટા ગોફણના ગોળા મારે, ભીમનો મત મુકાવે. બ. આડોને અવળો ભીમ ખસે છે; હથીઆરને ચુકાવે. બ. ॥ ૩ ॥ કડછેથી જાળવે અંગ પોતાનું, જુલમ ઝગડો જાગ્યો. બ. એવામાં ભગદતે બાણ મારીને, ભીમનો કડછો ભાગ્યો. બ, ॥૫॥ આયુધ વીના ભીમ ગભરાયો, માર પડયો એને માઠો, બ. ઉભા રહેવાની હીમ્મત હાર્યો, જીવ લઇને નાઠો. બ. ॥૬॥ એટલે સૌ જોદ્ધા પુઠે પડયા, ભીમે કર્યો વીચાર; બ. હું એકલો ને આતો અનેક છે, વળી નથી હથીઆર, બ. ॥૭॥ અંતરયામી ગરૂડાગામી, આયુધ દેતો માનું પાડ. બ. એવામાં ભીમે નજરે દીઠાં, આંબલીનાં બે ઝાડ. બ. ॥૮॥ તેને જઇને બાથ ભીડાવિ,પરાક્રમ મોટાં માંડયાં. બ. જોર કરીને હચ હચાવી, સમુળાં તાણી કહાડયાં. બ. ॥૯॥ પછી બે ભુજમાં જુજવાં ઝાલ્યાં; મેઘનાદે ગડગડીયો બ. હડુડુડુ લેઇને હાકજ મારી, સૈન્યમાં કુદી પડીયો બ. ॥ ૧૦ ॥ દેતો સપાટા ઝાડના ઝપાટા; નામ રૂડે કે ભુડે; બ. નીચું જોઇને નેત્ર મીચી. ને, ઝાડ ઝાડ ઝુડે. બ. ॥ ૧૧ ॥ કંઇને દે કોહાણિ કંઇને ઢીંચણ દે, પા-

ટુથી કહાડે પ્રાણ. બ. જ્યાં ભીમશેનનું ઝાડ પડે ત્યાં, બસેં ચારસેનો ધાણ. બ. ॥ ૧૨ ॥ એક ઘડીમાં ચઉદિસેં માર્યા; હાથ દેખાડયા માઠા. બ. ત્રાસ પામીને શીશ નામીને, શેન્યના યોદ્ધા નાઠા. બ. ॥૧૩॥ એટલે નાઠા મારથી ચારે, એમ સરવ ગયા નાશી. બ. શ્વાસ ભરયા ગયા ઉત્તર દીશાયે. રાય કને મોં વીકાશી. બ. ॥૧૪॥ એવે વઇરાટને ભીમે ઉતારયો, બાંધેલો રથથી ધરણ. બ. હસ્ત છોડયા તવ વઇરાટ રાજા, ભીમને લાગ્યો ચરણ. બ. ॥ ૧૫ વળણ ॥ ભીમસેનને ચરણે નમ્યો, આવ્યા ધરમ રાય; વદે વ્યાસ વલ્લભ તે સમે, રાણી આવી ત્યાંય.

## કડવું ૨૩ રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા વઇશમપાયે વચન સુણ જનમેજે રાજન; રાણીયે સાંભળી વાત, કંથના બંધાયેલા હાથ ॥ ૧ ॥ માટે રડતી રડતી આવી, કંથ કાજે આંસુડા લાવી; એવે કંથને છોડતા દિઠો; એને વાલવો લાગ્યો મીઠો ॥ ૨ ॥ તેથી પોતે આવી પડી પાય, એવે બોલ્યો વઇરાટ રાય; વાલવા કહુ છું પગે લાગી, મારી પાસે કાંઇક લ્યો માગી. ॥ ૩ ॥ ત્યારે બોલી સુદ્રષ્ણા રાણી, મુજ પાસે માગો હેત આણી, તવ ભીમ બોલ્યો મુખ થકી, કોથી માગ્યુ અપાતું નથી. ॥ ૪ ॥ બોલ્યો વઇરાટ માગો તે દઇએ, ભીમ કહે ઉજાણી જઇએ; ચાલો હનુમાનના બાગ માંય, ત્યારે રસોઇ જમવી ત્યાંય ॥ ૫ ॥ બોલ્યો વઇરાટ રાય કબુલ; હવે તેમાં નહી આવે ભુલ; પછી સુદ્રસણા ચરણે લાગી, વીરા મુજ કને લે માગી ॥ ૬ ॥ ભીમ કહે તારૂં કહેવું કાચું; માનતો નથી નારીનું સાચું, એટલે રાણી બોલી આપ, માગ્યું ન દેઉં તો મુને પાપ. ॥ ૭ ॥ ભીમ કહે સયંદ્રી લાવો, તમારે ઘેર તેડી જાઓ; પેલો પંથીજી જ્યાં ગાયો ચારે, ત્યાં મેં મુકી છે એને આધારે. ॥ ૮ ॥ તવ રાણી બોલી ધરિ ધીર, અને તેડી જાઉં છું મમ વીર; કહી સેવક લીધા ચાર, ગઇ વન વીશે નીરધાર ॥૯॥ જ્યાં સહદેવ ગાયો ચારે, ત્યાં રાણી આવી તે વારે; વ્રક્ષે વ્રક્ષને શોધતી સાર, એવે દિઠી દ્રૂપદી નાર. ॥ ૧૦ ॥ તેને જોડયા રાણીએ હાથ; બાઇ તું ચાલ મારી સાથ; તુજને કહું છું સત્ય ધરમે મારા ભાઇ મુવા તેના કરમે ॥ ૧૧ ॥ પેલા વાલવે મુજ કામ કીધું; મારી પાસે એણે માગી લીધું; માટે તેડવા આવી આપ, તું ન આવે તો ગૌહત્યા પાપ. ॥ ૧૨ ॥ તુજપર કાંઇ રાખું દ્વેશ, તોતો પાપ મુને હમેશ; એવાં વચન સાંભળ્યા જ્યારે, હેઠી ઉતરી દ્રૂપદી ત્યારે ॥ ૧૩ ॥ ઝાલ્યો સુદ્રસણાએ હાથ, લેઇ

ચાલી ગામમાં સાથ; લાવી ઘરબાર સોંપી દીધું, પછી રાણિએ શું કામ કીધું. ॥ ૧૪ ॥ આજ રહ્યું હેવાતણ મ્હારૂં; માટે પ્રભુની પ્રાર્થના ધારૂં; એમ જાણી ઓરડામાં પેઠી, હરી સમરણ કરવા બેઠી ॥ ૧૫ ॥ એવે નગ્રની બહાર વૈઇરાટ, ઉભો ઉજાણી જાવા માટ; એત્રે શેન્ય તણું લોક આવ્યું, રાયે લીધું બધું મંગાવ્યું ॥૧૬॥ બાહારો બાહાર તે બાગમાં ગયા, ભીમપર બહુ રાજી થયા; એવે ઉત્તર દીશા શું થાય વાત જાણી દુરીયોધનરાય ॥૧૭॥ પછી બોલીયો છત્રપતી, ભીશમદાદા જુઓ થઇ ગતી; જેણે વાલવો ધર્યું છે નામ, તે તો ભીમે કરયો સંગ્રામ ॥૧૮॥ બોલ્યા ભીશ્મપીતા મુખ એમ; દિઠા વીના કહુ ભીમ કેમ; ત્યારે બોલ્યો રાય હરાયો, ઘેરો આ દરવાજાની ગાયો. ॥ ૧૯ ॥ સુણી શેવકનો સાથ ધાયો, ઘેરી ઉત્તર દિશાની ગાયો મારયો ગોવાળીઆને માર તે તો નાઠા કરી પોકાર ॥૨૦॥ જોઇ ભીસ્મજી બોલ્યા એમ, આનું થવા બેઠું છે કેમ; દ્રોણે કહ્યું કે પુટ્યું ભાળ, એનો થયો બગડવા કાળ ॥ ૨૧ ॥ ખોટું થવાનું તે ખોટું સુજે, જુઓ ગાયો આ કેવી ધ્રુજે; ગયા ગોવાળ ગામમાં સાર, કેહેવા રાયને સમાચાર. ॥ ૨૨ ॥ આવી તે રાજ્ય સભા જોઇ, મળે નહીં સભામાં કોઇ; ઓત્રા કુંવર રાયનો તન, રમતો હતો રાજ્યભોવન ॥ ૨૩ ॥ તેને પુછી ગોવાળીએ વાત, ભાઇ કયાં ગયા તમારા તાત; કહ્યું કુંવરે બેઠો હું રમવા, તાત ગયા ઉજાણી જમવા ॥૨૪॥ છજામાંથી સુણે કરૂપતી, બોલ્યા ગોવાળીયા દુઃખ અતી; આવ્યો હસ્તીનાપુરનો પતી, ગાયો ઘેરી લીધી દુરમતી, ॥ ૨૫ ॥ અમને સહુને દીધો માર, નાશી આવ્યા કેહેવા સમાચાર; તે તો જાણી કરૂપતીયે વાત, ગાયો ઘેરાઇ અમારે માટ, ॥ ૨૬ ॥ કેમ રખાય તેનો અદાપ, ભુખી તરશીનું અમને પાપ; એવું જાણી વદી કરૂપતિ; સુત તાત તમારા નથી. ॥ ૨૭ ॥ તેથી તમે જાઓ યુદ્ધ કરવા બધી ગાયો તણું દુઃખ હરવા; તમે જબરા જણાઓ છો ઝાઝા, તેથી આગળ કેહેવાશો રાજા॥૨૮॥ એવી રીતે કુંવરને ચડાવ્યો, સતીયે શુભ ખેલ્ર લડાવ્યો બોલ્યો કુંવર હું યુદ્ધ ધારૂં, જાઉં તો છત્રપતીને મારૂં. ॥ ૨૯ ॥ પણ રથ હાંકનાર નથી કોઇ, માટે યુદ્ધે જાઉં શું જોઇ; ત્યારે કરૂપતી કહે જાઓ, પેલા વ્યંઢળ મેહેતાને લાવો. ॥૩૦॥ રથ હાંકતાં આવડે સારો, આવશે એ ગુરૂ તમારો સુણી સુત ગયો નીશાળ જ્યાં બેઠા છે કુન્તી બાળ. ॥૩૧॥ ચાલો મેહેતાજી તતપર થાઓ, મ્હારી સાથે યુદ્ધમાં આવો, આવ્યો છે દુષ્ટ દુરાયોધન; ઘેરિ ગાયો કરિને વીઘન ॥ ૩૨ ॥ મારી ગોત્રા-

ળને મુકયા કાહાડી. તેણે આવી મુને બુમ પાડી; નથી જાવું મ્હારે યુદ્ધ કરવા, આજ બળીયાશું બાચકા ભરવા ॥ ૩૩ ॥ નથી રથ હાંકનાર કોઇ ગેર, તમારી જાણે સયંદ્રી પેર; તેણે મુને મોકલ્યો તમ કને, બોલ્યા વ્યંઢળ પુછુંછું તને ॥ ૩૪ ॥ સયંદ્રીને મુકીતી કહાડી, એને કોણે ઘરમાં પેસાડી; વળી તમ તાત કેમ ઘેર નથી, મને સમજાવો શુભ સતી ॥ ૩૫ ॥ ત્યારે કુંવર કહે એ મહેતા, કેમ આવા અજાણ્યા રહેતા; પહેલા પસ્ચીમને દરવાજે; થયું યુદ્ધ ઘણે અવાજે ॥ ૩૬ ॥ ત્યાંતો જેદ્રથે સંગ્રામ કીધો મારા તાતને બાંધિ લીધો; ત્યાંતો વાલવે જઇ છોડાવ્યા, શતરૂ પાસે હાથ જોડાવ્યા ॥ ૩૭ ॥ તેથી મુજ તાતે માન્ય દીધું, પછી વાલવે માગી લીધું; બાહારો બહાર ઉજાણી ખાવા, ગયા બાગમાં લેવાને લાહાવા ॥ ૩૮ ॥ મારી માતાયે વાલવાને કહ્યું, તુજથી એવાતણ રહ્યું; માટે માગી લે કંઇ મુજ કને, જે માગે તે આપીશ તુને ॥ ૩૯ ॥ ત્યારે વાલવે માગી લીધું, સયંદ્રીને લાવવા કીધું; તેથી મુજ માતા તેડી લાવી, આજ સયંદ્રી ઘરમાં આવી ॥૪૦॥ એણે કહ્યું કુંવરજી જાઓ, હાંકનારા વ્યંઢળને લાવો; માટે તેડવા આવ્યો તમને, ઉઠો ઉતાવળ છે અમને ॥ ૪૧ ॥ સુણી અરજુને કીધો વીચાર, નહી ઉઠુંતો પાપ અપાર; ગાયો ભુખીને તરશી રહેશે વળી ધરમ ઠપકો દેશે ॥ ૪૨ ॥ એવું જાણીને ઉભો થયો, એનો કુંવર સાથે ગયો, આવ્યા મહેલ પાસે જે વાર; બોલ્યા અરજુનજી તે વાર ॥૪૩॥ જાઓ પહેરી લ્યો સુત શણગાર, ઝટ આવો થઇ તઇયાર; તવ કુંવર ઘરમાં જાય, કરી સાન દ્રુપતિ ત્યાંય ॥૪૪॥ કંથ કુંવરને લેઇ જાઓ, જઇ ઘેરેલી ગાયો છોડાવો; તમે જાગવજો એ બાળ, એનો વાંકો ન થાય વાળ ॥ ૪૫ ॥ તવ અરજુને કીધિ સાન, એને સાચવસે ભગવાન; પછી રથશાળામાં જાય; આખો રથ નથી એક ત્યાંય ॥ ૪૦ ॥ દોરડે બાંધી રથ કરયો ત્યાર, જેવો તેવો તે કાહાડયો બહાર; પછી હયશાળામાં ગયો, અશ્વ જોવાને ઉભો રહ્યો ॥ ૭ ॥ નથી એકે સારો તોખાર; પડયા મંદવાડ ટટવાં ચ્યાર; તેનાં પુંછ ગ્રહી ઉઠાડયાં, હડસેલીને બારણે કાડયા ॥ ૪૮ ॥ રથમાં જોડયા બહુ બળ કરી. જેમ તેમ કરિ ઘોડા આણી; એવે એવા કુંવર જેહ; ત્યાર થઇને આવ્યો એહ ॥ ૪૯ ॥ વલણ ॥ તઇયાર થઇને આવીયો, વઇરાટ કેરો બાળ; કહે વક્ષમ રથ દેખીને, કુંવર ક્રોધે તત્કાળ.

લેશે મારો પ્રાણ. ॥ ૫ ॥ એવું જાણીને બળવંતો, મારો મારો મુખ ભાંખે; મુએલાં મડદાં લેઇને, દાદા ઉપર નાંખે. ॥ ૬ ॥ અરજુનના રથ પુંઠે રહીને, કર તો બહુ તોફાન; પણ દાદાએ જુલમ કરી, ઘણા કર્યા હેરાન. ॥ ૭ ॥ મારતા મારતા પાછા પાડયા, કાહાડયા થંભની બહાર; પાન્ડવનું બળ કાંઇ ન ચાલ્યું, દીવસ રહ્યો ઘડી ચાર. ॥ ૮ ॥ એટલે બોલ્યો અંતરયામી, લીધું ગટોરગછ કામ; સાંજ પડીને નહી જીતો તો, બોળાશે બાપનું નામ. ॥ ૯ ॥ એવું વચન સાંભળીને, મેઘનાદે ગડગડીયો; વા વંટોળ વીજળી કરીને, પોતે ગગને ચડીયો. ॥ ૧૦ ॥ રેણું ઉડી સહુ ગાભરા થાય, બાવરા બનીયા ત્યાંય; ઓચીન્તો એ જઇને પડીયો, દાદાના રથની માય. ॥ ૧૧ ॥ દાદા દાદા કહીને બાહાજ્યો, હેડંબા કુમાર; ભીષ્મપીતાના હાથમાંથી, લઇ લીધાં હથીઆર. ॥ ૧૨ ॥ ઉપાડીને ખાંધે લીધા, હરખ સહુને ચડીયો; દાદાને કબજે દેખીને, વાયુ સુત ઉપડીયો. ॥ ૧૩ ॥ ગદા લઇને કૌરવ દળમાં પડીયો તેણીવાર; બીજે જઇ મેઘવરણ પડીયો, દેવા માંડયો માર. ॥ ૧૪ ॥ એટલે કૌરવનું શેન્ય નાઠું, માઠું વીચાર્યુ મન; ભીશમને લઇ કઉરવ સ્થંભે, ઉભો હેડંબા તન. ॥ ૧૫ ॥ એટલે આવ્યા મારથી લોકો, કઉરવ ને સ્થંભ સાર; જીત્યાનાં વાજીંત્ર વાગ્યાં, વરત્યો જય જય કાર. ॥ ૧૬ ॥ ભીસ્મપીતા કળકળવા લાગ્યા, કરીશ કાળો કેહેર; દગો દીઠો બે દાહાડાથી, માટે મારૂં ઠેર. ॥૧૭॥ ભીમ પોતે પુંઠળથી આવ્યો, કપટ કેવું રચીયું; વા વંટોળ કરી ઉંચેથી આવ્યું, ગાજીને ગટોડગચીયું. ॥૧૮॥ ગટોડગચે ભીસ્મદાદાને, ખાંધેથી મુકયા ધરણ; ઓ દાદા શીદ ક્રોધ કરોછો, કહીને લાગ્યો ચરણ. ॥૧૯॥ વ્રકોદર કહે વૃદ્ધ દાદા, તમોપર હેત વાધે; આતો તમને લાહાવો વીત્યો, ચઢયા બાળકની ખાંધે.॥૨૦॥ભીસ્મપીતાને હસવું આવ્યું,પણ મુખ બોલ્યા એમ; સુરા હોતો સામા થઇને, જીતતા નથી કેમ. ॥૨૧॥ દગો કરવો તે નહી સારૂં; સામા થઇ જીત ધારો;મેઘવરણ કહે ચેતીને રહેજો,કાલ છે મારો વારો. ॥૨૨॥સનમુખ આવી જીતું તમને,વગડાવું નીશાન;ભીસ્મ કહે સનમુખ રહી જીતે, તો તું ખરો સંતાન. ॥ ૨૩ ॥ એમ કહીને આગના આપી, પાન્ડવ થયા વીદાય; એક રથમાં બેશીને ચાલ્યા, અરજુન ભીસ્મ પીતાય. ॥૨૪॥ દાદાને તંબુ જઇને નમીયો, ચરણ ચંપી કીધી; પછી ભીસ્મે અરજુનજીને, જાવા આગના દીધી. ॥ ૨૫ ॥ એટલે પારથ તંબુએ ગયો, રાતે કર્યું સહન; એવે સમે રજની વીતી, થયો ચોથો દન.

॥ ૨૬ ॥ વળણ. ચોથે દીવસ યુધ્ધે ચડયા, પાન્ડવ ભીશમપીતાય; કહે વલ્લભ શ્રોતા સુણો, યુધ તણો મહીમાય.

---

## કડવું ૫ રાગ સુરી દોહરો.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીશમ પરવ મહીમાય ॥ ૧ ॥ ચોથે દીવસે યુદ્ધે ચઢીયા, ગરગડીયાં નીસાન; સાંમાસાંમી રથથંભે આવ્યા, ભીશમ કુન્તી, સંતાન. ॥ ૨ ॥ અરજુને તવ ટંકાર કીધો ડોલ્યા દશે દીગપાળ; પ્રથવી લાગી ધ્રુજવાને, ખળભળ્યું પાતાળ. ॥૩॥ ઘડ લંકાથી હનુમાન આવ્યા, પાંન્ડવ દળમાં પેઠા, અરજુનજીના રથની ધજાપર, પુંછ વીંટાળીબેઠા. ॥૪॥ પછી પારથે બાણ લીધું, આનંદ પામી મન; પ્રથમ પહેલું ભીશમપીતાનું, પ્રેમે કર્યું પુજન. ॥ ૫ ॥ અગીઆરમે બાણે ચેતાવ્યા, દાદા હરખે ભરીયા, દોડીને પછી વચમાં આવ્યા, રણ સંગ્રામ આદરીયા. ॥ ૬ ॥ ભીસ્મપીતાયે મન વીચાર્યું, બે દનથી ચઢયો ચાક; આખો દીવશ જીત્યો હતો પણ; છેવટ ખોયુ નાક. ॥ ૭ ॥ તે માટે આજ જુલમ કરવો વગડાવવાં નીશાન; કરી છે સરત જીતવાની.ભીમસુતને સંતાન ॥૩૮॥ એમ વીચારી ભીશમપીતાયે, અરજુનને માર્યું બાણ; તેથી અરજુન હેઠો પડીયો, ઉંચા ચઢી ગયા પ્રાણ. ॥૯॥ પછી બીજુ બાણ લીધુ, અભિમન્યું ઢાળ્યો, શેદેવ નીકુળને પણ ઢાળ્યો દાટ ડોસાએ વાળ્યો. ॥૧૦॥ તે પછી એક બાણ ચઢાવી, નાગપાસ મંત્રો સાધ્યા; ગટોડગછને ને ભીમશેનનને, અવળે હાથે બાંધ્યા. ॥૧૧॥ પછી પાછું બાણ લીધું, ક્રોધ ઘણેરો વાધ્યો; મેઘવરણ સુતગટોડગછનો,તેને અવળો બાંધ્યો. ॥૧૨॥ પછી ભીશમે કહ્યું કુંવરને, વાળું દલની દાજ; ઓદીકરા કાલે બોલ્યા હતા તે, વાજાં વગાડો આજ. ॥ ૧૩ ॥ મેઘવરણ કહે વારૂ દાદા, ચીતમાં ચટકું લગાડયું; ભીમ કહે મેઘવરણ બેટા, કાલ બોલીને બગાડયું ॥૧૪॥ આજ નહી છુટવા પામવાના, નહી વાગે નીશાન,ચેતાવીને ખેલ બગાડયો,નામ લજવ્યું સંતાન.॥૧૫॥ મેઘવરણ કહે ઓરે દાદા, ધિરજ ધરજોમન;વાજાં જોવગડાવું નહીતો,નહીતમારોતન. ॥૧૬॥ એમ કહીને ધીરજ આપી, રહ્યા બે ઘડી દન;તવ મેઘવરણપ્રત્યેબોલ્યા;પોતે જુગજીવંન ॥૨૭॥ઓરે નંદન ગટોડગછના,તમે લીધુંછેકામ; જો આજનીશાન નહી વાગે તો, બોળશો બાપનું નામ. ॥૧૮॥ એવું વચન સાંભળીને કો

પ્યો માયાવી ભુપ; એક સ્વરૂપે રહ્યો બાંધેલો, બીજું ધરીયું રૂપ ॥ ૧૯॥ દુરીયોધનનું સ્વરૂપ લેઇ; ભીશમના સામો જાય; દાદાયે જાણ્યું આવે છે મળવા, છત્રપતી જે રાય. ॥ ૨૦॥ એવું સમજી ભીશમ બોલ્યા, આવો માહારા તન; જો આજ વલે પાન્ડવોની, એરે દુરીયોધન. ॥ ૨૧ ॥ તવ તે રૂપે બોલ્યો માયાવી, દાદાજી સાબાસ; એમ કહીને હસતો હસતો, ગયો ભીશમની પાસ. ॥ ૨૨ ॥ રથપર ચડીયો જઇને નડીયો, લેઇ લીધાં હથીઆર; એકદમ દાદાને બાથ ભીડાવી, ક્ષણુ ન લાગી વાર. ॥ ૨૩ ॥ ભીશમજી કહે આ શું કરે છે, એ દુરીયોધન ભુપ એટલે ધર્યું મેઘવરણે, પોતાનું મુળ રૂપ. ॥ ૨૪ ॥ ભીશમપીતા જોઈ બાવરા બનીયા, નીસ્ચે દગો દીધો; એકને તો બાંધી મુકયો છે, આ આવ્યો છે કીયો॥૨૫॥ એમ બેઉને જોવા લાગ્યા, માયાવીને હેત વાધે; આવોરે દાદા, આવોરે દાદા, કહીને લીધા ખાંધે. ॥ ૨૬ ॥ એવે પારથની વળી મુરછા વળી ઉઠયો અભેમાન; ભીમ ગટોરગછના કર છોડયા, છોડયો નાહનો સંતાન ॥ ૨૭ ॥ સકળ સૈન્યા ત્યાર થઇને, ઉપડીયા સહુ સુબા; કૌરવનું સેન્ય નસાડીને, સ્થંભે જઈ સહુ ઉભા. ॥ ૨૮ ॥ મેઘવરણ દાદાને લેઇ, ઉભો જઇને સ્થંભ ભીશમપીતા કહે છોડ મુજને, તમે તો નીકળ્યા દંભ. ॥ ૨૯ ॥ દગા ભરેલા સહુ બાપ બેટા, મારી નાંખુ ઠેર; આજ તમે સહુ જાણજો નીસ્ચે, નહી જાવો જીવતા ઘેર. ॥ ૩૦ ॥ મેઘવરણ કહે વારૂ દાદા, ફાવે તેવું પોકારો; શું કરવા છુટા મુકું કે, તમે અમને મારો, ॥ ૩૧ ॥ આને આ રીતે જાય જનમારો, પણ તમને નવ છોડું; સોગન ખાવો કે નહી વેહેર રાખું, તો કાંક મતી મરોડું. ॥ ૩૨ ॥એટલે ભીશમે મન વીચાર્યું, કબજે પડયા શું કરશું; મુમત મીથ્યા કરવો ન ઘટે, ખોટી જક આદરશું, ॥૩૩॥ એવું સમજી ભીશમ બોલ્યા, મુકી દો કુંવર માહારા;ઝેર વેહેર કાંઈ રાખું તો, મુજને સોગન તારા. ॥૩૪॥ એટલે દાદાને મુકી દીધા, કુવર લાગ્યો પાય; એટલે બોલ્યા રક્ત લોચને, પોતે ભીશમપીતાય. ॥૩૫॥ વારૂ દીકરા દગા ભરેલા, કાલે તમારી વાત; જોઉ નીશાન કેવાં વગડાવો, જીત્યા છો આજની રાત. ॥ ૬ ॥ મેઘવરણ કરે દગા વીના, જીત્યો છું સનમુખ આવી;તેમ છતાં કેમ રીસ ચઢાવો, મનમાં અંટસ લાવી ॥૩૭॥ ભીશમપીતા કહે જાવો તંબુએ,કહી કર્યા વીદાય;અરજુનજીને રથમાં લેઇ,પોતે તંબુએ જાય. ॥૩૮॥ ત્યાં જઈ ભેળા ભોજન કીધું, વાતો કરી લ્હાવ લેવા; પછી અરજુન વીદાય થયો, કરીને દાદાની શેવા. ॥ ૩૯ ॥ સયન કીધું રજની

વીતી, એવે વહાણું વાહાય; ચાલ્યા સઉ ખાઇ પી પરવારી, આવ્યા ભીસ્મપીતાય ॥૪૦॥ સામાસામી સ્થંભે ઉભા, સુરાના સરદાર; અરજુનજીએ ધનુષ લઇ, પહેલો કર્યો ટંકાર. ॥૪૧॥ અંજની નંદન આવી બીરાજ્યા, પારથની ધજાય; દશ બાણે પછી પુજન કીધું, યુદ્ધની ત્યારી થાય. ॥ ૪૨ ॥ વળણ ॥ કીધી ત્યારી યુદ્ધની, સાંભળને તું રાય; કહે વલ્લભ શ્રોતા સુણો, પાંચમે દન શું થાય.

## કડવું ૬ રાગ સાખિ.

વૈશમપાયન એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, ભીશમ પરવ મહીમાય. ॥ ૧ ॥ પાંચમે દાહાડે યુધ્ધે ટુટયા, કરતા બાણની વ્રષ્ટી; ગંગાસુતની તે દીવસે, થઈ છે માહા કોપ દ્રષ્ટી. ॥૨॥ બળ કરીને બાણ ચઢાવ્યાં, નાગપાસ મંત્રો સાધ્યા; ભીમ અભેમાન ગટોડગછને, અવળે હાથે બાંધ્યા ॥ ૩ ॥ વળી અરજુનજીને બાધ્યો, શેદેવને નીકુળ;દ્રુપત વઈરાટને શીખંડી,દ્રષ્ટપ્રદુમાન મુળ ॥ ૪ ॥ પછી બાંધ્યો મેઘવરણને, અવળે હાથે તાણી; ઉપર કાળજવર બાણ મુક્યું, બે રૂપ ધરતો જાણી. ॥ ૫ ॥ મેઘવરણને મા માયાવી, વળી માયાવી બાપ; તેથી બીજુ રૂપ ધરી શકે,માટે મુક્યું બાણ આપ. ॥૬॥ જો બીજુ રૂપ ધારણ કરે તો, તે બાણ છેદે શીશ પછી ભીમે મન વીચાર્યું; છુટા છે જુગધીશ ॥૭॥ પ્રભુને પુછયું કોહો માહારાજા, તમારો શો છે વીચાર; તમારે વઢવું કે નહી વઢવું, સત્ય કહો મોરાર. ॥ ૮ ॥ કૃષ્ણ પ્રભુ કહે એ માહારાજા, રથ હાંકવાનો હું આપ; યુધ્ધ કરવા હથીઆર ઝાલું તો, બ્રહ્મહત્યાનું પાપ. ॥ ૯ ॥ ભીશમપીતા કહે બેસો છુટા, નહી તો બાંધત હાથ; તમ સામુ હવે નથી જોવુ. ઓરે દીનાનાથ ॥૧૦॥ એમ કહીને ભીશમ પીતા, નીરવરતીથી ઉભા; કુન્તી નંદન ડંકા દેવાના, આજ કરો મનસુબા. ॥ ૧૧ ॥ એમ કહીને ઉભા રહ્યા છે આનંદ માન્યો અતી; જાણ્યું નીશાન પાન્ડવના, વાગવાના આજ નથી. ॥૧૨॥ એવે છ ઘટી દીવસ રહ્યો, પાન્ડવનો જય કાહાવ્યો, મણીપુરથી નરનો નંદન, ઇલેવાનજ આવ્યો ॥ ૧૩ ॥ ત્રાહીત પ્રાણીને ખબર પુછી, પાન્ડવ કૌરવ કયાં છે, તેણે કહ્યું કે પાંચે પાન્ડવ, પુરવ દીશામાં છે. ॥૧૪॥ તવ ઇલેવાન પાન્ડવ ભણી, જઇને ઉભો સાર; બંધાયેલા સરવને દીઠા, કોપ્યો અપરમપાર. ॥૧૫॥ ભીસ્મ પીતાના સન-

મુખ થયો, વઢવા ઉલટ લાગ્યો; ભીસ્મપીતા વિચારમાં પડીયા, આ છોક-રો કોણ આવ્યો ॥૧૬॥ પાન્ડવો પણ ઓળખે નહી તે,એહને વીસ્મય થાય આપણી પક્ષ આ કોણ આવ્યું પુછેછે માંયોમાંય ॥ ૧૭ ॥ એવામાં તો ભીસ્મ બોલ્યા, અલ્યા તું કોનો તન; ઇલેવાન કહે શુણ ડોસા, નહી કહુ તુને વચન ॥૧૮॥ એટલે ભીસ્મે મન વીચારયું, કુંવર કાફર જાણી; એકદમ આને નહી બાંધુ તો, યુદ્ધ કરશે ધુળધાણી ॥ ૧૯ ॥ એમ જાણિ નાગપાશ મારયું, બાંધવાને નાગ જાય; ઇલેવાને ગરૂડાસ્તર મારયું, તે નાગ વિણી ખાય ॥ ૨૦ ॥ એટલે કોપ્યા ભીસ્મપીતા, બાણ કરયાં તઇયાર, અગણીતા મંત્રો ભણીને, દેવા માંડયો માર ॥૨૧॥ એક બાણથી લક્ષ લક્ષ છુટે, કરી નાખે ઘનઘોર; એટલે અમણીતાં બાણ લેઇ, કરયું કુંવરે જોર ॥ ૨૨ ॥ અગણિતું એક બાણ મારે, સુંસવાટા કરતું જાય; એક બાણ એનું જતા જતામાં ત્રણ ત્રણ લાખ બાણ થાય ॥૨૩॥ ભીસ્મપીતાના લક્ષ છુટે, ત્રણ ઘણાં સુતનાં સાર; ભીસ્મપીતા એકવાર મારે તો, કુંવર ત્રણવાર મારે ॥૨૪॥ દેખી ડોસા બહુ ગભરાયા, નાહાનું છોકરૂં નડશે; જો માહારી ઇજત લેશે તો ધોળામાં ધુળ પડશે ॥૨૫॥ એવું જાણી એક બાણ લીધું, પ-વનાસ્તરનું બળમાં, ઇલેવાનના રથ તળે મારી, રથ મોકલ્યો વાદળમાં, ॥ ૨૬ ॥ ઇલેવાનને રથ સુદ્ધાં મોકલીયો ગગન; અંતરીક્ષ જઇ રથ એનો ઉભો, પોતે વીચારયું મન ॥ ૨૭ ॥ દેખાડવા હૈવત ડોસાને, કુંવરે શું કામ કીધું, અવળ સવળ મંત્ર ભણીને પવનાસ્તર બાણ લીધું ॥ ૨૮ ॥ તે બાણ મારયું ગગને રહીને, ભીસ્મના રથ તળે જાય; રથ ઉપાડી ગગને આવ્યું, તેમાં છે ભીસ્મપીતાય ॥ ૨૯ ॥ ઉંચા લાવી સનમુખ રાખ્યા બળવંત ઇલેવાન; એણે અંત્રીક્ષ યુદ્ધ મચાવ્યું,વૃધનેક રયા હેરાન ॥૩૦॥ વાંકા વળીને ઇલેવાને, વઢનાં હઇવત દાખ્યું; પોતાના રથ નીચે બાણ હતું તે, ભાલાથી ભાગી નાંખ્યું ॥૩૧॥ એટલે રથ પોતાનો ઉતરીયો આવી ઉભો એ ધરણ; તે દેખી થયું ઉતરવાનું ભીસ્મનું અંતઃકરણ ॥ ૩૨ ॥ બાણ પોતાના રથની નીચે, તેને કરયું છેદન; એટલે રથ ઉત-રવા લાગ્યો, જોયું ઉલ્પીને તન ॥ ૩૩ ॥ તેવુંજ બીજું બાણ મારયું, મંત્ર ભણીને પવન; એટલે અધવચ આવેલા દાદા, પાછા ગયા ગગન ॥ ૩૪ ॥ પછી ભીસ્મે મન વીચારયું, મીથ્યા હું મરૂં મથી, છે છોકરો બહુ છાકે છકેલો ઉતરવા દેનાર નથી ॥ ૩૫ ॥ એવું સમજી ગગન ર-હીને. દેવા માંડયો માર; કુંવર ઉપર અગણીતાથી, કરયો ત્રણો અંધકાર

॥૩૬॥ ઉચેથી નિચે મારવું તે, ડોસાને માફક આવ્યું; નીચેથી ઉચું મારવું કુંવરને, તેતો જરા નવ ફાવ્યું ॥૩૭॥ એમ વીચારિ ઇલેવાને કામજ કેવાં કીધાં; પવનાસ્ત્ર મંત્ર ભણીને, ચાર બાણ સાથે લીધાં ॥૩૮॥ દાદાના રથ નીચે મારયાં, વાળ્યો આડો આંક; રથને ચાર છેડે ચાર વળગ્યાં, ત રથ ચઢીયો ચાક ॥૩૯॥ ફેરજ ફુંદડી ફરવા લાગ્યો ભીસ્મપીતા ગમરાય; તાકીને જે બાણ ફેકેતો, આડાને અતળાં જાય ॥૪૦॥ પછી ઇલેવાને બાણ લીધાં, હાથીની પેરે ત્રાડે, ડોસાના રથ તળે બાણ મારીને, અંત્રીક્ષ પાછા કહાડે ॥૪૧॥ પાછા કાઢતાં કાઢતાં કાઢ્યા, અત્રીક્ષ સ્થંભની બહાર, એટલે કઉરવ કેરિ સેન્યા, નાઠી ક્ષોણી અગીઆર ॥૪૨॥ ગયો ઇલેવાન કઉરવ સ્થંભે હીમ્મત છે મન સાથ; પાંડવ દળમાં બંધાયેલા તેમના છોડયા હાથ ॥ ૪૩ ॥ તવ પાંડવ દળ દોડયું આવ્યું, કઉરવ સ્થંભે ઉભા; આજે પણ વાજાં વાગવાના, એમ કરે મનસુબા ॥૪૪॥ ડોસા તો અંતરીક્ષ રહ્યા છે, સુરજ બેઠો મેર, કઉરવ વાજાં બંધ પડીયાં, વાગી પાંડવની ભેર. ॥ ૪૫ ॥ દેવાયા ડંકા જીત્યા બંકા, વરત્યો જય જયકાર; પછી ભીમે કહ્યું કુંવરને, એરે સુરા સરદાર ॥ ૪૬ ॥ અંતરીક્ષ છે તે દાદા અમારા એમને નીચે ઉતારો; સાંજ પડી તેથી જીતી ચુકયા, એજ અમારો ધારો ॥ ૪૭ ॥ તવ ઇલેવાને બાણ મુકયાં, રૂડો મચાવ્યો રંગ, ભીસ્મના રથ નીચેના બાણો, તે કરી નાંખ્યાં ભંગ ॥ ૪૮ ॥ એટલે રથ નીચે ઉતરીયો, બોલ્યા ભીસ્મપીતાય; આ વ્રકોદર કોણુજ છે આ, કીયા દેશનો રાય ॥ ૪૯ ॥ ભીમ કહે હું જાણતો નથી, નીકુળ કે વેમ ખુઓ; કોનો દીકરો કયાંનો રહેવાશી, ધિરેથી પુછી જુઓ ॥ ૫૦ ॥ તવ વાયુનો નંદન બોલ્યો, એરે કુંવર બળવાન; અમોએ તમોને ઓળખ્યા નહી, છો કોના સંતાન ॥ ૫૧ ॥ એટલે કહ્યું ઇલેવાને, હું અરજુનનો તન; મણીપુરનો છું રહેવાશી, એમ વદયો વચન ॥ ૫૨ ॥ તવ ભીમે અરજુનને પુછયું, આ કીયો તારો બાળ; અરજુનજી કહે યાદ નથી, તવ બોલ્યા ગોપાળ ॥ ૫૩ ॥ પોતાના પુત્રની ખબર નથી, ધન્ય તમારૂં ભાન; તવ ઇલેવાને દાખલો દીધો, સુણો સતી સંતાન ॥ ૫૪ ॥ યોગી થઇને આપ જતાતા, પંપા સરોવરે પેઠાં, સાપણીયો થઇ અપછરાઓ; જળ પીવા પડી બેઠી ॥ ૫૫ ॥ ત્યાં આગળ બેઉ માહરી માતા, પાય પડી થઇ મગ્ન, એવામાં નારદજી આવ્યા, તવ તમે કીધું લગ્ન ॥ ૫૬ ॥ ગામ મણીપુર વસાવી આપ્યું; વાવ્યું ભલું ઘર સુત્ર; ઉલ્પીને યોત્ર

કળા તે, બેના થયા બે પુત્ર. ॥ ૫૭ ॥ તેમાંથી હું સુત ઉલપીનો એરે માહારા તાત; ચીત્ર કળાનો બહુ છે બળીયો, બભ્રુવાહન મુજ ભ્રાત. ॥૫૮॥ તવ અરજુને કબુલ્ય કીધું, દાખલો દીધો પાકો; એટલે ભીમ કહે ભત્રીજા, હું થાવું તારો કાકો. ॥ ૫૯ ॥ એમ કહિ કહ્યું ભીશ્મ પીતાને આતો પારથનો તન; જુઓ દાદા અમારા ઘરમાં, કેવાં પડયા છે રતન. ॥ ૬૦ ॥ વલણ; ॥ રત્ન અમારા ઘર વિશે, એક એકથી છે શેર; તે કારણ દાદા જુઓ, વાગ્યાં ભુંગળ ભેર.

---

## કડવું ૭ રાગ ચોપાઈનો.

બોલ્યા વૈશમપાયે વચન,સુણ પરીક્ષત કેરા તન; પછી બોલીયા ગંગા કુમાર; છે આ છોકરાને અહંકાર. ॥ ૧ ॥ મને દારૂણ દુખ દેઇ દમીયો, વ્રદ્ધ જાણી જરાએ ન નમીયો;માટે મને વાધ્યુ બહુ ઝેર; આવતી કાલે કરવો છે કેહેર. ॥ ૨ ॥ પછી ભીમ વધો વચન, તમે નમો દાદાને તન; તવ બોલ્યો ઇલોચન એમ, સાચા શત્રુને નમુ કેમ. ॥ ૩ ॥ લાજે માહારી જનેતાનું પેટ, પોહોચે અપકીરતી સદા ઠેઠ; કહો તો દાદા તરીકે નમું; પણ બીજી રીતે કેમ ભમું ॥ ત્યારે બોલીયા ભીશ્મ પીતાય, મારે નથી લગાડવો પાય; કાલે મારૂ નહી એને આપ, તો તો બ્રહ્મહત્યાનું પાપ. ॥૫॥ ત્યારે બોલીયો ઇલેવાન, સુણો ગંગા તણા સંતાન; મુને મારી નાખજે ઠેર, મુઆ પછી કરૂ હું કેર. ॥ ૬ ॥ મરણ પામ્યા પછી ઉરાડું; સ્થંભથી છેક આઘા પાડું; વગડાવું મ્હારાં નીશાન, ત્યારે અરજુનને સંતાન. ॥ ૭ ॥ પછી ભીમસેન વદયા વાણિ, ચાલો તંબુએ ઉલટ આણી; પછી સરવે પાછા વળીયા, અરજુન વણ તંબુએ પળીયા. ॥ ૮ ॥ ગયો દાદા સાથે નર ભુપ; કરી વ્રદ્ધની શેવા અનુપ; રમી જમીને થયો વીદાય, ગયો પોતાના તંબુ માય. ॥ ૯ ॥ સરવ હળીમળીને બેઠા, ઘણી વાર વિચારમા પેઠા, બોલ્યો વાયુ તણો સંતાન. કાલે ઘેર રહેજો ઇલે-વાન. ॥ ૧૦ ॥ ભીશ્મ પીતાયે લીધુ છે પાપ, તેથી ઉપજશે સંતાપ; તવ બોલ્યો ઇલેવાન એમ, મરવાથી ડરૂ હું કેમ. ॥ ૧૧ ॥ કહિ રાતે કરયુ સહન; એવે થયો છઠો દન; થયાવાહાણુ વાહ્યે તઇયાર, ચઢયા રણ યુદ્ધે તે વાર. ॥ ૧૨ ॥ આવ્યા પોત પોતાનો સ્થંભ, કરવું છે યુધ આરંભ; તવ ઈંદ્ર તણો જે તન, તેણે પ્રેમે કરયું પુજન, ॥ ૧૩ ॥ પછી બોલ્યો ઇલેવાન, હવે અળગા ખશો નિધાન; માહારે ને વૃદ્ધને યુદ્ધ ક

રવું; કાંતો મરવું કે કાંતો મારવું ॥ ૧૪ ॥ મારી સંગ નહી સેન્યાય એકલા વઢવા ઇચ્છાય; કહી સર્વને અળગા કીધા, દાદા સનમુખ મોરચા દીધા. ॥ ૧૫ ॥ પછી ભીસ્મે કર્યો વીચાર, માહારે શેન્યા ન શોભે સાર; છોકરાએતો શેન્યા કાઢી, માટે હું તો દેખાવું અનાડી. ॥ ૧૬ ॥ એમ જાણીને આગના દીધી, સહુ શેન્યને અળગી કીધી; પછી કુંવર વઢયો તે ઠામ, હવે માહારે તમારે કામ. ॥ ૧૭ ॥ કહી લીધાં ધનુશને બાણ યુદ્ધ આરંભ્યું બળવાન; મારવા લાગ્યા ભીસ્મ પીતાય, એક બાંણનાં લક્ષજ થાય. ॥ ૧૮ ॥ બાણ જાય ઇલેવાન તણું, કરે બળ વ્રદ્ધથી ત્રણુ ઘણું; તેથી ભીસ્મપીતા ગભરાય, પોને પાછા પડતા જાય. ॥ ૧૯ ॥ તેમ તેમ તે કુંવર ધશે, વ્રદ્ધ દાદા તે પાછા ખસે; ઘણા ત્રાસ્યા ગંગા કુંવર, નીકળી ગયા સ્થંભ બહાર. ॥ ૨૦ ॥ ઇલેવાને જુલમ કીધો, ઘણો બાણ તણો માર દિધો; રૂંવે રૂંવે ભોકીયાં બાણ, હાડેહાડ કર્યા ભંગાણ ॥ ૨૧ ॥ એમ બાહાજ્યો ઉલ્પીનો તન, એવે રહ્યો બે ઘડી દન; કર્યો ભીશમપીતાએ વીચાર. મ્હારૂં બોલ્યું જશે આ વાર. ॥ ૨૨ ॥ એવું જાણીને શું કામ કીધું, એક કાળજવર બાણ લીધું; બહુ બળમાં ન રાખી નુન્ય; મુકયું પાંચ વરસનુ પુન્ય. ॥ ૨૩ ॥ પછી ફેંકયુ કરિને રીસ, છેદયું ઇલેવાનનું શીશ; તવ ધડ તો ઝુઝવા ભળીયું, પડયું મુસ્તક તે તો ઉછળીયું. ॥૨૪॥ જઇ વાગ્યું દાદાની રૂદે, જાણે શત્રુ થયો એક ઉદે; દાદાને લઇ ચઢયું ગગન, જઇ પડયું ચ્યાર જોજન. ॥ ૨૫ ॥ તે તો પાન્ડવને જોદ્ધ જોયું, નથી છોકરે નામ ડબોયું, પછી દોડી પોહોચ્યા સહુ બળીયા, તે તો કૌરવને પંથ પળીયા. ॥ ૨૬ ॥ એવે સુરજ બેઠો મેર, વાગી પાન્ડવોનિ ભેર; જીત કેહેવાઇ પાન્ડવ કેરી, પછી સેન્યાને નાંખી વિખેરી. ॥ ૨૭ ॥ તેવે અરજુન દુરીયોધન, દાદાને સોધવાનું મન; બેઉ રથ દોડાવિને ગયા, જ્યાં પડ્યા ત્યાં ભેગા થયા. ॥ ૨૮ ॥ તવ દાદા સરમમાં પેઠા, પેલું માંથું ખોળે લેઇ બેઠા;અરજુનજીએ તવ બોલાવ્યા, ત્યારે તેના રથમાં આવ્યા. ॥ ૨૯ ॥ પછી રથ દોડાવતા ગયા, રણસ્થંભે ઉભા રહયા; ત્યાંનો કાષ્ટની ખડકી ચીતા, પેલું શીશ મુકયું ભીશમપીતા. ॥૩૦॥ મુકયો અરજુને અગની સાર, કર્યો સૌ ક્રીયા સંસ્કાર; પછી સરવે કીધું સ્નાન, ગયા ડેરા તંબુ નીધાન: ॥ ૩૧ ॥ અરજુને કરી દાદાની શેવા, કર્યા દાદાએ બોધ કેવા; દીકરા મેં તો અનરથ ધારયો, તારા રત્ન કુંવરને મારયો ॥ ૩૨ ॥ તવ અરજુન બોલ્યો મુખ, દાદા તે વાતનું નહી દુખ; માહારા કુવરે ગજબ કીધો, તમને તો અતિ માર દીધો ॥ ૩૩ ॥

વગડાવ્યાં બે દન નીશાન, વળી ઉતારયું તમારૂં માન, ભીસ્મપીતા કહે વારૂ તન, જોવું હવે જીતો કીયે દન ॥ ૩૪ ॥ કહીને કરયો વીદાય, તેથી અરજુન તંબુએ જાય, કરયું રાત્રીએ સયન, એવે થયો સાતમો દન. ॥ ૩૫ ॥ વાહાણું વાતે સહુ પરવારયા, બેશી વાહાને સરવ શીધારયા; ભીસ્મપીતા અને સેન્યાય, આવ્યા રણભોમીની માંય ॥ ૩૬ ॥ આવ્યા પાંડવ સેન્ય લેઇ, ઉભા સ્થંભે તે ડંકા દેઇ; સામાસામી રહ્યા ક્રોધ ભરિયા સુરા તરવારે તરવરીયા ॥ ૩૭ ॥ વલણ ॥ સુરભરયા સુરા સહુ, યુદ્ધે ઉભા સાર; કહે વલ્લભ શ્રોતા સુણો, યુધ તણો વીસ્તાર.

## કડવું ૮ મું રાગ સવૈયાનો.

વઇશમાપયે એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારિ તુજને સંભળાવું, ભીસ્મ પરવ મહીમાય ॥ ૧ ॥ સાતમે દહાડે યુધ આદરીયું, પાંડવ ગંગા તન, અરજુનજીએ ટંકાર કરી, કરયું દાદાનું પુજન ॥ ૨ ॥ પછી સ્થંભથી છુટયા ને ટુટયા, ઉપાડયાં હથીઆર, નીચું જોઇ મન મુકીને, દેવા માંડયો માર ॥ ૩ ॥ ભીસ્મપીતા જે બાણ મારે, તે બાણ રૂદિયા ભેદે; જેવો તેવો વચ્ચમાં આવે તો, મુસ્તક તેનું છેદે ॥ ૪ ॥ અરજુને એક બાણ મુકયું, કાળજવર કરી રીસ; તે બાણથી બે લક્ષ યોદ્ધાના, છેદી નાંખ્યા શીશ ॥ ૫ ॥ એવું જોઇને ભીસ્મપીતાયે, બળમાં મારયાં બે બાણ; તે બાણથી દશ લક્ષ યોદ્ધાના, કાહાડી નાંખ્યા પ્રાણ ॥ ૬ ॥ કેટલા હાથી કેટલા ઘોડા, ઢળીને પડયા ધરણ; કઇ પડયા પડયા પાણી માગે, કઇ જીવ પામ્યા મરણ ॥ ૭ ॥ રૂધીરના થઇ રેલમ છેલા, શ્રોણીત ભોમી થાય; કઇના ચરણને ભુજ કૈનાં, કૈનાં ધડ અથડાય ॥ ૮ ॥ હાડને માંસ તે પગ તળે આવે, વરત્યા હાહાકાર; સુર ભરયા રણશીંગા વાગે, આવે સુર અપાર ॥ ૯ ॥ સમળી શીયાળા વાયસ પક્ષી, માઉંશની ચાંચો ભરતાં; ઉડા ઉડીને આકાશ ચઢે, તે તેમ આનંદ કરતાં ॥ ૧૦ ॥ અરજુનના રથ પુંઠે રહીને, મારો મારો ભીમ ભાખે; હાથી ઘોડાનાં પુછડાં ઝાલી, દાદાના ઉપર નાંખે ॥ ૧૧ ॥ ભુસ્ને ચુકે નાંખે સુર સપાટે, તે ગગને ચઢી જાય; વંટોળીયો વિંટાઇ વળે તે, રહે છે આકાશ માય ॥ ૧૨ ॥ એ રીતે બહુ જુલમ વરત્યો બહુ થઇ મારા માર; છેવટ પાંન્ડવને માર મારી, પાછા કાઢયા થંભ બહાર ॥ ૧૩ ॥ પાંડવ રથંભે દાદા ઉભા, થાકયા કુન્તી તન; પારથ કહે આજ કેમ થા-

શે, એરે જુગજીવન. ॥૧૪॥ પ્રભુ કહે ગભરાવો છો શાને, વાગે છે તેનાં વાગે; અરજુન કહે જતીએ તેવું, આજ મને નવ લાગે ॥ ૧૫ ॥ એવામાં તો ભીસમપીતાએ, માર્યું બાણ પવન; તે બાણથી રથ અરજુનજીનો, ચઢી ગયો ગગન ॥૧૬॥ પછી ભીમને અવળો બાંધ્યો, બીજો માયાવિ ભુપ; ત્રીજો બાંધ્યો મેઘવરણને, મારથી થઇ ગયા ચુપ ॥૧૭॥ એટલામાં અભેમાનને બાંધ્યો, દાદો ક્રોધે ચડીયો; નીકુળને બાણ મારી ઉરાડયો, ડેરા તંબુ તે પડીયો ॥૧૮॥ દ્રૂપત વઇરાટ શીખંડીને, નાંખ્યા મુરછામાંય, દ્રષ્ટપ્રદુમાન શેદેવજીને, ઢાળ્યા ત્યાંને ત્યાંય ॥૧૯॥ તવ સહુ સેન્યા સ્થંભી ઉભી, પણ દાદા સત્ય ધારે; સેન્યામાંના કોઇ પ્રાણીને, પોતે જરા નવ મારે ॥૨૦॥ એમજ બળ દાખવ્યું દાદાએ, રહ્યો બે ઘડી દન; અરજુન કહે કેમ કરીશું, એરે જુગજીવન ॥૨૧॥ તવ પ્રભુએ ભીસમપીતાનું, બળ હરીને લીધું; એંશી શહસ્ત્ર બાણનું બળ તે અરજુનજીને દિધું ॥૨૨॥ પણ રહ્યો છે આકાશે તે, શું કર્યું જુગદાધાર; રથને ઉતારવા રથપર મેલ્યો, ચઉદ બ્રહ્માંડનો ભાર ॥૨૩॥ એટલે તે રથ નીચે ઉતરીયો, કરતા નંદકીશોર; એટલે ભીસમે બાણ લઇને, દારૂણ દાખવ્યું જોર ॥૨૪॥ અગણીત મંત્રનાં બાણ મારે, પણ વિસ હજ્જાર જાય; એક લાખ ચાળીસ હજાર બાણો, અરજુજીના થાય ॥૨૫॥ ભીસમપીતા બહુ વિસ્મે પામ્યા, પોતે પાછા પડતા; તેમ તેમ અરજુન બહુ બળ કરી, દાદાને કનડતા ॥૨૬॥ પોતાના જે યોદ્ધ બાંધેલા, તેમના છોડયા હાથ; એવે મુરછા વળી સરવની, ઉઠી પડયો સહુ સાથ ॥૨૭॥ દાદા ઉપર દઇવત દાખ્યું, હાથ બતાવ્યા માઠા; ભીસમે જાણ્યું કાંઇ કપટ થયું, વઢવું મુકીને નાઠા ॥ ૨૮ ॥ એટલે નાઠી અગીઆર ક્ષોણી, અરજુને હાથ બતાવ્યા; ભીસ્મ પોતાને પાછા પાડી, કઉરવ સ્થંભે આવ્યા ॥ ૨૯ ॥ એટલે સુરજ મેર બેઠો, ગરગડીયાં નીશાન; કઉરવનાં વાજાં બંધ રહ્યાં, જીત્યા સતિ સંતાન ॥ ૩૦ ॥ પછી અરજુન રથથી ઉતરીયો, દાદાના રથમાં જાય; ચાલો દાદા આવું શેવા કરવા, શેન્ય કરયું વિદાય ॥ ૩૧ ॥ ભીસમને પારથ તંબુએ આવ્યા, ભેળું કરયું ભોજન; અરજુન ચરણ ચાંપવા લાગ્યા, ભીસમે કરયું સયન. ॥૩૨॥ અરજુનજી કહે જુઓ દાદા, આજે તો મેં બળ દાખ્યું; ઘણા હાડાથી તમે કહેતાતા, માટે પાણી લઇ નાંખ્યું ॥૩૩॥ ભીસ્મપીતા કહે અરજુન બેટા આજે તો કપટ ભાળ્યું; નીત્યાન દળી દળીને મુઓ, છેવટ કુલડાંમાં વાળ્યું ॥ ૩૪ ॥ આખો દિવસ જીત પામુને, બે ઘડી છેવટે હા-

રૂં; માટે મુજને એમ લાગે છે, છે કાંઇ જાદુ તમારૂં ॥૩૫॥ જાઓ બેટા કાલ આવજો વહેલા, કહી કરયો વિદાય; અરજુન જઇ તંબુએ સુતો, એવે વાહાણું વાહાય, જાગ્રત થઇ સરવે પરવાર્યા, કઉરવ પાંડવ બળીયા; પોતપોતાનું સેન્ય લઇને, પોતાને સ્થંભે પળીયા ॥૩૬॥ વળણ॥ પોતાને સ્થંભે આવિયા, પાંડવ ભીસ્મ પીતાય; કહે વલ્લભ સહુ સાંભળો,યુદ્ધ ત્રણેરૂ થાય.

## કડવું ૯ રાગ સુરી સાખિનો.

વઇશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, ભીશ્મ પરવ મહીમાય ॥૧॥ આઠમે દાહાડે યુધ્ધે ઉભા, હાથ ગ્રહી હથીઆર; અરજુને ગાંજેવ નામા ધનુશનો, પહેલો કરયો ટંકાર ॥૨॥ તેનો શબ્દ ત્રીલોક પહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ; શબ્દ સુણીને લંકાથી આવ્યા, હનુમાન અંજની બાળ ॥૩॥ દસ બાણે પછી પુજન કીધું, તવ સહુ કોપે ચડીઆ; એકદમ ઉઠયા થંભેથી છુટયા વચમાં ટુટી પડીઆ. ॥૪॥ કરણ શકુની જેદ્રથ ભગદત, કઉરવ સોએ ભ્રાત; પોતાના તંબુ ભણી ઉભા રહી, યુધ જુએ નિચ જાત ॥૫॥ આઠમે દાહાડે અતી ઉપડીયા, ભીશ્મપીતા બળવાન; પાન્ડવ ઉપર જુલમ કીધો; ગંગાને સંતાન ॥૬॥ પવનાસ્ત્ર બે બાણ લઇને, દાદાએ ખેલ લડાવ્યા; અરજુનનાને અભીમન્યુના, રથજ ગગને ચડાવ્યા ॥૭॥ બે બાપ દિકરા અંત્રીક્ષ ઉભા, સાથે નંદકીશોર; ગટોરગછ પણ રહ્યો છે ગગને, શું જાણવી શકે જોર. ॥૭॥ ગંગાનંદને નાગપાસ લઇ, બાંધ્યા મારથી સરવ;સાત ક્ષોણી સહુ સેન્યા બાંધિ; ઉતરવાને ગરવ ॥૯॥ પછી ભીશ્મજી હરખી ઉભા, નીશાન કોણ વગાડે; જેવું જો આજે યુક્તી છે સારી, ખાંપણ કોણ લગાડે ॥૧૦॥ એવું આદરિ ભીશ્મ ઉભા, ચાર ઘડી રહ્યો દન; અરજુનજી કહે કેમ થાશે; આરે જુમજીવન ॥૧૧॥ અંતરયામી એવું બોલ્યા,ધીરજ ધરો મન;ખાતો ખાશે ભર તો ભરશે,હજી ઘણો છે દન. ॥૧૨॥ એમ કહીને કૃષ્ણ પ્રભુએ,કપટ કેવું કીધું; ભીસ્મપીતા ઉભા છે તેનું બળ હરીને લીધું. ॥૧૩॥ તે બળ આપ્યું અભેમન્યુને, વળી કેવો ખેલ કરીયો, એના રથ તળેનું બાણ છેદયું, તેથી રથ ઉતરીયો. ॥ ૧૪ ॥ તવ અભેમાને યુધ આરંભ્યું, સામા ભીસ્મપીતાય; કુંવરનાં બાણ એક લક્ષને, વીશ સહસ્ત્ર જાય. ॥ ૧૫ ॥ ગં-

ગા નંદન બાણ મારે તે, છુટે વીસ હજાર; અભીમન્યુના બહુ બળથી તે, નીકળીઆ રથંભ બેહાર ॥ ૧૬ ॥ ભીસ્મપીતાએ મન વીચારયું, મનસુબો એમ ધારયો; કોહેના કોહો પણ દ્વારીકાધીશે, ઉંચેથી રથ ઉતારયો ॥ ૧૮ ॥ બળ માહારૂં પળમાં જતું રહે છે, તે હશે ક્રષ્ણનું કામ; નોરચે કરયાં વણ એકદમ માહારે, ન દેવું કોઇનું નામ ॥ ૧૮ ॥ એમ ધારી મનમાં રહ્યા સમજી, ખંખેરી ઉભા થયા; અત્યારે એમાંનું કાંઇ ન કહેવું, આવતી કાલે વાત ॥ ૧૯ ॥ એવે રથ અરજુનનો ઉતરીયો, જોડે છે દીનાનાથ; પછી અરજુને સહુ સેન્યાના, છોડી નાંખ્યા રાથ ॥ ૨૦ ॥ એટલે સહુ સેન્ય થંભે આવ્યું, ક્રસ્ણનાં એજ ચરીત્ર; કઉિરવનાં બંધ રહયા ને વાગ્યાં, પાંડવનાં વાજીંત્ર ॥ ૨૧ ॥ આઠમે દીવશે એમ જીત્યા, સહુ સહુને સ્થળ જાય; અરજુન ગયો શેવા કરવા, જ્યાં રહે ભીસ્મપીતાય ॥ ૨૨ ॥ પછી શેવા કરિને ગયો, પોતાને વાંશારામ; તત્ર દુરીયોધન મોહું ઉતારી, આવ્યો ભીસ્મને ઠામ ॥ ૨૩ ॥ ઓ દાદા બે દાહાડા તમારા, પછી શી મુજ ગત થાશે; કાંઇક માહારો કરો જીવારો, આવ્યો છું તમ પાસ, ॥ ૨૪ ॥ એટલે આવી ભીસમને દયા, સાંભળ દુરીયોધન; તારી નારીને તેડાવ કાલે, આપું સોભાગ્ય વચન ॥ ૨૫ ॥ સોભાગ્ય વંતીનું વરદાન આપું, પછી નહીં તારૂં મરણ; જા માહારૂં બોલ્યું પાળવું માહારે, તું આવ્યો મુજ સરણ ॥ ૨૯ ॥ દુરિયોધન કહે વારૂં :દાદા, કહી તબુમાં ગયો કહ્યા સમાચાર શકુનીને, હું તો અમ્મર થયો ॥ ૨૭ ॥ એમ કરતાં રૂજની વીતિ, એવે વહાણું વાય; ભીશ્મપીતાને પાંડવ યોદ્ધા, રણથંભ યુદ્ધે જાય ॥ ૨૮ ॥ સાંજ મોકલી દુરીયોધને, તેડવા હસ્તીનાપુર; આજજ હું અમ્મર થવાનો, આનંદ ઉભરાયો ઉર ॥ ૨૯ ॥ રણથંભે અરજુનજીએ, પહેલો કરયો ટંકાર; દસ બાણે દાદાનું પુજન કીધું; આશીશ લીધિ અપાર ॥ ૩૦ ॥ વલણ ॥ આશીશ દિધી ભીસમજી, પછી વીપ્રીત થઇ બુધ; કહે વલ્લભ આરંભાયું, મન મુકીને યુધ્ધ.

---

## કડવું ૧૦ રાગ સામેરીનો છાંયો.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, ભીસ્મપરવ મહીમાય ॥ ૧ ॥ નવમે દિવસે યુધ્ધ આરંભ્યું, હળાહળ કોપે ચડીયા; રથંભથી છુટયા તેવાજ તુટયા, બળ કરી

બાઝી પડીયા. ॥૨॥ લથબથીઆ તે લથબંથ બાહાજ્યા, દારૂણ [illegible] દા-ખે; નિરદયપણું પુરણ જણવે, કાંઇ દયા નવ રાખે. ॥૩॥ મારે જુદ્ધે એવા ઉડે, દાદાએ શું કામ કીધું: અગણીતો મંત્ર ભણીને, નાગ પાસનુ બાણ લીધું. ॥ ૪ ॥ તે ફેર ફુદડી ફરીને ફેકયું, બળ કરી બાણ એક; નાગના મંત્રથી અગણિત મંત્રે નાગ થયા અનેક. ॥૫॥ તેથી સરવ સેન્યને બાંધ્યું બાંધ્યો ઇંદ્રનો તંન; શેદેવ નિકુળ દ્રુપદ બાંધ્યો વેરાટને અભેમન. ॥૬॥ દ્રષ્ટપ્રદુમાનને શીખંડી, વળી વાયુ સુત બળીઓ; ને એજ ગટારગચ્છી મા યાવિ, મેઘવરણ કળકળીયો ॥૭॥ બે બાપ દિકરા ગગન ચડીયા, પડીયા કૌરવ દળમાં; દસ સહસ્રનો ઘાણ વાળ્યો, એઉ જણે એક પળમાં ॥ ૮ ॥ તવ બોબાટો શેન્યનો થયો, ભીશમે લીધું બાણ; એટલે બંને છોકરા બી-ધા, જાણ્યું કે લેશે પ્રાણ. ॥૯॥ ગગન ચડીયા પોતામાં પડીયા, દાદાને નવ લાધ્યા; પછી નાગપાસ બાણ લેઇ, બાપ બેટાને બાંધ્યા. ॥ ૧૦॥ મેઘવરણ મુકયું કાળજવર તે આડું અવરૂ ફરે; જોએ બીજું રૂપ ધરે તો, મુસ્તક છે દન કરે. ॥૧૧॥ એ રિતે સહુ મનુશ બાંધ્યાં, પછી બાંધ્યા ગજ ઘોડા; શારથી મારથી સરવ બાંધ્યા, છુટા છે રણછોડા. ॥૧૨॥ છેવટ દાદાએ બાણ મારયું, જ્યાં છે દીનાનાથ; નાગ પાસથી તાણી બાંધયા પ્રભુના અવળા હાથ. ॥ ૧૩ ॥ પ્રભુએ જાણ્યું ભીશમજી ચેત્યા, મુજ ઉપર પ દર્યો વહેમ; આજ વાજા વાગવાનાં નથી; છેવટ કરવુ કેમ. ॥ ૧૪ ॥ એ રિતે ગોવીંદ ગભરાયા, દિવસ રહ્યો ઘડી ચાર; અરજુનજી કહે કેમ થાશે, ઓરે જુગદાધાર. ॥ ૧૫ ॥ પ્રભુ કહે ગભરાવો છો શાને, થતું હશે તેમ થાશે; અરજુન કહે કોઇ નથી છુટુ, કેમ કરી જીતાશે. ॥ ૧૬ ॥ એવામાં અંતરામીએ, ખેલ ખરો લડાવ્યો; પ્રેરકે પ્રેરણા કરી ગરૂડને, એટલે ગરૂડ આવ્યો. ॥ ૧૭ ॥ નાગને સરપ તે ભક્ષ છે એનું, દેખી દળમાં પળતો; જેને ને તેને નાગ વીંટાયા, ઝાલી ઝાલીને ગળતો. ॥ ૧૮ ॥ એ રિતે સહુ શેન્યનું બંધન, છોડવા માંડયું સાર, તે દેખીને ક્રષ્ણના સામા, બોલ્યા ગંગા કુંવાર. ॥ ૧૯ ॥ક્રષ્ણ પ્રભુકપટનાભરેલા, શાબાશ નંદકીશોર; ચાર ઘડી માટે ધુળ મેળવતા, આજ ઝલાયા ચોર. ॥૨૦॥ ઠીક છે પ્રભુ આ વતિ કાલે, તમને પોહોચાડું ઠેઠ; આટલા દિવસ નકામી કાઢી, કરેલી માહારી વેઠ. ॥ ૨૧ ॥ તે બદલો હું વાળી આપવાનો, કહી મુકયાં અ-થીઆર; પોતાનો રથ પાછો હઠાવી, ચાલ્યા ગયા સ્થંભ બાહાર. ॥ ૨૨ ॥ એવે પાન્ડવનું દળ છુટયું, છુટયા સતિ સુત સુખા; વાજતે ગાજતે કૌ

રવ કેરે, રથંભે જઇને ઉભા. ॥૨૩॥ એવે સમે સાંજ પડીને, સુરજ બેઠો મેર; વાજીંત્ર બંધ થયાં કઉરવનાં વાગી પાંન્ડવની ભેર. ॥૨૪॥ પછી અરજુન રથથી ઉતરીયો, દાદાને રથ જાય; ચાલો દાદા શેવામાં આવું તવ બોલ્યા ભીશ્મ પીતાય. ॥ ૨૫ ॥ આજ શેવા કરાવવી નથી, જાતું તારે ઠામ; ક્રોધ કરીને બોલ્યા તેથી, પાછો ગયો આપધામ. ॥૨૬॥ સઉ સઉને સ્થળ રાત્રીયે ગયા, કરમની કરણી કહાવિ સાંડપર બેસી હસ્તીનાપુરથી ભાણુમતીજી આવી ॥ ૨૭ ॥ તવ દુરીયોધનને એ રાણિ, દાદાની પાસે જાય; એરે દાદા આવીછેરાણી, બોલ્યા ભીસ્મ પીતાય.॥૨૮॥ નવ દન માહારે પુરા થયા છે, માટે તારૂ દુખ હરવું; આજની આખી રજની મારે, ભગવત ભજન કરવું. ॥ ૨૯ ॥ તેથી માહારા તંબુ વિશે, લીંપી સ્વચ્છ કરી આપો; તમે જાવો તમારે તંબુએ અત્યારથી ન અદાપો. ॥ ૩૦ ॥ પાછલી રાતે પેહેલો મરગો, બોલે જેણીવાર; તે વારે નાહી ધોઇને આવે મમપુજન તુજ નાર ॥ ૩૧ ॥ એટલે રાણીને રાજા ઉઠયાં, અંતર ઉલટ વ્યાપી; શેવક પાસે દાદાની ભોમી, સ્વચ્છ કરાવી આપી. ॥ ૩૨ ॥ શેવા સામગ્રી સરવે મુકાવી, દાદાના તંબુ માંય; સૌ પોતપોતાના તંબુમાં સુતા, શું કરયું ભીસ્મ પીતાય. ॥ ૩૩ ॥ શીતળ જળ સ્નાન કરીને, બેઠા આરાધન કરવા; પરવરતિ બધી પરહરીને લાગ્યા હરી ધ્યાન ધરવા. ॥ ૩૪॥ એવે સમે જ્યાં થઇ મધ્ય રાત્રી, ચીંતાતુર ભગવાન; ભક્તને માટે ભુધર જાગ્યા, દેવકીના સંતાન. ॥૩૫॥ છાના ગયા દ્રોપતી પાસે, ખરીજ નીદ્રા બગાડી; આંબેજયો ચરણનો અંગુઠો, પંચાળીને જગાડી. ॥૩૬॥ દ્રોપતિકહે કીશોર વીરાકેમ આવ્યા મધ્યરાત; પ્રભુ કહેજરા બારણેઆવે, તો કહુ તુજને વાત. ॥૩૭॥તવ દ્રુપતીબારણે આવી,સાથેશામ શરીર પંચાળી કહેશીવાત કહો છો, એરે માહરા વીર. ॥૩૮॥ ભગવાન કહે સાંભળ ભગનિ; અગની અંતઃકરણ; દુરિયોધન આજ અમ્મર થાય છે, થાશે અમારૂં મરણ.॥૩૯॥ ભાણુમતીને ભીશ્મ પીતા, આપે છે વરદાન; તે સારૂ નિદ્રા ન આવે; એમ વધા ભગવાન ॥૪૦॥ દ્રૌપતી કહે કેમ કરીશું; કહો કાંઇ ઉપાય મને; પ્રભુ કહે આઘું ઓઢીને, તું જા ભીશ્મજી કને. ॥ ૪૧ ॥ વળણ જા ભમર્ની ભીશ્મ કને, લાવ શોભાગ્ય વરદાન; કહે વલ્લભ શ્રોતા સુણો કરતા હરતા ભગવાન.

## કડવું ૧૧ રાગ ઢળકતા દોહરાની ચાલ.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણુ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, શૌભાગ્ય મહીમાય ॥૧॥ કરૂપતી કહે વીરલા માહરા, હું તો અબળા જાત; પારકી હદમાં ચોરી કરવી, જાવાનું મધ્ય રાત ॥ ૩ ॥ ચોકીદારોને ચોપદારો જાગ્રત સરવે હોય; જાતાં જાતાં મુજને ઝાલે, જાવા દે નહી કોય ॥ ૩॥ તે માટે તમો સમજો છો વીરા, શી રીતે એકલી જાવું કૃશ્ન પ્રભુ કહે ચીંતા ન કરશો, હું તન સાથે આવું ॥૪॥ તત્રે પંચાળી હસીને બોલી, ઓરે જુગદાધાર; તમો માહરી સાથે આવો તો, કહો ત્યાં થાવું તઇયાર ॥૫॥ એટલે બોલ્યા અંતરયામી, ભગની કરી લ્યો સ્નાન એમ કહી જઇ પુષ્પ લાવ્યા, પોતે શ્રી ભગવાન ॥૬॥ ચંદન ઘસી તઇ-યાર કીધું, અબીલ ને ગુલાલ; ધુપ દીપ ને નઇવેદ લીધું; પોતે શ્રી નંદલાલ ॥૭॥ પંચાળીએ સ્નાન કીધું, પહેરયાં વસ્ત્ર શણગાર; રૂમઝુમ કર-તી ગઇ પ્રભુ પાસે, છાબ દીધી મોરાર ॥૮॥ ભાઇને ભગની વાતો કરતાં પાધરે પંથ પળાય જાતાં જાતાં જુકતી કીધી પોતે શ્રી જદુરાય ॥ ૯ ॥ તામશી વીદ્યાનો મંત્રજ ભણીયો, પ્રભુજી ન જાય ચુકી, કઉરવ દળમાં સહુ પ્રાણીને ઘરણુ નીંદ્રા મુકી ॥ ૧૦ ॥ એટલે સરવે ઉંઘમાં લાગ્યા, ઉંઘ્યા રાજા પ્રધાન; ચોકીદાર પેરાદાર ઉંઘ્યા, ઉંઘ્યા ચંચળ સ્વાન, ॥ ૧૧ ॥ તે દળમાં ભાઇ ભગનિ ચાલ્યાં, નીરભયપણે જાય, એકલા ભીસમજી તંબુમાં જાગે, તેમની લગભગ થયા ॥ ૧૨ ॥ પછી પ્રભુ કહે જાવો ભગની, આ રહ્યા તંબુ ઢુંકડો, એમ કહીને કૃશ્ન પ્રભુજી; આપે બનીયા કુકડો ॥ ૧૩ ॥ કુકડા રૂપે કરન પ્રભુએ, ટઉકા કરયા બે ચાર; ભીસ્મે જાણ્યું કે વહાણું વાયું, તોહ્ય ન આવી નાર ॥ ૧૫ ॥ એવા માં તો રૂમઝુમ રૂમઝુમ, કરતી તંબુમાં પેઠી, આઘુ ઓઢીને કરૂપતી, પુ-જન કરવા બેઠી ॥ ૧૫ ॥ સનમુખ બેશી જળ ચઢાવ્યું, ચંદન લેપન કીધાં, અક્ષત અબીલ ગુલાલ ચઢાવો, હાર આરોપી દીધાં ॥ ૧૬ ॥ ધુપદીપ નવેદ ધરીને, પ્રદક્ષણા કરી સાર; પછી દાદાના ચરણ ગ્રહીને કીધો નમસ્કાર ॥ ૧૭ ॥ એટલે ભીસ્મજી આનંદ પામ્યા, સેવા કરી ઘણી સારી; દુરીયોધન તો મુરખ છે પણ, ઘણી સુલક્ષણી નારી. ॥ ૧૮ ॥ એમ સમજી ગંગા સુત બોલ્યા; અખંડ સોભાગ્ય હજો; તા-રા સ્વામીનો આયુષ વધજો; સતરૂ સમુળા જજો. ॥ ૧૯ ॥ કરૂપતી કહે

વારૂ દાદાજી, ફેરયું માહારૂ દુઃખ; વચન તમારૂ સફળ હજો, લ્યો જુઓ માહારૂ મુખ, ॥ ૨૦ ॥ એમ કહીને વદન બતાવ્યું, મળી માનુની માઠી ભીશમપીતા જોઇ બાવરા બનીયા, પંચાળી તત્ર નાઠી ॥ ૨૧ ॥ સાસ ભરિ સુંદરી પડી પંથે સામા મળ્યા વનમાળી; દ્રુપતી કહે ફતે થયું ભાઇ, પ્રભુ કે લેને તાળી ॥ ૨૨ ॥ હરખ ભરયા ભાઈ ભગની ચાલ્યા નિરવતી થયું મન; પોતાના તંબુએ આવી, સુખે કર્યું સયન ॥ ૨૩ ॥ ગંગા નંદન બહુ અકળાયા છેતરી ગઇ મને નારી; ભાણુમતીને શું વરદાન આપુ, ઇજ્જત લીધી માહારી ॥૨૪॥ એવે વીચારે મુરછામાં પડીયા, ઢળીયા પોતે ધરણ, ભકતનો જીવારો કરીને પોઢયા, પોતે અસરણા સરણ ॥ ૨૫ ॥ વળણ ॥ પ્રભુ પોઢયા પ્રેમથી, સાંભળને તું રાય; કહે વલ્લભ સાહાય સામળો તેનાં દુઃખ પળાય.

---

## કડવું ૧૨ રાગ સોભાગ્યની દેશી.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સોભાગ્યનો મહીમાય ॥ ૧ ॥ પરોઢ થયું ને કુકડા બોલ્યા, તવ ઉઠયો દુરીયોધન; અરેરે વાહાણું વહી ગયું ને રાણી કરે છે સયન. ॥૨॥ એમ જાણી ગયો રાણીના પાસે, દાદા કહેશે મને જુઠો; લાગ્યો ઢંઢોળવા એ ભાગ્યશાળી, માનીતી રાણી ઉઠો. ॥ ૩ ॥ આંખો ચોળતી માથું ખંજોળતી ઉઠી ભાણુમતી રાણી; એટલે આગળ લાવિને મુકયાં, રાજાએ દાતણ પાણી ॥ ૪ ॥ વીખરેલાં પટીયાં લબડતાં જટીયાં, આંખોમાં પાસેર પીઆ; નારકોરાં તાણે ભુંડણી જાણે મોહાઢું તો શીયાવીયા ॥ ૪૫ ॥ ઉઠીને કર્યાં દાતણ પાણી, દુરીયોધને જળ દીધું; એટલે ચોટલો ઓળી વાળીને, ઉષ્ણોદકે સનાન કીધું ॥ ૬ ॥ વસ્ત્ર આભુષણ અંગે ધરીયાં, જાવ ને ઉલટ વ્યાપી; શેવા સામગ્રી ત્યાર કરીને, છત્રપતીએ છાબ આપી ॥ ૭ ॥ તે છાબ લઇને ઠમકેથી ચાલી, ભીશમના તંબુમાં પેઠી; ઉઘાડે મોહોડે વાંકે અંબોડે, દાદા કને આવી બેઠી ॥ ૮ ॥ તે વેળા જરા આવી છે સુધી, મુરછાથી ભીશમપીતાય; ભાણુમતીએ સુતેલા દેખી, વીચાર્યું મન માંય ॥ ૯ ॥ સુતા સુતા સમરણ કરે છે, પુજન કરૂં અતારે; શું સમજે સમરણ થાય કેવું, રંડાએ જોએલું કયારે ॥ ૧૦ ॥ પછી પુજન કરવા ઉઠી, દાદાજી દુઃખ કેડયું; ઉભા થઇ જઇ ઝારી લેઇને, શરીર ઉપર જળ રેડયું

॥ ૧૧ ॥ ટગટગ ભીશમજી જોવા લાગ્યા, વારૂ શું કરે છે નારી; એમ જાણીને કાંઇ ન બોલ્યા, રાણીએ મુકી જળ ઝારી, ॥ ૧૨ ॥ વસ્ત્ર લઇને શરીર લુછયું અંગ આખું ધરઝોળ્યુ; પછી ચંદન હાથમાં લેઇ દાદાને મોઢે ચોળ્યું. ॥ ૧૩ ॥ હબચી ઉપર અક્ષત મુકયા, આંખોએ અબીલ ગુલાલ; રૂદીયા ઉપર પુષ્પ મુકયાં, ઠીક મેળવીયો તાલ. ॥ ૧૪ ॥ બે ભુજમાં પછી નઇવેદ મુકયું, માહારો સ્વામી ઘણુ જીવો; આંગળીયોમાં અગરબતી, મુકયો દુટીપર દીવો ॥ ૧૫ ॥ એટલે ઝબ દેઇ દાદા ઉઠયા, મનમાં ઘણો ક્રોધ ધરી, અવળચંદી અભાગણીયે, અવળી પ્રદક્ષણા ફરી. ॥ ૧૬ ॥ સનમુખ આવી પાય પડી બોલી, અખંડ શોભાગ્ય આપો ભીશમપીતા કહે કરક્ષા નારી તુને હજો રંડાપો.॥ ૧૭ ॥ રાગ ઝડપનો દોહરો એવું વચન સાંભળીને, ઉભી થઇ રંડાય; મારા રડ્યા માહરા પીટયા, તારૂં કાળુ થાય. ॥ ૧૮ ॥ ઓ નખોદીયા ઓ ઉછેદીયા, શીદ મુજને તેડાવી; ઇજ્જત તારી લેવરાવું છું, છત્રપતીને લાવી. ॥૧૯॥ લાંબા લાંબા હાથકરીને,ગાળો દેતી જાય;કળકળતી બરબડતીબરબડતીઆવિ, જયાં દુરીયોધન રાય. ॥ ૨૦ ॥ ધીક ધીક મારા નાથ તમને ગાળ મને ભંડાવિ; સોભાગ્ય તો સુઇ ગયું ને, ડોસાએ રંડાવિ. ॥ ૨૧ ॥ રંડાપાનું વરદાન આપ્યું, નિરલજને શું કહીયે; દુરીયોધન કહે ગભરાશો નહી, ચાલો વઢવા જઇએ. ॥ ૨૨ ॥ એમ કહીને શંખણો શંખણી. વઢવા માટેજાય; ઉછળતાં ઉછળતાં આવ્યાં, જયાં ભીશમ પીતાય. ॥ ૨૩ ॥દુરીયોધનકહે ઓરે ડોસા, અવળું વહીયા કેમ; તમારૂં કહ્યુ કાંઇ નહી થાયે, રહીશ કુશળ ક્ષેમ. ॥૨૪॥ વિસ્વાસે વામાને તેડાવી, હું પણ મુરખ જન; સત્યવાદી શાના થયા છો, મીથ્યા ગયુ વચન ॥ ૨૫ ॥ ઘડપણમાં ગતી ગઇને, પડી ધોળામાં ધુળ; વરસ સૌ ગયા પાણીમાં, પેટ ચોળી કીધું સુળ. ॥૨૬॥ દાદા કહે સાંભળ રાજા, ઓરે દુરીયોધન. જો લક્ષણ તારી નારીનાં; કેવું કર્યુ પુજન॥૨૭॥આખે અંગે પાણી વેડ્યું, ચોપડ્યું ચંદન મુખ; આંખો ઉપર અબીલ મુકયો, એવું દીધું દુઃખ ॥ ૨૮ ॥ દુટીપર દીવો સળગાવ્યો, શી કહું બધીપેર; એણે તે કયારે જોએલુ, સાસરે કે પીહેર. ॥ ૨૯ ॥ પુન્ય પુજન કાંઇ નહી થયેલું; બાપ દાદાને ઘેર; તે પ્રાણી શું કરી જાણે, મીથ્યા જીભમાં ઝેર. ॥૩૦॥ એવાં વાયક સાંભળીને, બોલ્યો દુરીયોધન; છો રહી માહારે એવી નારી, બળ્યું આ પુજન ॥ ૩૧ ॥ એમ બરબડતાં બેઉ જણ ચાલ્યાં, તંબુ વિશે જાય; સાંડપર રાણીને બેસાડી, તર્ત કરી વિદાય. ॥૩૨॥ એવામાંભીસ્મ પીતાયે કીધોમનવિચાર;ચોકીમાં શું આવી

શકે, દ્રૂપતી જે નાર ॥૩૩॥ અબળાનું એ તો નહી ગજુ, સાથી થએલું હોય; એમ સમજી સમાધી કીધી, જ્ઞાન દ્રષ્ટીએ જોય ॥૩૪॥ જોતાં જોતાં એમ જાણ્યું, જોડે વઇકુંઠ ભુપ; મધ્યરાતે મુજને ચેતાવ્યો, ધરી કુકડાનું રૂપ ॥૩૪॥ છેતર પન્ડી કરી છબીલે, નહી અબળાની હામ, બ્રહ્મહત્યાનું પાપ લમડાવ્યું, પોતે શ્રી ઘનશામ. ॥૩૬॥ જીતેલો મને નિત્ય હરાવે, લઇ લેછે મુજ જોર; સમાધીમાં તે સઉ જાણ્યું, કપટી નંદકીશોર ॥૩૭॥ કૃષ્ણે કર આયુદ્ધ ઝાલવાને, લીધા છે સોગન; તેથી હથીઆર હાથ ઝલાવું, તો હું ગંગા તન ॥૩૮॥ બ્રહ્મહત્યા પાપ લાગશે એમને, તો તો મુજને લાગે; જો કદી પોતાનું ભંગ કરશે, તો મહારૂં પણ ભાગે ॥ ૩૯ ॥ એવો મનથી નિશ્ચય કીધો; ગંગાજીને તન; એવામાં તો વાહાણું વાયું, થયો દસમો દન ॥૪૦॥ વળણ ॥ દસમો દીવસ ઉગીયો, સાંભળને તું રાય; કહે વલ્લભ જમ્યા વીના, ચઢીયા ભીશમપીતાય.

## કડવું ૧૩ રાગ સાખિચાલ.

વઇશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસતારી તુજને સંભળાવું, ભીશ્મ પરવ મહીમાય ॥ ૧ ॥ દસમે દિવસે દાદા ચઢીઆ, ભય ભરયું કુરૂક્ષેત્ર, ક્રોધ અતિસે ઉરમાં ઉપજયો, રક્ત થયેલાં નેત્ર ॥ ૨ ॥ શ્વેતજ વસ્ત્રો શ્વેતજ આયુદ્ધ, આવ્યા ધોળે વેસે; પોતાને રથંભ રહ્યા ઉભા, ઘણા ભરેલા દ્વેસે. ॥ ૩ ॥ એવે સનમુખ પાન્ડવ આવ્યા, યુદ્ધ કરવાને સાર; અરજુને ગાંડેવ નામનો, પહેલો કરયો ટંકાર. ॥ ૪ ॥ તેનો શબ્દ ત્રીલોક પહોચ્યો, ડોલ્યા દસે દીગપાળ; ધરણ લાગી ધ્રૂજવાને, ખળભળ્યું પાતાળ. ॥ ૫ ॥ ઘડ લંકાથી હનુમાન આવ્યા, પાન્ડવ દળમાં પેઠા; અરજુનના રથની ધજાએ, પુંછ વીંટાળી બેઠા. ॥ ૬ ॥ તે પછી અરજુન બાણાવળીએ, પુજનનું મન કીધું; દસ બાણથી પુજન કરવાને, પ્રથમ એક બાણ લીધું ॥ ૭ ॥ એટલે બોલ્યા ભીશમપીતા, મીથ્યા મરે શીદ મથી; પુંજા કરીશ નહી આજ માહારી, કરવા દેવાનો હું નથી. ॥ ૮ ॥ તું તાહારે હાથ ઉપાડ પહેલો, નહિ તો હું ઉપાડું; નરે જાણ્યું નહિ કરવા દે પુંજા, મિથ્યા વખત શીદ કાહાડું ॥૯॥ એમ જાણી ને બાણ મુકયું, તેવાજ તુટી પડીયા; તે દિવસે તો ભીશમપિતા; ઘણાજ ક્રોધે ચડિઆ. ॥ ૧૦ ॥ અગણિત મંત્ર ને મોહાસ્તર મંત્રનાં, માર્યાં બાણ

અપાર; તેથી જેને તે મુરછામાં પડે, વરતાણો હાહાકાર ॥૧૧॥ હાથી ઘોડાને ઉંટ સુધ્ધાં, ઢાળી નાંખ્યા ધરણ; સેન્યાપતીને સેન્યા ઢાળી;કંઇજન પામ્યા મરણ ॥૧૨॥ પછી ઢાળ્યો દ્રુપત રાજા, પંચાળ દેશનો રાય; ત્રીજો વઇરાટ ચોથો શીખંડી,દ્રષ્ટપદુમાન ત્યાંય ॥૧૩॥ શેદેવ નીકુળ ભીમને ઢાળ્યો અભેમાન; નાંખ્યો, ગટોરગછને મુરછામાં પછી એનો સંતાન ॥૧૪॥ તે પછી મહાબળમાં બાણ લીધું, વૃદ્ધ બહુ ક્રોધે ચડીયો; અરજુનજીનિ રૂદીયા ભેદી, તવ નળ ઢળી પડીયો ॥૧૫॥ પછી એકલા ક્રશ્નજી રહ્યા, ભીશ્મે વીચારયું એમ; હવે એકલા હાથ આવ્યાછે, દાવ જવા દેઉ કેમ ॥૧૬॥ એમ જાણીને રણછોડ ઉપર, રકત કરયાં લોચન; પ્રભુને દુખ દેવા બાણ લીધું, ચેત્યા જુગજીવન ॥૧૭॥ જાણ્યું કે ઘાટ ઘડશે માહારો; ભરેલા રાતના રીસે, એમ જાણીને ચરીત્ર કીધું, પોતે શ્રી જુગદીસ ॥૧૮॥ રથમાંથી ઢળી ધરણ પડીયા, અરજુનજીની પાસ; મારયા વીના એમ કીધું, પોતે શ્રી અવીનાશ ॥ ૧૯ ॥ ભીસ્મપીતા જોઇ વીસ્મય પામ્યા, કપટી ક્રશ્નજી કાળા; પોતાને વઢવું પડે માટે, મુરછાના કરયા ચાળા ॥૨૦॥ આયુદ્ધ હાથમાં ઝાલવું નથી, લેવું નથી શીશ પાપ; રાત્રીએ મુજને પાપ લગાડી, કોરા રેહેવું છે આપ ॥૨૧॥ એમને જેવા ચાળા માંડયા, તેવા કરૂ હું ચાળા; અરજુનને ઠેર મારવો ધરયો; શું જોઇ રહેસે છોગાળા ॥ ૨૨ ॥ એવું સમજી ફરશી લઇને રથથી ઉતરયા હેઠા; અરજુન જ્યાં મુરછામાં પડીયો, તેની રૂદે જઇ બેઠા ॥૨૩॥ પ્રભુને સંભળાવવા બોલ્યા, આજ કરૂછુ કહેર; કોકને માટે હણવો પડેછે, બેટા તુજને ઠેર ॥૨૪॥ મુજને જેણે પાપ લગાડયું,તે પણ લે શીશ પાપ;નહીતો તુજને મારી નાખું,થયા તેને સંતાપ॥૨૫॥ એમ કહી ફરશી ઉગામી, સમજ્યા સુદરશામ;જો હથીયાર નહી ઝાલુ તો, નરને હણે આ ઠામ॥૨૬॥ એવું જાણી પુરૂશ પુરાણી, ડહાપણ કેવું લડાવ્યું, સુદરશણ ચક્ર પોતાનું, સુતાં ચાક ચડાવ્યું ॥૨૭॥ તે જોઇ ભીસ્મપીતાજી હસી પડીયા,ટળીયો તનનો તાપ, ધન્ય દયાળુ દેવકી નંદન લાગ્યું તમોને પાપ ॥ ૨૮ ॥ ક્રશ્ન કહે મુને પાપ ન લાગે, બોલ્યા ગંગા કુમાર, એ માહારાજા પણ કરીને, કેમ ગ્રહ્યું હથીઆર ॥ ૨૯ ॥ સુદરસણ લેઇ ચાક ચડાવ્યું, તે પાપ લાગ્યું તમને; પ્રભુએ કહ્યું પાપજ નથી, કાં મને કાં તમને ॥ ૩૦ ॥ મે કહ્યું હતું યુદ્ધ કરવાના; હેતુથી લઇ હથીઆર; તો તો બ્રહ્મહત્યા પાપ મુને, શબ્દનો કરો વીચાર ॥ ૩૧ ॥ તો યુધ્ધ કરવાના હેતુથી, ચક્ર નથી કર લીધું; તનો એ મુમત ઝાલ્યો

માટે; ભુજમાં ધારણ કીધું ॥ ૩૨ ॥ તે હેતુ નોહોતો વઢવાનો, માટે ન લાગે પાપ; એટલે ભીસ્મજી અકળાઇ બોલ્યા, શું પાપ લીધું મેં આપ. ॥ ૩૩ ॥ એટલે અંતરયામી બોલ્યા, સાંભળજો સત્ય મતી; તમોએ શોભાગ્યમાં થાપ ખાધી, તે પાપ તમને નથી ॥ ૩૪ ॥ દ્રુપતી સતીએ સોભાગ્ય લીધું, આઘો ઘુંઘટ તાણી; તમોએ એને વરદાન આપ્યું, ભાણુમતીને જાણી ॥ ૩૫ ॥ તમે તમારે બોલ્યા પ્રમાણે, વરત્યા છો માહારાજ, દ્રુપતી જાણીને નથી દીધું હેતુ વીચારો આજ ॥ ૩૬ ॥ તેથી તમને પાતક નથી, બોરે ભીસ્મ પીતાય, એવું વચન સાંભળીને, પોતે લાગ્યા પાય ॥ ૩૭ ॥ પછી જઈ દાદા રથ બેઠા, ઉઠયા પ્રાણજીવન; એવે મુરછા વળીને ઉઠયો, ઈંદ્ર તણો જે તન ॥ ૩૮ ॥ એવે બીજા સરવની મુરછા, વળી ગઇ તે વાર; ઉભા થઇને કુદવા લાગ્યા, હાથ ગ્રહી હથીઆર ॥ ૩૯॥ એટલે પોતે ભીસ્મપીતાએ, મુકી દીધાં હથીઆર; હવે માહારે વઢવું નથી ધરણુ ઢાળો કુંવાર ॥ ૪૦ ॥ દ્રુપતનો સુત શીખંડી છે, તેને હાથે મુજ મરણ; તેની પાસે બાણ મરાવો, એટલે પોડું ધરણ ॥ ૪૧ ॥ એવું સાંભળી સાંમળો નાઠા, સૈન્યમાં સુસરા આવ્યા, દ્રુપતનો વડો સુત શીખંડી, તેને શોધી લાવ્યા ॥ ૪૨ ॥ પ્રભુએ કહ્યું શીખંડીને બાણ મારો બળ કરી, તમારે હાથે એમનું, મ્રત્યુ એમ વધા શ્રી હરી ॥ ૪૩ ॥ એટલે એ બોલ્યો શીખંડી, દોશા છે કુશળ ક્ષેમ, એમના હાથમાં હથીઆર નથી તો પછી મારૂં કેમ ॥ ૪૫ ॥ હથીઆર મુકી વ્રધ્ધ થયા છે, તેને મારૂં હું આપ; તો ક્ષત્રીની રીત પ્રમાણે, મુજને લાગે પાપ ॥ ૪૫ ॥ પ્રભુ કહે સુત દ્રુપતના, ઉતાવર કરો આપ; તેથી જો પાતક લાગે તો, તે મુજ માથે પાપ ॥ ૪૬ ॥ એવું કહ્યું તવ શીખંડી, બળ કરી બાણ લીધું; સનમુખ ભીસ્મજી ઉભા તેની, રૂદેમાં ભોંકો દીધું ॥ ૪૭ ॥ ભીસ્મ પીતાએ આનંદ માન્યો, સમરયા અસરણા સરણ, રામક્રસ્ન નામ જપતા જપતા, પોતે ઢળીઆ ધરણ ॥ ૪૮ ॥ એટલે લીલા વાવટા ચઢીઆ, બંધ થયું યુદ્ધ સરવ; વાગ્યાં નીશાન પાન્ડવ કેરાં, પછી મુકયો યુદ્ધ ગરવ ॥ ૪૯॥ વલણ॥ યુદ્ધ કરવું બંધ પાડીયું, મુકી દીધાં હથીઆર; કહે વલ્લભ કલેશ ઉપડયો, તેનો કરૂ વીસ્તાર.

---

## કડવું ૧૪ મું રાગ ઝડપનો.

વઇશમપાયે એણીપેર બોલ્યા સુણ જનમેજેરાય;વાસ્તારી તુજને સંભળાવું, ઉતપાતનો મહીમાય ॥૧॥ ભીસ્મજી પડીયા પાન્ડવ જીત્યા, એટલે ભીમનો તન; બબરીકનું શીસ સ્થંભ ઉપર છે, તેણે વીચાર્યુ મન ॥ ૨ ॥ માહારી માએ એમ કહ્યું છે, હારે તેની પક્ષ કરજે; તે વેણ કેમ જવા દેઉ મીથ્યા ચાહ્યતો વીઘન સરજે ॥ ૩ ॥ એમ વીચારી શીસ ઉપડીયું, પડીયું પાન્ડવદળમાં;જીવ લેવા માંડયા જોધાના વાગે છે બહુ બળમાં ॥૪॥ ત્રણ અયુત પ્રાણીને હણીયા, વરત્યો હાહાકાર; તે દેખી ગદા લઈ ઉપડયો, વાયુનો કુવાર ॥ ૫ ॥ એ દીકરા એ દાટ વાળ્યો, મારે દૈવત દાખુ; કાતો એને હાથે મરૂં, કાંતો મારી નાખુ ॥ ૬ ॥ એટલે ભીમનો હાથ ઝાલ્યો, પોતે પુન્ય શ્લોક; જો ભીમ એના સામા થશો તો, જીવ્યાની આસા ફોક ॥૭॥ ધારણ ખમો હું સમજાવું, કહી પ્રભુ આગળ થાય; હાંહાં બબરીક આ શું કરો છો. અણઘટતું દેખાય ॥૮॥ ક્ષમા રાખો તાતના કુળને, સંહારવું તે ખોટું; કહેશે પોતાનું કુટુંબ માર્યું; મહેણું થવાનું મોહોટું ॥ ૯ ॥ એટલે મુસ્તક ઉભું રહ્યું, સામા માંડયાં ચક્ષ; માહારી માનું બોલેલું પાળું હારે તેની કરૂ પક્ષ ॥૧૦॥ કહ્યું કે વચન પળાઇ ચુકયું, એમ વદયા ભગવાન; આટલેથી ક્ષમા કરો તો, એક આપુ વરદાન ॥ ૧૧ ॥ બબરીક કહે વરદાન આપો, રાખુ ક્ષમા માહારાજ; એટલે વરદાન આપવા લાગ્યો, કરવા પોતાનું કાજ ॥ ૧૨ ॥ ઓરે બબરીક વીશ્વ આખું, કરે તમારી સેવ; નામ તમારૂ જગ્તને વીશે, બળીયાકાકા દેવ ॥૧૩॥ તમે જેનાપર અમલ કરો, ત્યાં અન્યથી નવ થાય; તમોને એકલાને આરાધે, બીજો નહી ઉપાય ॥ ૧૪ ॥ એવું વરદાન આપ્યું પ્રભુએ, બળીયો થયો પરસન; લીમડાના એક વ્રક્ષ નીચે, કરી દીધું સ્થાપન ॥ ૧૫ ॥ વળણ ॥ તવ બબરીક શાન્તજ પડયો, સાંભળને તું રાય; કહે વલ્લભ સૌ સેનને, કરી દીધું વીદાય ॥

---

## કડવું ૧૫ રાગ સવૈયાનો.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજેરાય;વિસ્તારીતુજને સંભળાવું; ભીસ્મપરવ મહીમાય ॥૧॥ સરવ સૈન્યને વીદાય કીધું, પાન્ડવ રહ્યા પાસ; દાદાની કને આવીને બેઠા, બેઠા શ્રી અવીનાસ ॥૨॥

તવ તંબુથી કઉરવ આવ્યા, સોભાઇને કારભારી; ભીસ્મપીતાની પાસે
બેઠા, દાદા બોલ્યા વીચારી ॥ ૩ ॥ એ રે માહારા દીકરા તમે, ઉઠીને
ઊભા થાવો; કારાણે વ્રક્ષ છે પીંપળાનું, ત્યાં મુજને લેઇ જાવો ॥ ૪ ॥
દુરીયોધન કહે એ રે દાદા, તંબુમાં લૈ જૈએ; ભીસ્મ કહે માયા મુકવા
બેઠા, કેમ માયામાં ભરૈએ ॥ ૫ ॥ માટે મુજને પીંપળા નીચે. લેઈ જા-
ઓ સહુ બાળ; પાન્ડવ કૈરવ ભેગા થઇને, ઉપાડયા તતકાળ ॥ ૬ ॥
પીંપળાની નીચે લેઇ ગયા, ભોમી સુવાડી દેછે; આરપાર બાણજ ની-
કળેલું તે, છાતી ઉંચી રહે છે. ॥૭॥ તેથી કરીને ભીસ્મ બોલ્યા, સાં-
ભળો સુત સુમતી; ચરણ મુસ્તક ઉંચા રહ્યાવણ, મુજને ફાવતું નથી
॥૮॥ તવ દુરીયોધન તંબુ વીશેથી, ઉશીકાં લઈ આવ્યો; ભીસ્મ કહે
માયાવી વસ્તુ, શીદ મુજ પાસે લાવ્યો ॥ ૯ ॥ અરજુન બેટા આપો
ઉશીકાં; તું છે ચતુરસુજાણ; તવ અરજુને ઉભા થઈ, ચઢાવીયું એક
બાણ ॥૧૦॥ દાદાના લેલાટમાં માર્યું, આરપાર નીકળ્યું બહાર; મુ-
સ્તક દાદાનું ઉંચું થયું, બાણ લીધું બીજી દાર ॥ ૧૧ ॥ બે બાણ બે
ખભામાં માર્યાં; ઠાહું ઉંચું થાય, પછી બે બાણ કેડમાં માર્યાં, બે માર્યા
ઢીચણ માંય ॥૧૨॥ બે માર્યાં પગની પાહાનીમાં, દસ બાણનીસજ્યાય,
તે બાણ સજ્યા ઉપર પોઢયા, પોતે ભીસ્મ પીતાય ॥ ૧૩ ॥ એટલે
ભીસ્મજી આનંદ પામ્યા, સુતા બહુ સુખ જાની; હસીને કહ્યું દીકરા
માહારા, પાવો મુને શુદ્ધ પાણી ॥ ૧૪ ॥ રત્ન જડીત્ર પાત્ર ભરીને,
લાવ્યો દુરીયોધન; ભીસ્મપીતા કહે પાત્ર માયાનું, લાવ્યો તું મુરખજન
॥૧૫॥ અરજુન બેટા જળ પાવો તમો, અરજુને શું કામ કીધું, ગં-
ગાસ્તરનો મંત્ર ભણીને, ધનુશપર બાણ લીધું ॥ ૧૬ ॥ મંત્ર ભણી
ભોમીમાં માર્યું, નીકળી ગંગાધર; ગાંગેવજીના મુખમાં પડી, જળપીધુ
તે વાર ॥ ૧૭ ॥ ભીસ્મપીતા કહે શાબાશ બેટા, વચન માનો માહારૂં;
એક એકને રાજ્ય આપી, સંપ કરો તો સારૂ ॥ ૧૮ ॥ ધરમ કહે જેમ
કહો તેમ, કબુલ કરીએ અમો; દુરીયોધન કહે આપવા લેવાની વાત ન
કરશો તમો ॥૧૯॥ ભીસ્મ કહે જાવો સ્થળ પોતાને, જેમ ફાવે તેમ
કરજો; ઉપદેસ કરવો વ્યાજબી નથી; કાં મારજો કાં મરજો ॥૨૦॥ એ-
મ કહીને વીદાય કીધા રહ્યા એકલા આપ; તે સમે દેવ દુત આવ્યા,
ભીસ્મ કને તદાપ ॥૨૧॥ ભીસ્મજીને લેવા સારૂ, યત્ન કર્યું અનુપ ભી-
સ્મપીતાએ તે દુતોને, બનાવીઆ શ્વાન રૂપ ॥ ૨૨ ॥ દુતોને કહ્યું છ
માસ પછી, મુકીશ માહારો દેહ, ત્યાં લગી શ્વાન રૂપે મુજ પાસે, રહો

સુભ સુખ તેહ. ॥૨૩॥ એમ કહીને દુતોને રાખ્યા, સાંભળને તું રાય; ભીમે હાથી ઉછાળેલા, તે હજી.આકાશ માંય. ॥૨૪॥ જનમેજય કહે ઓ મહારાજા, નાંખો છો છાશમાં પાણી; ગપોડાં ગોઠવી મુકો છો, કેમ સત્ય માનું વાણી. ॥૨૫॥ વળતું વૈશમપાયે બોલ્યા. જો તે ધર્યો સંદેહ; ભીસ્મ પરવનિ જે બ્રહ્મ હત્યા, રહી તારે શીશ તેહ. ॥ ૨૬ ॥ પરીક્ષા જો જોવી હોય તો, કહિ જળ અંજળી લીધી; એક વરસનું તપ મુકીને, વાયુ ગતી બંધ કીધી.. ॥૨૭॥ એટલે આકાશથી હાથીનાં, ખોખા પડીયાંધરણ તે દેખીને જનમેજયના થરથર કરૂજ્યા ચરણ ॥ ૨૮ ॥ જાણ્યું કે આ વાત છે સાચી, ખોટો સંદે ધર્યો આપ; મેહેનત માહારી વ્યર્થ ગઇને, માંથે રહ્યું એક પાપ. ॥ ૨૯ ॥ એવું જાણીને રડી પડયો આંસુ ભર્યાં લોચન; ઓમાહારાજા ભુલ્યોચુકયો, મુને કરોપાવન. ॥૩૦॥ એટલે વઇશમપાયે બોલ્યા,કરીશ નહી અદાપ;કળીયુગમાં તારૂં વેહેચાઇ જાશે, ભીસ્મ પરવનું પાપ. ॥૩૧॥ કળીયુગમાં કથા સાંભળશે, કુબુદ્ધી સંદેહ ધરશે; તેવા જે જે પ્રાણી તે તે પાતકમાંભાગ કરશે.॥૩૨॥ જનમેજે કહે વારૂ માહારાજા, સંભળાવોબીજુંપરવ, ભુલચુક માહારી ક્ષમા કરજો; હવે નહા ધરૂ ગરવ. ॥૩૩॥ શ્રધા રાખી શ્રવણ કરે, તેના પાતક જાય; નાસ્તીક પણે સાંભળે તે, પાતકભોક્તાથાય. ॥૩૪॥વળણ.॥ શ્રદ્ધા રાખી સાંભળ્યું, તેના પોહોચ્યા કોડ; ભીસ્મ પરવ પુરણ હવું, બોલો જે જે શ્રી રણછોડ.

ભીસ્મ પર્વ સમાપ્ત.

# દ્રોણ પર્વ.

## કડવું ૧ રાગ સાખી.

વઇશિમપાયન એણીપેર બોલ્યાસુણજનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહિમાય. ॥ ૧ ॥ કૌરવ પાન્ડવ તંબુએ ગયા, સહુસહુને સ્થળ બેઠા, દુરીયોધન ને કર્ણ શકુની, વિચારમાં બહુ પેઠા ॥ ૨ ॥ ભીસ્મ પીતાએ યુધ કીધું; સત્યમાંથી ન કાઢયા હાથ; પણ ગુરૂ માહારાજ કહયું માનીને, લ્યો તમો અમને સાથ. ॥ ૩ ॥ દ્રોણ ગુરૂએ કબુલ કીધું, આવજો સરવે સવારે; દુરીયોધને પત્ર લખીયો પાન્ડવને તે વારે. ॥ ૪ ॥ પછી રાત્રીને સહ્યન કીધાં, એવે વાણુ વાય; જાગ્રત થઇ જમી પરવારી, યુદ્ધ કરવાને જાય. ॥ ૫ ॥ વાજતે ગાજતે સ્થંભે આવ્યા, પાન્ડવમાં ચાર ભ્રાત દ્રૂપત ધ્રષ્ટપ્રદુમાન આવ્યા સાથે ક્ષોણી સાત, ॥૬॥ વઇરાટ રાજા અભેમન્યુ, ગટોરગછ મેઘવરણ; રથહાંકવા રથે બેઠેલા, પોતે અસરણાસર્ણ. ॥ ૭ ॥ કૌરવમાં ક્રીરપાચાર આવ્યા, દ્રોણને અશ્વસ્થામા, જેદ્રથ ભગદત ને શલ્ય આવ્યા, સાથે શકુની મામા ॥ ૮ ॥ ભુરી શ્રવાને સુસરમા, શકુનીના સાત પુત્ર; ચંદ્રકેતુને વર્શકેતુ, સો ભાઇનું ધરસુત્ર, ॥ ૯ ॥ વાજતે ગાજતે સ્થંભે આવ્યા, મન માઠા મનસુબા; અરજુનજીના સામા આવી; મોખરે ગુરૂ ઉભા. ॥ ૧૦ ॥ અરજુનજી કહે ગુરૂ મહારાજા, બોલુ છુ રાજવટે; અસત્યયુધનો આરંભ કરવો, તે તમને નવ ઘટે, ॥૧૧॥ એટલે દ્રોણને ખોટું લાગ્યું, દુષ્ટે સલા દીધી ઉંધી; અણઘટતું કામ કર્યું એ, દુરીયોધનની બુદ્ધી ॥૧૨॥ ખોટી સલા સુને એણે આપી,નખોદએનું જાજોઅંતરમાંથી એવુંજ કહયું, તોડાવ્યો માહારો માઝો. ॥ ૧૩ ॥ એમ જાણીને નીચું જોયું, અરજુનજી થયો ત્યાર; ગાજેવનામા ધનુષ ચઢાવી, પેહેલો કર્યો ટંકાર ॥ ૧૪ ॥ તેનો શબ્દ ત્રીલોકમાં પોહોચ્યો, ડોલ્યાં દસે દીગપાળ ધરણ લાગી દ્રૂજવાને,ખળભળ્યું પાતાળ. ॥ ૧૫ ॥ ઘડલંકાંથી હનુમાન આવ્યા, પાંડવદળમાં પેઠા; પારથના રથની ધ્વજાએ, પુંછ વીટાળી બેઠા. ॥ ૧૬ ॥ એટલે અરજુન સાવધ થયો, મંત્ર ભણી બાણ લીધું; તેવાંને તેવા દસબાણે. ગુરૂનું પુજન કીધું. ॥ ૧૭ ॥ દ્રોણગુરૂ ઘણા આનંદ પામ્યા, દીધી ઘણેરા આશ; તુજ સાથે મને લડાવે તેનું,જાજો સત્યાનાશ ॥ ૧૮ ॥ એમ કહીને આયુધ લીધાંકળકળી કોપે ચડીયા; સામસામી

થંભેથી દોડયા; વચમાં ટુટી પડયા. ॥ ૧૯ ॥ મારજ મારે દયા ન ધારે, બહુ બાજ્યા કોણ કોણ, કરણને અભેમાન બાજ્યા, અરજુનજીને દ્રોણ ॥ ૨૦ ॥ ધ્રુપતને દુસ્યાસન બાજ્યા, વૈરાટ સુસરમાય; શીખંડીને ભગદત બાજ્યા, જેદ્રથને શલ્ય રાય. ॥ ૨૧ ॥ દુરીયોધનને ભીમ બાજ્યા, ગટોરગછને દમન, મેઘવરણને વરશકેતું, ધ્રુપતદંતુનો તન. ॥૨૨॥ શેદેવને દુરદમન બાજ્યા, દેવકને નીકુળ;એ રીતે અન્યોઅન્ય ગોઠવાણા જે જેને અનુકુળ. ॥ ૨૩ ॥ તરવારીએ તરવારીયા બાજ્યા, અશ્વના શ્વારે શ્વાર; પગપાળે પગ પાળા બાજ્યા, વરતાવે હાહાકાર ॥ ૨૪ ॥ ગાજે બાજે કોઈ ન લાજે, આયુધથી અંગ ભેદે, કેના ચરણ ભુજ કૈના, કૈના મુસ્તક છેદે. ॥ ૨૫ ॥ કૈક જણા અવની અટવાણા, કૈકની છેદમ છેદા; રક્ત રૂધીરનિ છોળયો ઉડે, માંઉશના ફેદમ ફેદા ॥ ૨૬ ॥ રૂધીર માઉશનો કીચડ થયો, સહુનાં બગડે શરીર; એ રીતે યુદ્ધ વીકરાળ જામ્યું, ધૈર્ય ધરે રણધીર. ॥ ૨૭ ॥ ઘણા પ્રાણીનો ઘાણ વાળીયો, વરત્યો હાહાકાર; લડતાં કોઇ પાછા ન પડીઆ, દાહાડો રહ્યો ઘડીચાર ॥ ૨૮ ॥ એવામાંબેઉ માયાવિતે, ગાજીને ગગનેચડીયા, વા વંટોળ વીજળી કરીને, કૌરવ દળમાં પડીયા. ॥ ૨૯ ॥ જેને ને તેને ઝુડવા માંડયા, વાળતા કચ્ચર ઘાણ; એટલે કૌરવની સહુ સેન્યે બહુ કરી બુમરાણ. ॥૩૦॥ તે દેખીને દ્રોણગુરૂએ, મારવા કીધો વીચાર; તવ મેઘવરણે શકુનીના, ઝાલ્યા સપ્તકુંવાર. ॥ ૩૧ ॥ જોરથી ઝાલ્યા, બગલમાં ઘાલ્યા, લેઇને ગગને ચડીયો; વા વંટોળ વીજળી કરી જૈ, પોતાના દળમાં પડીયો. ॥ ૩૨ ॥ ગટોરગછ જતો રહ્યો આડો, ના રહ્યા કોઇના ઝાલ્યા; મેઘવરણે સાતે પુત્રો, વરકોદરને આલ્યા. ॥ ૩૩ ॥ લ્યોરે દાદા લ્યોરે દાદા, આપ્યા એવી વદી વાણે; ભીમે બગલમાં ઘાલીદબાવ્યા, કાહાડી નાંખ્યા પ્રાણ. ॥ ૩૪ ॥ તવ શકુનીએ પોક મુકી બેહેક બેશી ગયો, અરેરે માહારૂ કરમ ફુટયું, હુંતો વાંઝીયો થયો. ॥ ૩૫ ॥ એમજ ત્યાંથી ત્રાસતો નાઠો, મનમાં ધરીને શોક; તેને નાસતો દેખીને નાઠું, શેન્યાનું સહુ લોક. ॥ ૩૬ ॥ એટલે જોર કર્યું પાન્ડવે ક્રોધ જણાવ્યા માડા; તવ દ્રોણાચાર કાહ્યર થઇને, સ્થંભની બારણે નાઠા. ॥ ૩૭ ॥ પાન્ડવ ગયા કૌરવ સ્થંભે,સુરજબેઠોમેર; કઉરવના વાજાં બંધ પડીયા, વાગી પાન્ડવની ભેર. ॥ ૩૮ ॥ દ્રોણગુરૂ તવતંબુએ ગયા, પારથે વીચારી મતી; અસત્ય યુદ્ધ ગુરૂએ કર્યું તે, શેવામાં જાવું નથી. ॥ ૩૯ ॥ એમ જાણી ગયો પોતાને તંબુ, સાથે સહુજન બળીયા; ગુરૂજી પોતાને તંબુ ગયા,

ત્યાં કઉરવ સરવે મળીયા ॥ ૪૦ ॥ દુરીયોધન કહે ઓરે મહારાજા, આજે તો હાર્યા કેમ; એવું વચન સાંભળીને, ગુરૂજી બોલ્યા એમ. ॥૪૧॥ તું અધરમીની સંગ ચઢીને, વીપ્રીત કીધી બુધ; મેં માહારૂં પરોજણ ખોઇ, અસત્ય માંડયું યુદ્ધ ॥૪૨॥ અધરમના ફળ નીકળે કડવા, હાર્યાનું કારણ એહ; દુરીઓધન કહે હારીએ ભલે, કરવું તેહનું તેહ ॥૪૨॥ એમ કહીને રહ્યા રૂજની, સાંભળજે રાજન; તેહ સમે વીચારે ચઢીયા, પોતે જુગજીવન ॥ ૪૪ ॥ વળણ ॥ રાત્રીએ રણછોડજી, કરતા બહુ વીચાર; કહે વલ્લભ શ્રોતા સુણો, જપીએ જુગદાધાર.

---

## કડવું ૨ જું રાગ સામેરીની ચાલ.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, દ્રોણ પરવ મહિમાય ॥ ૧ ॥ અંતરયામીએ એમ વિચાર્યું, વીન્યા એકાદસ દન;સપ્ત દીવસનું યુધ રહ્યુંછે, નહી મરે અભેમન ॥૨॥ અષ્ટાદશ વરસ પુરણ થાશે, પછી ભાણેજ નહી મગશે;મારશે મુને સ્વર્ગ મ્રત્યુને, પાતાળનું રાજ્ય કરશે ॥ ૩ ॥ માટે એને મારવો જોઇએ, વિચારી જગતનું હીત;આવતી કાલે સવારમાંથી, ખેલ કરૂ વિપ્રીત ॥૪॥ એમ વિચારતાં રાત્રી વિતી, થયો પ્રાત:કાળ; પોતે બીજુ રૂપ વીપ્રનું ધરીયું, પરવરીયા પાતાળ ॥ ૫ ॥ બ્રાહ્મણની જ્યાં વસ્તી હતી ત્યાં, ગયા દીન દયાળ; તવ સહુ બ્રાહ્મણ કહેવા લાગ્યા, કેમ આવ્યા પાતાળ ॥ ૬ ॥ આ પાતાળમાં તાડુકી નામે અસુર છે મુંઢ મતી; તે અમારા બ્રાહ્મણના ચીન્હ, રાખવા દેતો નથી ॥ ૭ ॥ ઉપવિત જો અંગે ધરીએ તો, તે સ્થળ દે છે ડામ; દેવ દેવસ્થાન ભાગી નાખ્યા, ફેડયા ધર્મના ઠામ ॥૮॥ ઉભુ તીલક આડુ તીલક, જો કરીએ લેલાટ,તો તેવે આકારે ડામ દે છે, નથી બ્રાહ્મણનો ઘાટ ॥ ૯ ॥ તે માટે તમે પાછા પધારો, નહી રહે વિપ્રનું ચીન્હ;તવ પ્રભુ કહે માહારે તમારે, વાડવમાં નહી ભીન્હ. ॥ ૧૦ ॥ માટે તમને દઉછુ ઠપકો, શું બેઠા વિપ્રના બાળ; જગતમાંથી શું મરી ગયા છે, ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ ॥ ઘણા છે બળીયા નવ જાય કળીયા,તેવાને સરણે જાવો; કુન્તી સુત અરજુન દયાળુ, તેને તેડી લાવો ॥૧૨॥ તે આવી રાક્ષસનો ક્ષય કરશે, જાશે જનમનું સાલ, ચાલો હું આવું તમારી સાથે, એમ વધા નંદલાલ ॥ ૧૩ ॥ તવ પાતાળના વિપ્ર સરવે, નીકળ્યા પ્રભુની સાથ, વિપ્રોનું વ્રંદ તેડીને ચાલ્યા,

પોતે દીનાનાથ. ॥ ૧૪ ॥ એવામાં કુરૂક્ષેત્ર વિશે, દુન્ડભી બહુ ગડગડી-
યા; વાજતે ગાજતે કઉરવ પાન્ડવ, યુદ્ધ કરવાને ચડીયા ॥૧૫॥ પોત-
પોતાને સ્થંભે આવ્યા સંગ્રામ કરવા તાકે;બીજે સ્વરૂપે કૃષ્ણ પ્રભુજી,
પારથનો રથ હાકે ॥ ૧૬ ॥ સામ સામી આવી ઉભા તેવે આવ્યા મુ-
કુંદ; વાણી વડે આશીરવાદ દેતા, આવ્યું વિપ્રનું વ્રંદ ॥૧૭॥ તવ સ-
રવે બ્રાહ્મણને દીઠા, ચઢીયા શ્વેત નીશાન; એટલે સરવે હથીઆર મુ
કયાં, દેખી બ્રહ્મ સંતાન ॥૧૮॥ એવે અરજુનજીની પાસે, આવ્યું વિ-
પ્રનું વ્રંદ; ઓરે ગૌ બ્રાહ્મણના પાળક, કહી કીધું આક્રંદ ॥ ૧૯ ॥ પા-
તાળમાં એક તાડુકી નામે, દહિત નડે છે અમને; પુરંણ ભ્રષ્ટ કર્યા તે:
માટે, તેડવા આવ્યા તમને ॥ ૨૦ ॥ પાતાળ આવી પાપીને મારો, વિ-
પ્રનું વચન થાપો; ક્ષત્રીનો કુળ ધર્મ છે માટે, એટલી કષ્ટી કાપો. ॥૨૧॥
અરજુન કહે એ મહારાજા, કહેતામાં આગળ થાવું; પણ દ્રોણની
આજ્ઞા અપાવો, તો તમ કીંકર આવું. ॥ ૨૨ ॥ તવ વિપ્રોએ દ્રોણને
કહ્યું, ઘો નરને આજ્ઞાય; અમારૂ સંકટ ભાગવા આવે, પોતે પાતાળમાંય
॥૨૩॥ બ્રાહ્મણનું હીત બ્રાહ્મણ ધારે, અનાદીની રીત; વીપ્ર વિના હોય
અવર જાતી, તે વરતે વિપ્રીત ॥ ૨૪ ॥ બ્રાહ્મણને પેટ પ્રગટ થાયે,
બ્રાહ્મણ બીજથી જેહ; બ્રાહ્મણ દેખી આનંદ પામે, મહિમા વધારે તેહ.
॥૨૫॥ અવર વિર્યથી ઉત્પન્ન થાયે, બ્રાહ્મણીને પેટ કોય; પણ લક્ષણ
વીલક્ષણ તેના,બ્રહ્મદ્રેષ શી હોય॥૨૬॥ બ્રાહ્મણની ભાખેમુખ નીંદા,વળી
સોધ્યા કરે છીદ્ર; સુજે શેડાઇ બ્રાહ્મણ કેરી, ભોગવે બહુ દળીદ્ર ॥૨૭॥
વિપ્રને દેખી દંતીયા કરે, લાતો ફેકે ફાવે તેમ; મુખ મરડી મહિમા વ-
ટાડે, ઘાલી વિપ્રોપર વ્હેમ ॥ ૨૮ ॥ પોતાની વિદ્વતા બતાવે, પરાયાને
વખોડે; અવરજાતીનું દાસત્વ કરે, વીપ્ર ઉપર ચઢે મોહોડે ॥ ૨૯ ॥
અવર જાતીનું એઠું ઉપાડે, વેશધારીને શેવે; ભોજન માટે ભટકતો
ફરે, ખુશી નીચાં દાન લેવે ॥ ૩૦ ॥ આમંત્રણ વણ જમવું ધારે, શુ-
દ્રોની કરે પળશી; સરવને વ્રક્ષ સરખું જાણે, કાં પીંપળો કાં તળશી,
॥ ૩૧ ॥ સૌ પશુ સરખી ગાયને જાણે, માને નહી વીવેક; સરવ
વરણ સરખી ધારે, જાતી કુજાતી એક. ॥ ૩૨ ॥ અવર વરણના ચરણ
ચાંપે, મીઠું વદે જેમ ગમે;જાતી જાણ્યા વણ વેશ ધારીને,આતુરતાથી
નમે. ॥ ૩૩ ॥ એવાં અતી અપલક્ષણ હોયે, તે નહી વીપ્રનું વીર્ય, તે
સહુ સમજો છો દ્રોણ ગુરૂ, મોકલી દો રણધીર્ય. ॥ ૩૪ ॥ આવી
અમારી કષ્ટી કાપે, વાડવનું દુખ જાય, એવું સાંભળી દ્રોણ બોલ્યા,

વિપ્રોને નમી પાય ॥ ૩૫ ॥ ભલે માહારાજા તેડી જાવો, અરજુનને પાતાળ, પરોપકારે આડી જીભ ઘાલે, તેતો કરમચંડાળ ॥ ૩૬ ॥ તે પછી કહ્યું અરજુજીને દીકરા તતપર થાવો; પ્રતીપાળ છો ગૌ બ્રાહ્મણના, વિપ્રોની સાથે જાવો ॥૩૭॥ અરજુનજી કહે જાવું માહારાજા, પણ મુક્ષી દો ધંધ; માહારા આવતા સુધી કરો, સ્થંભે આવવું બંધ. ॥ ૩૮ ॥ દ્રોણ કહે નહી આવું સ્થંભે કરીશ નહી સંતાપ; રણસ્થંભ આવી યુદ્ધ કરૂં તો; બ્રહ્મહત્યાનું પાપ ॥ ૩૯ ॥ એટલે અરજુનજી એમ બોલ્યો, એ વ્રકોદર વિર; પાતાળ વીસે જઇએ છીએ, હું ને શામ શરીર ॥ ૪૦ ॥ સેન્યને લેઇ તંબુએ જાવો કરશોમાં વીપ્રીત મતી; ભીમ કહે શું તમારા વીના, વઢનારા અમે નથી ॥ ૪૧ ॥ પારથ કહે નથી વઢવું, બે દન રાખજો ધીર; હું આવ્યા પછી યુદ્ધ આદરવું; માનજો માહારા વીર ॥૪૨॥ એવું સાંભળી સુત વાયુનો, સેન્યાને લેઈ વળીયો; અરજુન વીપ્રનું વ્રંદ લેઉને, પાતાળ વીશે પળીયો. ॥ ૪૩ ॥ બ્રાહ્મણોએ કહ્યું પારથને, આ સ્થળ રહો આજ; કાલે સવારે દેખાડીશું, અસુર તમને માહારાજ ॥૪૪॥ એમ કહીને વિશ્રામ આપ્યો, રહ્યા નર રણછોડ; પૃથ્વીમાં રહયા પાન્ડવ કૌરવ, મનમાં ધરીને કોડ ॥૪૫॥ ॥ વળણ ॥ પોત પોતાને સ્થળ રહયા, સાંભળને તું રાય; વદે વલ્લભ શ્રોતા સુણો, ચક્રાવાનો મહીમાય.

# અભેમાનનો ચકાવો.

## કડવું ૪ રાગ સાખી.

વૈશમપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, ચકાવાનો મહીમાય ॥ ૧ ॥ અરજુનજી પાતાળે ગયો છે, તાડુકી દહીતને હણવા; કૈરવ પાન્ડવ પ્રથવી વીશે, રહ્યા ઉમંગે ઉખણવા ॥૨॥ તંબુમાં જઈ દુરીયોધને, તેડયા મારથી યોદ્ધ; ગુરૂ સહીત બેસાડીને, કરવા લાગ્યો બોધ ॥ ૩ ॥ ઓરે ગુરૂજી ઓરે ગુરૂજી, આપણ યુદ્ધ આદરવું; ફાવશે વઢતાં નર નહી માટે, કાલે આરંભ કરવું. ॥૪॥ લાગ ભલો છે શત્રુને હણવા, માટે ખેલ બતાવું; દ્રોણ કહે તું મરે તોહ્યે પણ, રણસ્થંભે નહી આવું ॥ ૫ ॥ અરજુનને મેં વિશ્વાસ દીધો, ત્યારે ગયો પાતાળ; માટે રણથંભ યુદ્ધ ન કરૂં, ધત્રાષ્ટરના બાળ ॥૬॥ તવ દુરીયોધન રડી પડીયો, આરંભો યુદ્ધ માબાપ; તમોએ પ્રતીગના કરી છે, તે સહુ મુજને પાપ ॥ ૭॥ દ્રોણ કહે ફાવે તેમ કહેપણ, તે નહી કરૂ બુધ; તે કરતાં તારી મરજી હોયે તો, આરંભુ કોઠા યુદ્ધ. ॥૮॥ દુરીયોધન કહે તે યુદ્ધ કેવું, કહો માંડીને વાત;ગુરૂ કહે કે વઢવા માટે, રચવા કોઠા સાત ॥ ૯ ॥ પેહેલો કોઠો પાશાણુ કેરો, લોહ વજ્રનો બીજો; મંત્રવડે તે છે રચવાના, તાંબાનો કોઠો ત્રીજો ॥૧૦॥ ચોથો કોઠો રૂપાનો રચવો, પાંચમો કનકકેરો, છઠો કરવો સપ્તધાતુનો, સાતમો ગોબર ઘેરો ॥૧૧॥ પેહેલાને સો બીજાને બસે; ત્રીજાને ત્રણસે દ્વાર; ચોથે ચારસે પાંચમે પાંચસે, છઠે છ ઘણા સાર ॥૧૨॥ સાતમો કોઠો છાણમાટીનો, તેને સાતસેદ્વાર; દ્વારે દ્વારે દસ દસ યોદ્ધા, સાતમે સાતહજાર॥૧૩॥ તે પ્રમાણે શીખર ધજા, ચઢતા ચઢતી હોય; મોખરે મારથી એકએક શોભે, ત્યાર થાવો તે કોય ॥ ૧૪ ॥ છત્રપતી કહે ઓ મહારાજા, બેશ કર્યા મનસુબા; તમો જેને આગના કરો, તે રહે કોઠે ઉભા. ॥૧૫॥ દ્રોણે કહ્યું કે પેહેલે કોઠે, મોખરે રેવું માહારે,બીજે કોઠો લોહ વજ્રનો, રેહેવું ક્રીરપાચારે ॥૧૬॥ એટલે બોલ્યા અવસ્થામા, સાંભળો માહારા તાત; ત્રીજે કોઠે હું રહેવાનો, કબુલ કરો વાત ॥ ૧૭ ॥ દ્રોણ કહે તું રેહેજે બેઠા. ચોથે રહો રાય કરણ;પાંચમે દુરીયોધનતું રેહેજે, આણજે શત્રુનું મરણ ॥ ૧૮ ॥ છઠે કોઠે શલ્યરાય રેહેજો; સાતમે જેદ્રથ રાય, તવ સરવે

માહારૂં ચામ્મ આ રણમાં ચુંથાય, વ્રજરાજ. ॥ ૧ ॥ માહારૂં ભક્તપણું ઘણુ ધારીયુંરે, તેથી જીતી બેઠો છે સુધનવાય; વ્રજરાજ. ॥ આતો લજ્યા જતી નથી માહારીરે, પ્રભુ તારી ફજેતી લુંટાય. વ્રજરાજ. ॥ ૨ ॥ હુંતો જગમાં કેહેવાયો વાહાલો તાહારોરે તેથી હલકાઇ તારા દેખાય; વ્રજરાજ ॥ વળી કેહેતું તું સરવે નર નાથરોરે, તેતો છુટી પડયું જદુરાય વ્રજરાજ ॥ ૩ ॥ તમે વીપત વેળાના વાલમારે, કરી વીશમાં વ્રકોદરને સાહાય; વ્રજરાજ. ॥ અમને લાખાભોવનથી ઉગારીયારે, બધી લાગીતી દશે દીશા લાહાય વ્રજરાજ ॥ ૪ ॥ ત્યાંથી તમોએ અમોને ઉગારીયારે, આપ્યું સામ્રથ ભીમની કાય; વ્રજરાજ ॥ પછી હેડંબાસુર ચોરી ગયોરે, લેઇ જઇ પુર્યો વજ્રકોટ માંય; વ્રજરાજ. ॥ ૫ ॥ યોગી વેશ લેવા કરી તમે પ્રેરણારે, ભીમ યોગી બનીને આવ્યો ત્યાંયે; વ્રજરાજ. ॥ એણે શોચે બંધુ નાંખ્યા વાવ્યમાંરે, ત્યાંથી છુટીયાં તારા કૃપાય. વ્રજરાજ ॥ ૬ ॥ ત્યાંથી બકરાક્ષસને મરાવીયોરે, કરી નગ્રીમાં સઉને સાહતાય; વ્રજરાજ. ॥ હુંતો યોગી થઇ આવ્યો દ્વારીકારે, મને પરણાવી પોતે કન્યાય વ્રજરાજ. ॥૭॥ અમે જુગટું રમીને રાણી હારીયારે, દુષ્ટે લેવી ધારી નારીની લજયાય; વ્રજરાજ. ॥ તેનાં ચીર તમેપુરયાં ચતુરભુજજીરે કરી દાસી જાણીને ક્ષમાય. વ્રજરાજ ॥ ૮ ॥ પછી દ્વાદસ વરસ વનમાં વહ્યારે. આવ્યાવીપ્ર જમવાની ઇચ્છાય; વ્રજરાજ. ॥ તવ અનનો દાણો ઘરમા નતોરે, ભાજીતાર જમી ભાગી ક્ષુધાય; વ્રજરાજ. ॥ ૯ ॥ પછી જેદ્રથ લઇ ગયો પ્રેમદારે, તવ ભીમને મુકી તમે ત્રશાય; વ્રજરાજ. ॥ જેમ તેમ કરી છોડાવી સાધવીરે; રાખ્યું સતીનું સત્ય સદાય. વ્રજરાજ ॥ ૧૦ ॥ વળી કઇચાથી ઉગારી કામનીરે, તારા કરેલા ગુણ ના ભુલાય; વ્રજરાજ. ॥ તમ તુલ્ય તાત માત કરે નહીરે, આજ વાહરે ચઢો હું પડું પાય. વ્રજરાજ ॥ ૧૧ ॥ વળણ. ॥ જયાંને ત્યાં વાહારે ચઢયા, તેવા ચઢો તમે આજ; વ્યાસ વલ્લભના નાથજી, દાસ તણી ધરો દાજ.

---

## કડવું ૫૦ રાગ સાખીની ચાલ.

જયમુની રૂપી એણીપેર બોલ્યા, શુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુધન્વા કથાય. ॥ ૧ ॥ અરજુનજીએ સ્તુતી કીધી, કરીને આંસુપાત; અંતરયામી ગરૂડા ગામી, પ્રભુએ જાણીવાત ॥ ૨ ॥ ભક્તની ભીડે ભગવાન ઉઠયા, દાસની દયા લાવ્યા; અદર્શ રૂપે પાન્ડ૨

દળમાં, કૃષ્ણ પ્રભુજી આવ્યા. ॥૩॥ પછી પ્રત્યક્ષ રૂપ ધરાંને, પાન્ડવ દ-ળમાં પેઠા; રાશ પરોણો કરમાં ઝાલી, પારથને રથ બેઠા.॥૪॥ સુધન્વાએ શ્રીહરી દીઠા, નીચો પડી લાગ્યો પાય; હવે વઢયું માહારૂં સફળ થયું, કૃપા કરી જદુરાય ॥ ૫ ॥ હું પાપીને પાવન કીધો, મળીયા અસરણા સરણ; મોક્ષની પદવી હું પામવાનો,હવે કયારે થાય મરણ ॥૬॥ પ્રત્યુની ઇછા ઉપની મુજને, હવે નથી કાંઇ કષ્ટી; મરણ સમે પ્રભુ તમ સામી, સ્થીર રહે મુજ દ્રષ્ટી. ॥૭॥ એટલું મુજને વરદાન આપો, ઓરે વિસ્વા-ધાર; એવી સ્તુતી સાંભળીને, રીજ્યા દેવ મોરાર. ॥૮॥ સુધન્વાને સેવ ક જાણી, દયા કરી જગભુપ; કોઇ ન દેખે એવી રીતે, ધર્યું ચતરૂભુજ રૂપ. ॥૯॥ દરશન દીધાં સુધન્વાને, ભક્તજને જોડયા હાથ; કીંકર ઉપર કરી કરૂણા, ધન ધન વીસ્વના નાથ. ॥૧૦॥ પછી કૃષ્ણનું રૂપ ધરીને, બોલ્યા નંદકીશોર; અરજુનજી શું હામલી ગયા જણવો તમારૂં જોર. ॥૧૧॥ અરજુન કહે માહારાજા, કે વારનો મરૂ મથી; પણ સુધન્વા છે બહુ બળીયો, જીતી શકાતો નથી. ॥૧૨॥ એટલે બોલ્યા અંતરયામી, તમને અભીમાન ચડીયો; તમે કહ્યું કે હું ભકત વહાલો, તે ગર્વ તમને નડીયો ॥૧૩॥ તમ કરતાં તો આ સુધન્વા શ્રેષ્ટ સેવક છે સાચો; જ્ઞાની ધ્યાનીને વળી દાની, કોઇ કામે નહી કાચો. ॥૧૪॥ વળી મનમાં એમજ આવ્યું, પુજનીક હું પ્રભુ કેરો; એવો એવો ગરવ ધર્યોથી આવી ગયો આ ફેરો.॥૧૫॥તવ અરજુને બે કરજોડયા,ભુલ થઈ માહારાજ;આખી ઉ મ્મરમાં માર આવો મેં દીઠો આજ. ॥૧૬॥ ઘણાની સાથે યુદ્ધ કર્યું પણ, આવો ન દીઠો બળીયો;અહંકાર સરવે ઉતરી ગયો, મારા માથાનો મ-ળીયો.॥૧૭॥કૃષ્ણ કહે તમે ઘણીક વેળા,જાણોછો મનમાં એવું;મુજ સ-માન નથી કોઇ બળીયો,પ્રાક્રમ માહારૂં કેવું.॥૧૮॥એવા એવા હંકારતણો ઉભરો ચઢે છે તમને; છેવટ કષ્ટી પામીને પાછા, દોડાવો છો અમને. ॥૧૯॥ અરજુનજી કહે કૃષ્ણ કૃપાળુ, મમ મન જાય છે ભમી; તમારા બોધથી ગરવ તણી જે, ઉરમી હતી તે સમી. ॥ ૨૦ ॥ તવ પ્રભુ કહે આયુદ્ધ ઝાલો, મન મુકી કરો જોર; હવે તમારી પક્ષમાં હું છું, એમ કહ્યું કીશોર. ॥ ૨૧ ॥ તવ અરજુને આયુદ્ધ લીધાં, મેઘનાદે ગડગડી-યો; સુધન્વાપર રીસ ચઢાવી, મન મુકી તુટી પડીયો. ॥ ૨૨ ॥ બાણ મારે બહુ બળ કરીને, અગણીત મંત્ર ગણીને, સુધનવાએ કર્યો સપાટો,

ભગવત નામ ભણીને ॥ ૨૭ ॥ ફરી પાછો ફેંદયો પારથને, પોતે ચતુર સુજાણ; અરજુનને રૂંએ રૂંએ, ભોંકી દીધાં બહુ બાણ ॥૨૪॥ રૂએ રૂએ છીદ્ર પાડયાં, અરજુન પામ્યો ત્રાસ; હવે માર નથી જેરવા તો, સાહ્ય કરો અવીનાશ ॥૨૫॥ એટલે અંતરયામી બોલ્યા, ધરમ તણું પુન્ય ધારો; કાળજવરને વીષ્ણુ કેરો, મંત્ર ભણી બાણ મારો ॥૨૬ ॥ તે વણુ સુધનવા નહી મરે, બતાવ્યું કારજ સીધું; તવ અરજુને કાળજવરના, મંત્ર તણું બાણ લીધું ॥ ૨૭ ॥ તે પર વિષ્ણુનો મંત્ર ભણીયો કાંઇ ન રાખી નુન્ય; તે બાણ ઉપર ધરમરાજાનું, પોતે મેલ્યું પુન્ય ॥૨૮॥ પછી બહુ બળ કરીને માર્યું, સુંસવાટા કરતું જાય; આવતું દેખી સ્થંભી ઉભો, પોતે સુધનવાય ॥ ૧૯ ॥ સામી છાતી રાખી રહ્યો, જુએ સરવે શ્રષ્ટી; અવર વાસના બંધ કરીને, રાખી પ્રભુ પર દ્રષ્ટી ॥ ૩૦ ॥ એવામાં બાણ લગભગ પોહોચ્યું, જુએ છે જગધીશ; તે બાણે જઈ સુધનવાનું, છેદી નાંખ્યું શીશ ॥૨૧ ॥ ધડને મુસતક જુદા થયાં, તવ શીશ ઉંચુ ચડીયું; કૃષ્ણ પ્રભુ રથ હાંકવા બેઠા; જઇ ખોળામાં પડીયું, ॥૨૨॥ અંતરયામી રીજ્યા અતીશે, જમણે કર શીશ લીધું; ભકતનું ભલુ કરવા બળથી મુસ્તક ફેંકી દીધું ॥૩૩॥ તે જઇને ગલકીમાં પડીયું, કૃપા કરી જગભુપ, વીષ્ણુ સરણે શીશ શેવકનું, બનીયું વીષ્ણુ રૂપ ॥ ૩૪ ॥ ધડ રથમાંથી ધરણે પડીયું, વરત્યો હાહાકાર તેવાંજ લીલા નીશાન ચડીયા; યુદ્ધ બંધ થયા તે વાર ॥ ૩૫ ॥ સુધનવા પડયો તે વારતા, હંસદ્ધજને જાય ખબર સાંભળીને એ હબકયો,ગજબ થયો ધરમાંય ॥ ૩૬ ॥ શીશને છાતી કુટતો ઉઠયો, માહારે જીવીને શું કરવું; ભકત દીકરો મરણ પામ્યો જીભ્યા કરડી મરવું ॥ ૩૭ ॥ સુધનવાના ચાર બંધુ, મુરછા ખઇ પડીયા; બીજા ત્રીજા હરીજનો હતા તે ધુશકા મુકીને રડયા ॥ ૩૮ ॥ નગ્રને વીશે વારતા પહોચી, જાણ્યું ભારજા ભગની; સુધનવાની માતાયે જાણ્યું; અંતર ઉઠયો અગની ॥ ૩૯ ॥ સહુ રડતું કળકળતું ચાલ્યું, સગું સહોદર સાથ; નગ્રની બારણે ચાલી આવ્યું, બહુ થાય આંસુપાત ॥ ૪૦ ॥ તવ પાન્ડવે સેન્ય લેઇને, અળગો કર્યો મુકામ; કલેશ મટયા પછી આવતી કાલે આરંભશું સંગ્રામ ॥૪૧ ॥ એમ કહી જઇ પાલ તણાવ્યા, સરવે કર્યો વિસરામ સુધનવાનું સેન્ય સઘળું, બેઠું હારી હામ ॥૪૨ ॥ એવે સાથ સહોદર આવ્યું, આવી સુધનવાની માડી; ધડ દીઠું સુખવંતીએ સુતનું, ઉછંગ લીધું ઉપાડી ॥ ૪૩ ॥ વળણ ॥ ધડ લીધું ઉછંગમાં,

પુરણ પ્રગટયો શોક, વલ્લભ વદે એ માવડી, મુકે કારમી પોક.

## કડવું ૫૧ અભેમાન બોલોનેરે એ રાગ.

માહારા બાધાના બાંધેલા બાળ, સુધનવા બોલોનેરે; તાહારો અણુ ચીતવ્યો થયો કાળ, સુધનવા બોલોનેરે ॥ ૧ ॥ આજ દીવશ ઉગીયો કેવો, સુધનવા, જાગ્યાં ત્યાંથી જોયો કાળ જેવો.સુધનવા બોલોનેરે॥૨॥ માથે ભમતાતાં સમળી સીચાણા, સુધનવા. થયા અખંડ દીપક રાણા સુધનવા બોલોનેરે. ॥ ૩ ॥ દ્વારે કકળીયા કાળા કાગ; શુધનવા; આંગણે આડા ઉતરીયા નાગ, સુધનવા. ॥૪॥ માહારા ફરકયાંતાં અંગ લોચન, સુધનવા; ખોઇ બેઠી લાડકડો તન, સુધનવા. ॥૫॥ માહારા ભાગ્યશાળી સંતાન. સુધનવા; તુજ વીના હું થઇશ હેરાન, સુધનવા. ॥ ૬॥ અણુસમજે તાતે દીધું દુખ, સુધનવા; તેથી સંતાડી દીધું શું મુખ સુધનવા. ॥૭॥ માહારો સાચો શત્રૂ સ્વામી કહાવ્યો, સુધનવા, તારામનમાં ગુસ્સો ઉપજાવ્યો, સુધનવા. ॥ ૮ ॥ મરતા સુધી તે રહી તને રીસ સુધનવા; તેથી સંતાડયું મુખને શીશ. સુધનવા. ॥ ૯ ॥ મને વિયોગ પડાવ્યો પાકો, શુધનવા. માહરો કીયો ગ્રહ થયો વાંકો; સુધનવા. ॥૧૦॥ માહારૂં કીયા જનમનું આ કર્મ, સુધનવા, કેમ આડે ન આવ્યું ધર્મ; સુધનવા. ॥૧૧॥ મેં શું ધોયુ ગંગામાં મળમુત્ર, સુધનવા. તેથી દગો દેઇ ગયો પુત્ર; સુધનવા. ॥ ૧૨ ॥ મેં શું ભાંગી સરોવરની પાળ, સુધનવા. મેં શું અભડાવી વીપ્રની થાળ, સુધનવા. ॥ ૧૩ ॥ મેં શું ધાવતાં વછોડયાં બાળ, સુધનવા. મેં મળતું ભાગ્યું વેવીશાળ શુધનવા. ॥ ૧૪ ॥ મેં શું પરને દુખ દેઇ ધાયો ગરવ, સુધનવા. મેં શું ઉનાળે ઉઠાડી પરવ સુધનવા. ॥૧૫॥ મેં શું કરેલી વિશ્વાસ ઘાત્યો, સુધનવા. મેં શું નોહોતરીને ન કરી નાત્યો, સુધનવા. ॥ ૧૬ ॥ મેં શું ભાણા અંતર કરેલા; સુધનવા. મેં શું પ્રપંચ દ્રવ્ય હરેલા. સુધનવા. ॥ ૧૭ ॥ કેવી કેવી મેં કરણી કરેલી, સુધનવા. આજ ઉભી બળું છું ઠરેલા. સુધનવા. ॥ ૧૮॥ એમ કહી શીશના કેશ કાહાડે, સુધનવા.હસ્ત ચરણ પ્રથવી પછાડે. સુધનવા. ॥ ૧૯ ॥ ચોધારે નેત્રામાં નીર, સુધનવા. કંપી જાય છે આખું શરીર, સુધનવા. ॥ ૨૦ ॥ એવો વરત્યો છે હાહાકાર, સુધનવા, ત્રાસ પડીયા છે અપરમપાર. સુધનવા. ॥ ૨૧ ॥

ઘણું કલપાન્ત સરવે આરંભ્યું, સુધનવા. ગંગા જમનાનું નીર થંભ્યું સુધનવા ॥ ૨૨ ॥ વલણ ॥ ત્રાહ્ય ત્રાહ્ય કરતા સરવકો, રોઇ રોઈ ફુલ્યાં નેન; વલ્લભ વદે વીલાપથી, રડે કોવળીકા બેન.

## કડવું પર રાગ પંજાબી કાફીનો.

મારા વીરારે, ભગનીને અગની ઉંડાડીયો, કુળના હીરારે, આનંદમાં ધ્રાસકો પાડીયો ॥ ૧ ॥ માહારા વીરારે, પીયેર પનોતી હું હતી, બંધુ જીવોરે, પણ તુજ તુલ્ય થનારૂ નથી ॥૨ ॥ હેત તાહારૂંરે, વીસરે નહી મુજને ઘડી; કેઇ કરણીરે, આ વેળાએ વીપત પડી ॥ ૩ ॥ તુજ મહોલમાંરે, જોર કરીને પેસતી; મન ગમતુરે, હઠ કરી લેવા બેસતી. ॥૪॥ મુને પુછીનેરે, વીરા તું કરતોતો વારતા; જેજે બોલુંરે, તે તમે મન વીચારતા ॥૫॥ ઉંચે સાદેરે કાંઇ કહ્યું નથી મુજને, ઘણી વાહાલી રે, વીરા હતી હું તુજને ॥૬॥ મુને દેખીનેરે, અડઘો અડઘો થઇ જતો, કોઇ દહાડોરે, મુજપર રીસાયોનતો ॥૭॥ ખેંચી તાણીનેરે, મન ગમત હું માગતી; તુજ પ્રીયાનેરે, પ્રાણથી વ્હાલી લાગતી ॥ ૮॥ તારી દ્રષ્ટીથીરે, ભોજાઈ લેતી ઉવારણા; હવે અમારેરે તજવા પડશે બારણાં ॥૯॥ ભાઇ વીનારે, ભાવ કોઈ પુછે નહી, પીયર બંધુથીરે, સુખ સંપત સોભે સહી ॥૧૫॥ બંધુ વીનારે ભગનીતો ઓશીઆળી અતી; વીર કયાં ગયોરે, વીયોગ જીરવાતો નથી ॥ ૧૧ ॥ ઓ દૈવડારે, મુજપર તું રૂશણે થયો; દુખ વેળાનોરે, વીરો હીરો હડતઇ ગયો ॥૧૨॥ કયાં ખો વાયોરે, ખોળીઆપો કોઈ બંધવો, ભાઈ લીડનોરે, દુર્લભછે ભેગો થવો ॥ ૧૩ ॥ એમ વલવલેરે, ધરણ પડેને ઉઠતી, ઘણું રડીનેરે, છાતીને માથા કુટતી ॥ ૧૪ ॥ છુટે છોળ્યોરે, રૂધીરની અતી અંગથી; દીસે વીકરાળરે, શ્રોણીતના રાતા રંગથી ॥ ૧૫ ॥ વળગે સબનેરે, હાથ ઝાલીને હલાવતી; કયાંછે મુખડુરે, બોલો બોલો કહી બોલાવતી ॥ ૧૬ ॥ વલણ ॥ એવી ગાંડી થઇ ગઇ, કોવળીકા જે બેન; પછી પ્રભાવતી રડે નીર ભરેલા નેન.

## કડવું ૫૩ સૌને ચોરાસીનો ફેરો ટળ્યો છે એ રાગ.

ઝુરી ઝુરી મરૂ માનની તમારી, હવે શીગત થાશે થાશેઅમારી;ઝુરી

ઝુરી મરૂ. ટેક. પ્રથમ વીઘનથી પ્રભુએ ઉગાર્યો, શાચો સેવક પોતાનોજ ધારી; ॥ ઝુરી. ॥૧॥ કારમો કાળ તે પાછો ન પડીયો; વાહાલાંજ નતે શું રાખે વારી૦ ઝુરી ॥૨॥ અતી ઉમંગ હતો રણ વઢવાનો, લડી વઢીને કીધી ખુવારી ॥ઝુરી॥૩॥ નીરવરતીથી પોઢયા તમે તો રાખી રઝળતી રણ વીશે નારી ॥ ઝુરી ॥ ૪ ॥ દગો દેઇને મુન્ય થયા છો, થઇ નહી વાત સારી કે નઠારી ॥ઝુરી॥૬॥ હળી મળીને મેળાપ ન કીધો, લીધો નહી લ્હાવો સંસારી ॥ ઝુરી ॥ ૬ ॥ અરેરે હવે આ દન કેમ જાશે, દુખ આવીને પડયું ઘણું ભારી ॥ ઝુરી ॥ ૭ ॥ હાયહાયરે આ કાયાશું કરવી, જતો રહયો ભરથાર ભોગદારી ॥ ઝુરી ॥૮॥ આરે જોબનીયુ કેમ જળવાશે, કનડશે કામદેવ વીકારી ॥ ઝુરી ॥ ૯ ॥ કંથજી મુખડું કયાં સંતાડયું, વાત કરતા સહુ દુખડું વીસારી ॥ ઝુરી ॥ ૧૦ ॥ વલણ ॥ એમ વામા બહુ વલવલે, કરતી આંશુપાત; વ્યાસ વલ્લભ વાણી વદે નીચું જોઇ રડે તાત.

---

## કડવું ૫૪ કોઇ લ્યોરે એ રાગ.

કયાં ગયોરે કયાં ગયો માહારો લાડકવાયો તન ટેક ॥ રમકડું ખોવાઇ ગયું; રોળાયું રતન; અરેરે મુજથી એહનું કાંઇ થયું નહીજતન કયાં ॥૧॥ પ્રધાનોના કહેવાથકી, કલેશ કર્યો ઉતપન; તેલમાં તળવા નાંખીયો, હું શું દેખાડું વદન, કયાં ॥૨॥ એ દીકરાએ માહરૂં, પાળ્યું મરવા લગી વચન; પણ એની સાચી ભકતીથી, વાહારે ચડીયા જુગજીવન ॥કયાં॥૩॥ મેંતો થયું તેટલું કરયું, નીર્દેથતો તદન,હલમલી યા બેટા વીના સૌ, શુના સદન, ॥ કયાં ॥ ૪ ॥ અરેરે એની પ્રેમદા કકળી કરેછે રૂદન; મોહોલમાં રડે દાશીયોને, ભયંકર ભાસે ભોવન ॥ કયાં ॥ ૫ ॥ ઘરબાર માહારે શા કામનું, જઇ વસુ અરન; ક્ષુધા પીપાશા છો પીડે, મહારે નહી લેવું જળ અન ॥ કયાં ॥ ૬ ॥ વલણ ॥ એમ કલ્પાંત કરે ઘણું, ભુ ભાસે ભયંકાર; વ્યાસ વલ્લભ એમ ઓચરે, વરત્યો હાહાકાર.

---

## કડવું ૫૫ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી

તુજને સંભળાવું, સુધનવાની કથાય ॥૧॥ તાત રડે છે માત રડે છે. ભ્રાત રડે છે ચાર; ભગની રડે છે ભોજાઇ રડે છે, વરત્યો હાહાકાર.॥૨॥ બહુ બહુ રોતાં પૃથ્વી પડતાં, કુટી નાંખે કાયા; સઉને હરઘડી સાંભળી આવે, સુધનવાની માયા ॥ ૩ ॥ સ્વભાવ સારો તેથી પ્યારો, ધડને વારંવાર જુએ; એકેકો ગુણ સંભારીને ચોધાર આંસુએ રૂએ, ॥ ૪ ॥ તેવે સમે શૈન્યાપતી સારો જ્ઞાની ગુણ ગંભીર; સરવેને બોધ કરવાલા ગ્યો, રડતાં રહી જાઓ સ્થીર ॥ ૫ ॥ સુધનવાને સીદ રડોછો, એ ગયો એને ઠામે; જ્યાંથી આવ્યો ત્યાં જઈ બેઠો, વળગ્યો પોતાને કામે. ॥ ૬ ॥ તમારે આંહી આવ્યો હતો, કરવાને ગુમાસ્તી; અંજળ હતું ત્યાં લગી કરી, કાં થોડી કાં જાસ્તી ॥ ૭ ॥ વળી જે સ્થળ પડયો હશે ત્યાં તેની એને હોય જંજાળ; જેની દુકાનેથી ઉઠયો તેની, ફરી નલે સંભાળ ॥૮॥ જેને ત્યાં ગયો તેનું સંભાળે, કે સંભાળ તમારૂ; માહારો માહારો કરોછો તેતો, જ્ઞાન વીના અંધારૂં ॥૯॥ નહી તમારો તમે નહી એના,જ્ઞાન ગતી વીચારો; જેનો સંગ થયો તેને સૌ; માની લે છે માહારો ॥ ૧૦ ॥ પુત્ર હતો માટે પોતાનો માન્યો, પણ એ મીથ્યા ગર્વ; પોપટ પાળ્યો તે પોપટને, માહારો કહે છે સર્વ. ॥ ૧૧ ॥ હય હસ્તી કે બળધ બાંધે, તેને પણ કહે માહારો; નથી જ્ઞાતી નથી જાતી, પણ દુનીયાનો ધારો, ॥ ૧૨ ॥ તેવોજ તમે માહારો કહોછો, પણ તે નહી તમારો; તેવા તમે તેના નથી, વીવેક વાત વિચારો ॥ ૧૩ ॥ તેના તમે ને તે તમારો, સત્ય રીતે જો હોય, તો અન્યો અન્ય તરછોડીને, ચાલ્યું ન જાયે કોય ॥૧૪॥ ચૈતન્યની માયા નથી ને, માયાનું નથી ચૈતન્ય; તેવા તમે અન્યના નથી, નથી તમારૂ અન્ય ॥૧૫॥ એક ખોળીએથી જીવ છુટી, બીજે ખોળીએ જાય; જે જે ખોળીએ જીવ પ્રવેશે, તે ખોળીયાનો તે થાય. ॥ ૧૬ ॥ એક જીવ અનેક જનમો લે છે, તજે છે પુર્વ સગાઈ; સામા શત્રુને ઘેર જનમે, તવ કયાં ભગની ભાઇ ॥ ૧૭ ॥ આપણા શામી કટી કશીને, તે જીવ વઢવા આવે; પેહેલાનું સગપણ ભુલી જઇને, ગાળો ખોટી ખવરાવે. ॥૧૮॥ પ્રથમના જનમનું લાન્છન, પોતાનું હોય જેહ; સામા થઇને મારે મેહેણું, જે કૃત્ય કરેલું તેહ. ॥ ૧૯ ॥ તેતો મેહેણું નહી પોતાને,જુઓ જગતની બાજી; મીથ્યા વસ્તુ એ સાચી માની, અજ્ઞાનથી થાય રાજી. ॥ ૨૦ ॥ તેવું અજ્ઞાન છે તમોને, માટે માનો છો માહારૂં; પણ નથી કો કોનું કોઈ, દીપક કેડે અંધારૂં. ॥ ૨૧ ॥ કોનાં સગાંને કોનાં વહાલાં કોના પીતાને પુત્ર; કોના બંધવ

કોની બેહેની, કોનું છે ઘર સુત્ર. ॥ ૨૨ ॥ ભામા કોની ભરથાર કોનો, કોનાં ઘરને બાર, કોની રીધસીધ્ધકોની નવનિધ; કોના વસ્ત્ર શણગાર. ॥૨૩॥ રળી રળીને ભંડાર ભરીને, છેવટ મુકી જાય; બીજે જનમે આવે લેવા, તવ તે ખાસડા ખાય. ॥ ૨૪ ॥ એક કોડી માંહીથી નવ પામે, ત્યારે તે રળેલો કેવું, વિવેકથી વારતા લ્યો વીચારી, ઝાંઝવાના જળ જેવું. ॥૨૫॥ ના ખાધુને ના ખવરાવ્યું, ના દેખાડયું ને ન જોયું, એવા પ્રાણીએ મહેનત કરી; કહો રળ્યો કે ખોયું. ॥ ૨૬ ॥ રળેલું ખોયું જીવતર ખોયું, માહારૂં માહારૂં કરીમુઓ;પોતાનું પોતાને કામ ન લાગ્યું, કેહેણીમાં નાદાન હુઓ. ॥ ૨૭ ॥ અજ્ઞાની અથડાય છે અવળો, સવળો ન ઝાલ્યો પંથ, કાકા બાપા કેહેવરાવવાને, લીધો લક્ષમી તંત ॥૨૮॥ મામા માસા ફુઆ મોટાભાઇ, કેવરાવવા કરે એવું; શૌને આપે સારા કેવરાવવા, પોતાને લેવાનુ નથી. ॥ ૨૯ ॥ ઠાલો આવ્યો ને ઠાલો ગયો ન ખવરાવ્યું ન ખાધુ; ન લાહાવ લીધો નલાહાવ દીધો, નહી સુખીયો નહી સાધુ. ॥ ૩૦ ॥ સ્વારથ પોતાનો સર્યે નહી ને, પરમારથ નવ થયું, જસની આશાયે સગાં સંતોસ્યાં,એનું તોએળે ગયું ॥ ૩૧ ॥ કરમ ચડાંળ કરમ ફુટેલો; પોતાનો જીવ ન પોસ્યો તો પછી પરનો કયાંથી પોસે સગામાં ખજાનો ખોસ્યો ॥૩૨॥ તે પણ હાથે કરીને આપે, મરતાં સુધી મુઝી; સાસહોયે ત્યાં સુધી સમજે, છે બધી માહારી પુંજી ॥૩૩॥ એવું સમજી દીવસ કહાડે, તવત્યાંનું ત્યાં રહે; માટે અભાગીયો અજ્ઞાની, માહારૂં માહારૂં મુખ કહે ॥ ૩૪ ॥ ધણાંક પ્રાણી એવું સમજે, લેએ હરીનું નામ; તેથી કલ્યાણ થઇ જવાનું, કેમ ખરચીએ દામ ॥૩૫॥ વારૂં એમ સમજીને સાચે, ન કરે ઉંચો હાથ; પણ છેવટ ત્યાંનું ત્યાં રહે છે, કીયો લેઇ ગયો સાથ ॥ ૩૬ ॥ વળણ ॥ સાથે લૈઇ ગયો નહી, માહારૂં કહે મીથ્યાય; વ્યાસ વલ્લભ વાણી વદે, બોધ કર્યો બહુ ત્યાંય. ॥

---

## કડવું ૫૬ રાગ ચોપાઈનિ ચાલ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; શેલ્યા પતીયે બોધજ કરીયો, સર્વના મનમાં ઉતરીયો. ૧ કોનાં સગાંને કોના વ્હાલાં, માહારાં માહારાં કહીએ તે ઠાલાં; નથી કોઇનું સગું કોઇ, હવે શું કહીએ છીએ જોઇ. ॥ ૨ ॥ ઉઠો અગની સંસ્કાર કરીયે, થયું

ધારેલું જે શ્રી હરીએ, કહીને ધડ ભોમ સુવાડયું, પછી ક્રીયા કારજ માંડયું. ॥૩॥ લાવ્યા કાષ્ટને ખડકી ચીતા, વહે જયાં નીરમળ સરીતા, પછી ચીતામાં શબ દીધું મુકી, પ્રગટાવ્યો વહની ફુંકી. ॥ ૪ ॥ શબને કર્યું સારૂ દહન; જળમાં વેહેરાવ્યું પાવન, પછી સરવે કીધું સ્નાન; વળ્યા પાછા ભજી ભગવાન. ॥૫॥ એવે દીવસ વીતી ગયો, તવ રાયને વીચાર થયો; કાહાવ્યો શેવક શું સમાચાર, જયાં કુન્તી તણા કુંવાર. ॥ ૬ ॥ અમો કાલે યુદ્ધે આવવાના, સર્વ શેન્ય સાથે લાવવાના, તમે તમારે તઇયાર રહેજો, કાલે મન મુકી યુદ્ધ દેજો. ॥ ૭ ॥ એમ કહીને કીધું સહ્યન, થાય નીર્વર્ત કુન્તી તન;એવે સમે રેણી ગઇ વીતી,ઉઠયા પ્રભાતે ધરી ભયભીતી. ॥૮॥ નાહી ધોઇને ભોજન કીધાં, પછી સરવે આયુદ્ધ લીધાં; વળી કવચીયા બકતરીયા, સહુ યોધે હથીઆર ધરીયા. ॥ ૯ ॥ થયા મારથી સારથી ત્યાર, કરી સ્વારી ઘોડાને સ્વાર; હાથીવાળા તે બેઠા હાથી, ઉંટ ઉપર સુરાના સાથી. ॥ ૧૦ ॥ પગ પાળા જબર જસી, ગ્રહ્યાં ઉઘાડાં ખડગો હસી; જેના શરીરમાં જોર જુસ્સો; તેને વ્યાપી રહ્યો છે ગુસ્સો. ॥૧૧॥ રાતા તાતા ને મદ માતા; વઢવાને ઉતાવળા થાતા; પગ પાહાનીની પડધી પછાડે; અતી આંખના ડોળા કહાડે. ॥ ૧૨ ॥ એવે અરજુનજી થયો ત્યાર, એણે હાથ ગ્રહ્યાં હથીઆર, પોતે કટી કસીને બાંધે, બાંધ્યો બાણનો ભાથો ખાંધે. ॥ ૧૩ ॥ લીધું ગાંજેવનામા ધનુશ, રણુ સંગ્રામ જાવાની હુંશ; બેઠા અભંગ રથ પર ચઢી, ઉઠયા કૃષ્ણ પ્રભુ તે ઘડી. ॥ ૧૪ ॥ રાશ પરોણો ઝાલ્યો હાથ; બેઠા હાંકવા દીનાનાથ; તવ રણશીંગા રણુના વાગ્યા, સુરા પુરાને સારા લાગ્યા. ॥ ૧૫ ॥ ઘણા ગડગડીઆ નીશાન, ચઢયો સતી તણો સંતાન; જેણે જુગમાં નર ધર્યું નામ, કીધો મેદાનમાં મુકામ. ॥ ૧૬ ॥ એવે હંસ ધ્વજ જે રાય, તેની તતપર થઇ શેન્યાય; સુરા પુરાને પરચંડ જમ જેવા, ગ્રહ્યા યમદંડ. ॥૧૭॥ લીધાં ખડગ ખુસી થઇને, ઉભા રાજાની પાસે જઇને; તવ હંસધ્વજ જેવો વાઘ, એણે સ્વેત ધર્યો પોશાગ. ॥૧૮॥ બાંધી બોકાની સ્વેત પટકે, એને પુત્ર મુએલો ખટકે; એને હસ્ત ગ્રહ્યાં હથીઆર; મનમાં વેહેર લેવા વીચાર. ॥૧૯॥ એના સુખે ન સુંદર સુત, તે તો સર્વ છે આકળા ભુત; સૌને પારથ પર રીસ, કેમ બંધવનું છેદયું છે શીશ; એવા રીસ ભરેલા સર્વ, બળ તણો ઘણો છે ગર્વ; સહુ વાજતે ગાજતે પળીયા, ચાલ્યા યુદ્ધ કરવા મહા બળીયા. ॥ ૨૧ ॥ તવ હંસધ્વજની નારી, સુખવંતી સતી શુભ સારી; આવી પતીની પ્રત્યે કહે

છે, મનમાં એક ઇચ્છા મને છે. ॥ ૨૨ ॥ તેટલી પુરણ કરો નાથ, હું તો માગુછું જોડી હાથ; તવ હંસધ્વજ એમ પુછે, પ્રેમદા તુજ ઇછાશું છે. ॥૨૩॥ તવ સુખવંતી કહે સ્વામી, તમ ઘેર અતી સુખ પામી; સહુ સ્વારથ વૃત્તિ થઇ પુરી, પરમારથ છે અધુરી. ॥૨૪॥ તવ હંસધ્વજ એમ કહે છે, માગ્ય માગ્ય શું માગી લેછે; તાહારે કરવું હોય કાંઇ પુન્ય, નથી ઘરમાં દ્રવ્યની નુન્ય. ॥ ૨૫ ॥ આપો હય હસ્તી ગૌદાન, આપો ઘર ગામ ભંડારવાન; તવ સુખવંતી સતી બોલી, સદા મુષ્ટી મુકી છે પોલી॥૨૬॥ પુન્ય કીધાં છે તમ પ્રતાપે, નથી ભગવાન મળીયા આપે, આજ ઘેર બેઠે ગંગા, પધાર્યા છે પ્રભુ સરવ રંગા. ॥૨૭॥રાશપરોણો ઝાલી હાથ, હાંકે છે દીનોનાથ; અરજુનની સંગે શામળીયો, આજ દીવસ આપણો વળીયો. ॥૨૮॥તેને નગરમાં તેડી લાવો, મુજને દરશન કરાવો; વળી રહીઅત દરશન કરશે, હશે પાપીષ્ટ તેપણ તરશે॥૨૯॥તેથી તમને થાશે બહુ પુન, પછી નહી રહે કાંઇ નુન્ય; એવા સાંભળીયા નારીના બોલ, રાયે કીધો મનમાં તોલ॥૩૦॥નારીએ ઠીક માગ્યું આજ, પણ કેમ થશે તે કાજ; નમીને ઘેર લાવું તેડી, તો તો લાજે ઇકોતેર પેહેડી. ॥૩૧॥ કહેશે યુદ્ધનું નોહોતું જોર, તેથી સમજાવ્યા નંદકીશોર; પરોણાગતથી તેડયા ઘેર: તેથી અરજુને રાખી મહેર॥૩૨॥એવી જગત કીરતી થાશે, માહારૂં ક્ષત્રી પણું બધું જાસે; માટે એમ કરવું નવ ઘટે, હું તો તેડી લાવું રાજવટે ॥ ૩૩ ॥ યુદ્ધ કરીને હું હરાવું, મારતા મારતા હાંઇ લાવું; આખા નગ્રમાં ફેરવું જોરે, અરજુનની સંગ કીશોર ॥૩૪॥ એમ સમજીને બોલ્યો રાય, નારી બેશી રહો ઘરમાંય; લાવું નરનારાયણ બેઉ, દરશન દરીઅતને દેવું ॥ ૩૫ ॥ સરવ પ્રજાને લેવરાવું લહાવો, સહુ કહેશે મળ્યો રાય હાવો, એમ નીશ્ચે કરી નીકળીયો; લેઇ આયુદ્ધ ઉપડયો બળીયો ॥૩૬॥ સાથે પુત્રને વળી સેન્યા, યુદ્ધ કરવું તેમાં નહી અન્યા; માહા બળીયા પુત્રો ચાર, સર્વના હાથમાં હથીયાર ॥ ૩૭ ॥ સહુ આવ્યા નગ્રની બહાર, વાગે વાજીંત્ર અપરમપાર; ફરકે છે ધજા નીશાન, રક્ત લોચને બહુ બળવાન ॥૩૮॥ ધાર્યા જય પામવા મનસુબા, આવી પાન્ડવ સામા ઉભા; સામસામી મોરચા રાખ્યા, પછી ક્રોધ ઘણેરા દાખ્યા ॥ ૩૯ ॥ કર્યો અરજુને ટંકાર આવ્યા અંજનીના કુંમાર; બેઠા ધજા ઉપર ચઢી, સારી શોભા થઇ તે ઘડી ॥ ૪૦ ॥ પછી સુરથ સુત છે જેહ, બોલ્યો પીતા પ્રત્યે તેહ; તાત તમે સઉ રહો દુર, હું તો યુદ્ધ કરૂં ભરપુર ॥ ૪૧ ॥ મારા બંધુને

માર્યો ઠેર, માટે લેવું છે વેહેરે વેહેર; કાંતો જીવતો નાવું ઘેર, કાંતો કરૂં કાળો કહેર ॥૪૨॥ તવ હંસધ્વજ જે રાય, થયો અળગો લઇ સેન્યાય; તવ સુરથ કોપે ચડીયો, લેઈ ધનુશ તુટી પડીયો ॥ ૪૩ ॥ વળણ ॥ તુટી પડીયો ટેકથી, ધાર્યું છે વીપરીત; વલ્લભ વદે સુરથ તણું, કૃષ્ણ સમીપે ચીત.

## કડવું ૫૭ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું; કહું યુદ્ધ તણો મહીમાય ॥ ૧ ॥ સુરથ છે માહા સુર ભરેલો, મન મુકી વઢવું ધારે; અગણીતા મંત્ર ભણીને; બાણ ઘણેરા મારે ॥૨॥ અરજુનજી એક બાણ મારે, એંશી હજાર બાણ થાય; સુરથ એક બાણ મારે, તેના બાણ સવાલક્ષ જાય ॥ ૩ ॥ અરજુન એક વાર મારે તેમાં, સુરથ ત્રણવાર મારે; જેને વાગે તેને લાગે, ત્રાહ્ય ધણી પોકારે ॥૪॥ પાન્ડવ કેરી સૌ સેનામાં, બાણ સુરથનું દમે; જેવા કોટીક મધપુડા ઉડયા, મક્ષીકા પેરે ભમે ॥૫॥ વળી સઉ સેન હથીઆર ફેંકે, થાય છે સોરબકોર; દીવસે દીનમણી ન દીશે, થાય અંધારૂં ઘોર ॥૬॥ સણસણ સુંસવાટે સર ચાલે, વાગે તેને પડે કષ્ટી; ઉપરા ઉપરી આયુદ્ધ આવે, જેવી મેઘની વ્રષ્ટી ॥ ૭ ॥ રાતા તાતા મદના માતા, થાતા બળીયા યોદ્ધ; શાન્તી ન મળે કોઇ જીવને, વ્યાપી રહ્યો છે ક્રોધ ॥ ૮ ॥ મારવું મરવું પાછા ન ફરવું, એનું એ લાગેલું ધ્યાન; ઘા વાગે તેની ગણતરી નથી, શુરામાં શુરા બેભાન ॥૯॥ કૈંક મારેછે કૈંક મરેછે કૈંક કપાયને કાપે; કૈંક જણા જીવલે સામાના, કૈંક જણા જીવ આપે. ॥૧૦॥ કૈંક પડેલા પાડે અવરને, રઝળે રણમાં શીશ; કૈંક પડયા પાણી માગે, નાંખે છે કારમી ચીસ ॥૧૧॥ ઘણો સમરથ સુરથ બળીયો, દારૂણ દૈવત દાખ્યો; અરજુનજીને રૂંએ રૂએ, બાણેથી વીંધી નાખ્યો. ॥ ૧૨ ॥ વસ્ત્ર વપુના ફાડી નાખ્યા, વાગ્યાં બહુ હથીઆર; શરીર છીદ્રથી ચારણી જેવું, વહે રૂધીરની ધાર. ॥ ૧૩ ॥ કુન્તાનો કુંવર કાહર થયો, ગયો શરીરનો રંગ; પરાણાથી પુરશ પુરાણી, પોતાનું જાળવે અંગ ॥ ૧૪ ॥ એવે અરજુન કહેવા લાગ્યો, કેમ કરૂં ઘનશામ; સુધનવાથી આ બહુ બળીયો, હાર્યો માહારી હામ ॥ ૧૫ ॥ પ્રભુ કહે પાછા પડો છો, કરો જરાએક જોર; મારીયે મારીયે, પણ યુદ્ધ કરીયે એમ

કહ્યું કીશોર ॥૧૬॥ તવ અરજુનને સુર ભરાયું, મુકી મરવાની બીક; અગણીતા મંત્રો ભણીને, દીધી બાણુની ઝીક. ॥૧૭॥ પછી કાળજવર બાણ લીધું જુએ છે જગધીસ,સુરથનાસારથીનું તે બાણે,છેદીનાંખ્યું શીશ ॥૧૮॥ બીજું કાળજવર અગણીત મંત્રનું, બળ કરીને માર્યું; તે બાણેથી સુરથ તણું, એક ક્ષોણી સેન્ય સંહાર્યું ॥ ૧૯ ॥ તવ શુરથને મહા રીસ વ્યાપી, વિપ્રીત ખેલ લડાવ્યો, પવનાસ્તર મારી પારથનો, આકાશ રથ ચડાવ્યો. ॥૨૦॥ તે રથ અંત્રીક્ષ જઇને સ્થંભ્યો, શુરથે શું કામ કીધું; કાળજવરનો મંત્ર ભણીને; અગણીતુ બાણ લીધું ॥૨૧॥ તે પાન્ડવની શેન્યમાં માર્યું,તેનાં થતાં બહુ બાણ,જેને વાગ્યું તેનેલાગ્યુ બે ક્ષોણીનો ઘાણ ॥ ૨૨ ॥ ત્રાણ વણી હથરાણ થયું ને, બીજા પામ્યા ત્રાસ; તેવું શુરથે આથામાંથી, બાણ લીધું નાગપાસ, ॥૨૩॥ પ્રદુમાન છે પુત્ર પ્રભુનો, તેને બંધન કીધો; કરણાનંદન વર્સકેતુને,અવળો બાંધી લીધો ॥૨૪॥ એટલે ભીમે મન વીચાર્યું, વળીઓ આડો આંક; આતો નાહાના છોકરાયે, ધસીને વાઢ્યું નાક ॥ ૨૫ ॥ એકવાર મરવું પણ યુદ્ધ કરવું, કહીને કટી કશીબાંધે; હસ્તીની પેરે કરી ગરજના,બળમાં ગદા ધરી ખાંધે ॥ ૨૬ ॥ હડુડુ લઇને હાક મારી, ક્રોધ ઘણેરો ચડીયો; મરવું આદરી નેત્ર મીચી, સનમુખ ટુટી પડીયો. ॥ ૨૭ ॥ આવ્યો સપાટે શુરથ સામો, ક્રોધ હળાહળ લાગ્યો; બે ભુજે ગ્રહી ગદા મારી અશ્વ સહીત રથ ભાગ્યો ॥ ૨૮ ॥ રથ વણ થયો ને ગભરાયો, હંસદ્વજનો તન; ઘાંટા કાઢી શેન્યમાં કહ્યું, રથ લાવો કોઇ જન ॥ ૨૯ ॥ એટલામાં ભીમ ધશીને આવ્યો, કાઢું શુરથનો પ્રાણ; તેવો કુંવર ચેતી ગયો તે, ઝડપ ચડાવ્યું બાણ ॥૩૦॥ મોહાસ્તરનો મંત્ર ભણીને, ભીમના સામું ધાર્યું; વ્રકોદરના આવતા પહેલાં, રૂદેમાં ભોંકી માર્યું ॥૩૧॥ તેથી ભીમની રૂદે ભેદાણી, પ્રાણજ ઉંચો ચડીયો;શરીરની સુદ્ધી ગઇ ને ઢળી ધરણ પડીયો ॥ ૩૨ ॥ તવ ત્રાસ પામ્યા સેવક સઘળા, આજ જવાનો પ્રાણ; ઘણા ઘણા અજમાવ્યા પણ, આતો બહુ બળવાન॥૩૩॥ અરજુનનો રથ આકાશ વીશે, ત્યાં હરીને કરગરતો; ઓ મહારાજ હવે સું કરવું, જીવ માહારો નથી ઠરતો ॥ ૩૪ ॥ સેન્ય વીશે સથરાણ વાળ્યું; જુઓ વરકોદર પડીયો, મુજને અંત્રીક્ષ ટાંગી દીધો, સુરથ સરવને નડીયો ॥૩૫॥ તવ પ્રભુ કહે પ્રથમ પહેલાં, ટીસી કરેલી નાગી; વાંકા વળીને રથ નીચેનું બાણુજ નાંખો ભાગી ॥ ૩૬ ॥ એટલે અરજુને બાણ લીધું, દૈવત પોતાનું દાખ્યું; વાંકા વળીને રથ નીચેનું,બા

ણ મારી બાણ ભાગ્યું ॥ ૩૭ ॥ એટલે રથ ઉતરવા લાગ્યો, સમજ્યો અરજુનરાય; આકાશથી ઉતરવાનો માહારે, હાથ હતો ઉપાય ॥ ૩૮ ॥ કેટલો કરગર્યો ત્યારે કૃષ્ણે, આટલો બતાવ્યો ઘાટ, તે વીદ્યા છે મહારી પાસે, ઓશીઆળા શા માટ ॥ ૩૯ ॥ એવો મનમાં અભીમાન આવ્યો જાણ્યું નંદકીશોર; એટલામાં રથ દીઠો સુરથે, તરત કીધું જોર ॥૪૦॥ બીજું પવનનું બાણ લીધું, રથમાં માર્યું મુકી મન; તેથી અભંગ રથ અરજુનનો, ફરી ચઢયો ગગન ॥ ૪૧ ॥ તવ અરજુને અરજ કીધી, ઓરે જુગદાધાર; સુરથ રથ નહી દે ઉતરવા, વરત્યો હાહાકાર ॥૪૨॥ માટે ઉપાય કાંક બતાવો મેંતો મારૂં બળ નાણ્યું;પ્રભુ કહે વીદ્વાન તમે છો શું છે તમારૂં અજાણ્યું ॥ ૪૩ ॥ અંતરયામી જેવા તમે છો, વળી ઘણા વીદ્વાન; રથ હાંકનારાની કેટલી બુદ્ધી, કયાંથી તમો સમાન ॥૪૪॥ એટલે અરજુન એમ સમજ્યો, મેં કર્યો તો હુંકાર; માટે મોહન મહડ બોલ્યા, રીસાયા જુગદાધાર ॥ ૪૫ ॥ એવો પુર્ણ પસ્તાવો કીધો, પછી પ્રાર્થના કીધિ, તવ પ્રભુને ઉપની દયા, સત્તા સુરથની લીધી. ॥ ૪૮ ॥ એટલે સુરથ નીરબળ થયો, ખશી ગયું બધું જોર; પછી પારથને ઉતરવા, કામ કર્યું કીશોર ॥ ૪૭ ॥ ચઉદ બ્રહ્માન્ડનો ભાર મુકયો, બળ તણો ખેલ કરીયો, એટલે અભંગ રથ ગગનેથી, પૃથ્વીપર ઉતરીયો ॥ ૪૮ ॥ વલણ ॥ રથ પૃથ્વી પર ઉતર્યો, ઉભો સુરથ સનમુખ; વ્યાસ વલ્લભ વાણી વદે, દળમાં દારૂણ દુખ.

---

## કડવું ૫૮ રાગ સામેરીનો દોહરો.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા, સુણ પરીક્ષતસંતાન; વીસ્તારી તુજને સંભળાવું, સુધનવા અખ્યાન ॥ ૧ ॥ દળમાં દારૂણ દુખ દીઠું, અરજુનજીએ દ્રષ્ટ, અરેરે માહારી સેન્યાને, પુરણ પાડ્યું કષ્ટ ॥૨॥ હવે વીશ્વંભર મુજપર રાજી; થયા એવું મને લાગે; નહી તો રથ કયાંથી ઉતરે હેઠો, ઉતરતાં બાણ વાગે ॥૩॥ બહુ બાણ સુરથ મારી ચુકયો પણ નવ લાગ્યું એક; એટલી સાહાય કરી સામળીયે રહેશે મારો ટેક ॥૪॥ એવી રીતે શ્રદ્ધા ચોટી, હાથમાં લીધા બાણ; સુરથ સુર જણાવજે તારો હવે વાળું છું ઘાણ ॥ ૫ ॥ એમ કહી સુત સતીનો, મેઘનાદે ગગડીયો, અગણીતા મંત્રો ભણીને મારવા ટુટી પડીયો, ॥૬॥ અરજુનજીનું એક બાણ છુટે, અનેક તેનાં થાય; જેને વાગે તે ધ-

રણ ઢળે, યોદ્ધા કરે ત્રાય ત્રાય ॥ ૭ ॥ જેને વાગ્યું તે જન ભાગ્યું, ઢળીને પડે ધરણુ; કંઇક ઘડી વાર તરફડે કંઇ, તરત પામે મરણ॥૮॥ કંઇ જીવ સ્વરગે કૈં જીવ નરકે, કૈં પામ્યા વૈકુંઠ વાસ; ફળ પામે કર્યાં કર્મ પ્રમાણ, દાતા શ્રી અવીનાશ ॥ ૯ ॥ એવો સપાટો નરને જોઇ, સુરથે કીધું જોર, તવ બળ આકરશણ કર્યું એનું, પોતે નંદ કીસોર ॥૧૦॥ તેથી કરી સુરથ બાણ ફેંકે, ઘણું નીરબળ જાય; પહેલાં ત્રણ લક્ષ છુટતાંતાં તે, અષ્ટ અયુત બાણ થાય ॥ ૧૧ ॥ તવ સુરથ મન વીસ્મય પામ્યો, કોણે કરી બાણ ચોરી; કહો ના કહો પણ શામ્રથ ગયું પારથ ગણાયો ઘોરી ॥ ૧૨ ॥ ઈશ્વર વીના કો નહી સામર્થ હરણ બળ કરવાને; નકામી શીદ તસ્દી લેઉ, ત્યારી થઇ મરવાને ॥ ૧૩ ॥ એવું સમજી ખડગ પોતાના, નાંખી દીધાં ધરણ; એટલે સુરથ પ્રત્યે બાલ્યા, પોતે અસરણા સરણ ॥ ૧૪ ॥ કેમ આયુધ્ધ તમે ફેંકી દીધાં, યુધ્ધ કરી જીતો અમને, સુરથ કહે શામળીયાજી; હાતું ઘટે નહી તમને ॥૧૫॥ શમ વીશમ પણું તમે કરો છો, ધણીને તે નવ ઘટે; અરજુનને વઢવા દો તમે, મુજ સંગે રાજવટે ॥ ૧૬ ॥ ક્ષત્રી પણું એવું બતાવું, ઓરે દીનાનાથ; મન મુકી મેં નથી બતાવ્યા, નરને મારા હાથ ॥ ૧૭ ॥ મેં શું અપરાધ કીધો તમારો ઓરે નંદકીશોર; હતું તેવું પાછું આપો, મુજને માહારૂં જોર ॥ ૧૮ ॥ મોહનજીએ મન વીચાર્યું, સુરથે જાણી વાત; લોક જાણે તે એવું કહેસે, પ્રભુએ કરી પક્ષપાત ॥ ૧૯ ॥ અન્યાઈ આરોપ આવશે મુન, એમ વીચારી લીધું; આકરશણ બળ કરેલું તે, સુરથને દેઇ દીધું. ॥ ૨૦ ॥ તવ સુરથને સામર્થ આવ્યું, હાથ ગ્રહાં હથીઆર, અરજુનના સામો રહીને, દેવા માંડયો માર ॥ ૨૧ ॥ હતું તેવું બળ દાખવ્યું એણે બહુ બળથી દીધા બાણ, આવી અરજુનની આખર વેળા, બાકી રહ્યા જવો પ્રાણ ॥ ૨૨ ॥ તવ પારથે પ્રારથના કીધી, કૃષ્ણ પ્રભુની જ્યારે, દયા ઉપની રણછોડજીને, રસ્તો બતાવ્યો ત્યારે ॥ ૨૩ ॥ પુન્ય મુકીને મારોતો મરસે, તે વણ નહી થાય કાંઈ, એટલે અરજુન સમજી ગયો, પોતાના મનમાંઈ ॥ ૨૪ ॥ કાળજવરનું બાણ લીધું, તેમાં ન રાખી ન્યુન; તે બાણ ઉપર ધરમરાજાનું, પારથે મુકયું પુન્ય ॥ ૨૫ ॥ પછી વાકા વળીને ફેંકયું, બાણ અપાર તે આવતું જોઇ શુરથે, મનમાં કર્યો વીચાર. ॥ ૨૬ ॥ આ બાણ આવે તે મારે મુને, તેમાં નહી ફેર જરા; વ્રતી રાખું વિઠ્ઠલ વરમાં, ઢળવાનું છે ધરા ॥ ૨૭ ॥ એમ જાણીને મન

વિશેથી, દુર કરી માયાવી શ્રેષ્ટી, સકળ વાસના બંધ કરીને, કૃષ્ણમાં દીધિ દૃષ્ટી, ॥ ૨૮ ॥ એવે કાળજ્વર મારયું, હણવા ધોળે દીશ; પ્રભુ સામુ જોઇ સુરથ ઉભો;તેનું છેદયું શીશ ॥ ૨૯ ॥ તેનું ધડ ઢળી ધરણ પડીયું, મુસ્તક ઉછળ્યું ત્યાંય;શુર સપાટે જઇને પડીયું, કૃષ્ણના ખોળા માંય ॥ ૩૦ ॥ તેવું પ્રભુએ મુસ્તક લેઇ, ચાંપ્યું રૂદીયા સાથ; ભગતને આધીન ભુધરો છે, પોતે દીનાનાથ ॥૩૧॥ પછી પેરણા કરી પ્રભુએ ગરૂડના ગટ માંય; તેવો ગરૂડ કરજોડીને, આવી ઉભા ત્યાંય ॥૩૨॥ કેમ મહારાજા મુને બોલાવ્યો, મુજ સરખું કહો કામ; એટલે ગરૂડ પ્રત્યે બોલ્યા, પોતે શ્રીધનશામ ॥૩૧॥ લ્યો આ મુસ્તક મમ ભકતનું આકાશ મારગે જાવો; આજ્ઞા માહારી એટલી છે, પ્રાણ વિશે નાંખી આવો ॥ ૧૪ ॥ એમ કહીને ગોવીંદજીએ, શીશ ગરૂડને દીધું; પ્રભુનું વચન માંથે ચઢાવી, ઝડપી મુસ્તક લીધું ॥ ૩૫ ॥ તે લઇને આકાશે ચડીયો, નારદે નજરે જોયું; જાણ્યું કે ઠીક વઢવાડ થાશે; લડાઇમાં ચીત પરોયું ॥૩૬॥ મહાદેવજીની પાસે જઇને,કરૂ ઉપાસનસાચુ ગરૂડ નંદીનું યુંધ્ધ કરાવું, કાંઈ ન રાખું કાચું ॥:૩૭ ॥ એમ જાણી અંતરધ્યાન થઇને, પોતે ગયા કૈલાસ; ઉમીયાને શંકર બીરાજ્યા છે. આવ્યા તેમની પાસ ॥ ૩૮ ॥ શંકર કહે આવો નારદજી, કેમ કરી કરૂણાય; નારદ કહે સેજ સ્વભાવે, આવ્યો છું કઇલાશ માંય ॥ ૩૯॥ તવ મહાદેવે આસન આપ્યું, બેઠા નારદ રૂશી; પછી કહ્યું તમારી મુઢ માળા, જોઇ થયો હું ખુશી ॥ ૪૦ ॥ આ માળા અતી શુંદર દેખી, દેવતણું મન લોભે; ભેગું સુરથનું શીશ હોય તો, સરવથી સારૂં શોભે ॥ ૪૧ ॥ મહાદેવજી કહે બતાવો મુજને, એ મુસ્તક છે કયાંક; નારદ કહે અંત્રીક્ષ પથે, જુઓ ગરૂડ લઇ જાય ॥ ૪૨ ॥ લક્ષમીએ માગ્યું છે પ્રભુ કને, સુરથ કેરૂં શીશ; માટે મુસ્તક ગરૂડ સાથે, મોકલે છે જુગધીશ. ॥ ૪૩ ॥ પ્રભુનું વાહન જાય છે લઇ, મોકલો તમ વાહન; તમે જશો તો ખોટું દેખાશે, વિચાર કરજો મન. ॥૪૪॥ તવ માહાદેવે ઉંચુ જોયું,દીઠો ગરૂડને શીશ; તે સમે નંદીને બોલાવવાને, માહાદેવે પાડી ચીસ ॥ ૪૫ ॥ ધાંટો કાઢી નંદીને બોલાવ્યો, આવ્યો તે ત્રતકાળ, કહો મહારાજા સું આજ્ઞા છે; ત્યાર તમારો બાળ ॥ ૪૬ ॥ એટલે મહાદેવજી એમ બોલ્યા, હિમ્મત નવ તજીશ, પેલો ગરૂડ લઇ જાય છે, તે લઇ આવો શીશ ॥૪૭॥ નંદીએ નમસ્કાર કીધો, મહારાજાં હું જાવું;તમ પ્રતાપે ગગને જઇને, એ મુસ્તક લઈ આવું ॥ ૪૮ ॥ વળણ.

એમ કહીને નંદીયો, અભીમાને થયો ત્યાર; વ્યાસ વલ્લભ વદે સાંભળો, વાહનનો વિસ્તાર.

## કડવું ૫૯ રાગ ચોપાઈનો.

બોલ્યા જયમુનિ મુખ વાણિ, રાજા સાંભળઉલટ આણિ, નંદીએ લીધી આગના જ્યારે, શીશ લાવવું ધારયું ત્યારે. ॥૧॥ એતો તાડુકીગગને ચડિયો; જઈ મુસ્તકને બાહાજી પડીયો; તવ ગરૂડ બોલ્યો એમ મુંઢ મુને તું વળગે કેમ. ॥૨॥ તવ નંદી વધો મુખ વાણિ, કેમ કરે ટુંકારો જાણિ; હું તો શીવ તણું વાહન, મુને ઓળખે જગતના જન. ॥૩॥ શીવ સરિખો તમો ગુણિ, માહારિ કીરતી તેં નથી સુણિ, એમ કહીને ધડુકી બાહાજ્યો, તવ ગરૂડ ગણેરો ગાજ્યો. ॥ ૪ ॥ મારે પાંખ તણે ઝપાટે, વળી અંત્રિક્ષ જાય સપાટે; લદે વઢેને પંથ પળાય, તેમ નંદી વળગતો જાય. ॥૫॥ એવે ફાટી ગરૂડનિ આંખ, બહુ બળમાં મારી એક પાંખ;તેથી નંદી ઘણો ગબડીયો,જઇ માહાદેવપાસે પડીયો. ॥ ૬ ॥ તવ હસ્યાં પારવતી રાણિ, લીધું નંદી તણું જોર જાણી; એતો આખલીયું આર પગુ, આવી પડયું કૈલાસ લગુ. ॥ ૭ ॥ એનુ કેટલું ચાલે જોર, પેલાને ધણી નંદકીસોર, કરે ગગન ગમન ગરૂડ, મહાબળવંતો છે ગરૂડ. ॥૮॥ એવે નંદીની મુરછા વળી શીવને નમ્યો ધરણ ઢળી; માહારાજા હું તમ વાહન, પેલાને માથે જુગજીવંન. ॥ ૯ ॥ માટે જોર ગરૂડે કીધુ, મુજને મુસ્તક નવ દીધું; મુને માર માર્યોબહુ ભારી. એતો ઇજત લીધી તમારી. ॥ ૧૦ ॥ કોહોતો આબરૂ ખોઇ રહું બેશી મુછો મરડુ ખુણામાં પેશી, તવ શીવને લાગ્યું ખોટું આતો આબરૂનું કામ મોહોટું ॥૧૧॥ એમ જાણીને ભસ્મજ લીધી, નંદીઆને ચોળી દીધી; કહ્યું શીવે તારૂં દુખ ગયું. હવે શરીર વજરનું થયું. ॥૧૨॥ તુંજ અંગે કાંઈ નવ વાગે, વાગે તો પણ તુંને ન લાગે; જા મેં આપ્યું તુને વરદાન, હવે રહેજે માહા મસ્તાન. ॥ ૧૩ ॥ એમ કહીને આગના દીધી, તવ નંદીએ ત્યારી કીધી; ગણે ધડકી ગગને ચડીયો જઇ ગરૂડને બાહાજી પડીયો. ॥ ૧૪ ॥ બેઉ લડવા લાગ્યા આકાશ, વગો ધાર્યો વીપ્રીત વીનાશ; કરે ગરૂડ પાંખનો પ્રાહાર, વળી હસ્ત ચરણથી દે માર. ॥ ૧૫ ॥ પણ નંદીઆને નવ વાગે, કદી વાગે તોહે નવ લાગે; પોતે ગરૂડ સામો ગાજે, કુદી કુદીને એ બાહાજે. ॥ ૧૬ ॥ મારે સીંગ તણો

બહુ માર, વળીપુછ પછાડે અપાર; વળી ફેંકે છે ચરણની ખરી; રોકે ગરૂડને ફરી ફરી ॥ ૧૭ ॥ એક એકનો મુકે ન તંત, લઢે વઢેને કાપે પંથ; એમ કરતાં પોહોચ્યાપ્રાગ, આવ્યો મુસ્તક ફેંકયાનો લાગ ॥૧૮॥ ગરૂડે શીશ નાંખી દીધું, તેવું નંદીયે ઝીલી લીધું; ચાપ્યો શુરથનું શીશ લેઇ, ગયો ગરૂડને ધાપ દેઇ. ॥૧૯॥ આવ્યો મહાદેવજીની પાસ, લ્યો હું લાવ્યો તમારો દાસ; કહી મહાદેવને શીશ આલ્યું, શીવે મુંઢ માળામાં ઘાલ્યું.॥૨૦॥પણે યુદ્ધ વિષે સું થાય હવે તેની કહું કથાય;જેવે સુરથ પામ્યો મરણ, દાઝ્યું રાજાનું અંતઃકરણ ॥૨૧॥ એતો નર સામો કોપે ચડીયો, માર મારવા ટુટી પડીયો; એનું અગણીતું એક જાય, તેનાં ત્રણ લક્ષ બાણજ થાય ॥ ૨૨ ॥ એકલા અરજુનને ઝાલ્યો, મારી મારીને ગરદન ઘાલ્યો;રૂંએ રૂંએ પાડયાં છીદ્ર, જાણે ભગંદ્ર પામ્યો ઇંદ્ર ॥૨૩॥ નામ્યું અરજુને પ્રભુને શીશ, આજ કેમ થાશે જુગધીશ; આતો રાયને છે બહુ રીસ. હું તે હારીશ કે જીતીશ ॥ ૨૪ ॥ માહારે તમારો છે આધાર. તમ વીના કોણ કરે વ્હાર;ગાજુ બાજુને કરૂ જેર, માંથે સમજી નંદકીશોર ॥૨૫॥ કરૂ હંકારને અભીમાન,માંથે શામજીને ભગવાન, છકું છાકમાં ગર્વજ ધરી, જાણીને મુજ સાથે શ્રીહરી ॥૨૬॥ ફરૂ નીર્ભયપણે જગમાં, મનથી જાણી પ્રભુની વગમા; જયા ત્યાં રહુછું આખી અણી, માથે સમજી વિશ્વંભર ધણી ॥ ૨૭ ॥ એવાં દીનતાનાં કાઢયા વચન. તવ રીજયા જુગજીવંન; બોલ્યા યશોમતીના તન, તમો સાંભળો ભક્ત પાવન. ॥ ૨૮ ॥ જીતવાના નથી સંગ્રામ પણ જય પામશો આ કામ; એવું વચન કહ્યું જે વારે, આવી નરને હીમ્મત ત્યારે ॥૨૯॥ પછી હસ્તમાં લૈ હથીઆર, યુદ્ધ આરંભ્યું કુન્તા કુમાર; તેવો હંસ દ્વજ મહા બળીયો, માર મારવા એઢકળ ઢળીયો. ॥ ૩૦ ॥ એનાં બાણ તણી થાય વૃષ્ટી, જોઇને ત્રાસ પામે શ્રેષ્ટી; દેખીને સ્થીર ન રહે દ્રષ્ટી. એવી અરજુનને કરી કષ્ટી. ॥ ૩૧ ॥ સર્વે શૈન્ય કાહ્યર થઇ જાય, ઘણા યોદ્ધા કરે ત્રાહ્ય ત્રાય; પણ કેવા મારે છે બાણ કોઇનો નવ જાય પ્રાણ. ॥ ૩૨ ॥ કરે કાહ્યરને હેરાન; કોઇની ન રહે સુદ્ધ સાન; એવો યુધ્ધનો મચાવ્યો રંગ. પ્રભુ જાળવે પોતાનું અંગ. ॥૩૩॥ હલાવે પરોણોદ્રષ્ટ રાખે. આવતાં ખડગો ભાગી નાંખે; પછી હંસદ્વજે વિચાર્યું, એક શુભ કામ કરવા ધાર્યું ॥ ૩૪ ॥ માહારી નારીને પરીવાર, તેને નીરખવા છે મોરાર; માહારી નગરીને ઘણું મન, કરવાંછે હરીદરશન ॥ ૩૫ ॥ માટે મુક્તિનનાં બાણ દેઉં, નરનોરથ નભમાં લેઉં; તેની સાથે

નારાયણ હોય, કરશે દરસન સહુ કોય. ॥૩૬॥ તેથી નગરિ પાવન થાશે, સઉનાં ભવનાં ભવનાં પાપ જાશે; તેમાંથી મને પુન્યનો ભાગ, ફરી નહી આવે આવો લાગ. ॥૩૭॥ એમ જાણિ કેવાં કામ કીધાં, પોતે પવનાસ્તર બાણ લીધાં; અરજુનનો અભંગ રથ જેહ, કોઇ પ્રકારે ભાગે ન તેહ. ॥૩૮ એવું સહુ સમજ્યો છે રાય, કરી સાવધ સઉ સેન્યાય; કહ્યું યોદ્ધા તમે સરવ, ધરજો મન પુરણ ગરવ. ॥ ૩૯ ॥ હોય પાન્ડવ દળનો જેહ, કોઇ અળગો ખસે નહિ તેહ; રાખજો પાકી હોશીઆરી, તેમ કોઇને ન નાંખશો મારી. ॥ ૪૦ ॥ રોકી ઘેરીને ગામમાં ઘાલો, એટલો મુમત મન આલો; તવ સેન્યા થઇ સઉ રાજી, આ તો ઠીક થઇ રંગ બાજી. ॥ ૪૧ ॥ રાજાએ મનમાં સારૂં ધારયું, અધિ પ્રજાનું પાપ નીવારયું; શેન્યાપતી કહે માહા-રાજ, તમે ઉત્તમ ધારયું કાજ. ॥ ૪૨ ॥ કહિ ઉંચો કીધો હાથ, સુરાતન આદરો મન સાથ; નરનારાયણની જોડે, શેન્ય નગ્રમાં લેવું હોડે. ॥ ૪૩ ॥ સાવચેત કર્યા એમ કહી, રાયે યુકતી કરી તવ તહી. ॥ ૪૪ ॥ વળણ. ॥ રાયે યુકતી શી કરી, સુણો સહુ શ્રોતાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણતાં પાપ પળાય.

## કડવું ૯૦ રાગ ધવળ ધન્યાસરીનો.

બોલ્યા જયમુની મુખ વચનજી, તું તો સાંભળ પરક્ષત તનજી; કેવિ યુક્તિ કરે રાજનજી, સંભળાવું કથા પાવનજી. ॥ ટેક. ॥ પાવન કથા સં-ભળાવું તુને, જેથી જયજય થાય;હંસદ્વજે આદરિને, બાણ લીધાં કરમાં-ય. ॥૧॥ પવનાસ્તરનો મંત્ર ભણીને, અભંગ રથમાં મારે, વિશ ધનુશ પાછો ખસે, અશ્વ સહીત રથ ત્યારે. ॥૨॥ સાથે શેન્યા પડે પાછી, પાછે પગે સઉ ખસે; તેમ તેમ હંસદ્વજ શેન્યા સાથે, આગળ આગળ ધશે. ॥ ૩ ॥ પાન્ડવનું દળ ફેરવ્યું અવળું, અરજુનનું નવ ચાલ્યું; સરવ સ્થળેથી કબજે રાખી, નગ્ર વિશે શેન્ય ઘાલ્યું. ॥૪॥ અવળે ચરણે રથ અરજુનનો, અવળે ચરણે સેન્ય; અવળે ચરણે વાહન માત્રો, હંસદ્વજને ધન્ય. ॥ ૫ ॥ પોતે પોતાનું શેન્ય સઘળું, સવળે ચરણ જાય; અરજુનનું ને પોતાનું સઉ, આવી રહ્યું ગામ માંય. ॥ ૬ ॥ તવ હંસદ્વજે આગના કીધિ, થોડો મચાવો ધંધ; નગ્ર તણા દરવાજા સઘળા, ઝડપથી કરો બંધ. ॥ ૭ ॥ તવ શેવકોએ બંધ કીધા, નગ્ર તણા દરવાજા; પોતાના ગામમાં જાણ કરાવ્યું, હંસદ્વજ જે રાજા. ॥ ૮ ॥ તવ સહુ રહીયતે વાત જાણી, મનમાં થયા પરસન્ન; ઘેર બેઠાં ગંગા પધાર્યા. થાશે હરી દરસન. ॥ ૯ ॥ નરના

રાયણ નગ્રમાં આવ્યા, પાપી થાશે પાવન; ભવોભવનાં પાતક જાશે, નીરમળ હશે મન ॥૧૦॥ એમ આનંદ થયો સઉ જીવને, નાહી ધોઇને સ્વચ્છ થયા, પવિત્રપણે એટલે આગણે, આવિને ઉભા રહ્યા ॥૧૧॥ કેલોક ઉભા પુષ્પ લેઇને, વધાવવાને માટ; કંઇ લોક કેસર ચંદન લેઇને, ઉભા રહ્યા પુરપાટ ॥૧૨॥ કંઇ જન મોતિ કંઇ જન રત્ને, વધાવવાને ઉભા; ગરીબ જન અક્ષત લેઇને, કરે રૂડા મનસુબા ॥ ૧૩ ॥ કંઇ જન અબીલ ગુલાલ લેઇ, જોઇ રહ્યા છે વાટ; આજનો દહાડો સફળ થાશે, દરશણ દેશે માટ. ॥ ૧૪ ॥ આપણા રાજાની જય થાજો; સરવનું કલ્યાણ કરશે, એરંડો જળ પીયે કેળ વધુંદો, ભવસાગર સઉ તરશે ॥ ૧૫ ॥ દરબારમાં પણ સરવે જાણ્યું, પધારે પુરૂશ પુરાણી, પુંજાપાનિ થાળ ભરીને, ઉભી રહિ છે રાણી ॥ ૧૬॥ કુટુંબ કબીલા સાથે લેઇને, ઉભાં રહ્યાં છે સરવ; નિશકામનાથી જ્ઞાનવાન ઉભાં, તજી અભીમાન ગરવ ॥ ૧૭ ॥ હેદળ મેદલ નગ્ર આવ્યું, અરજુન બોલ્યા એમ; ઓરે ઘનશામ ઘેરાઇ ગયા; હવે કરીશું કેમ ॥ ૧૮ ॥ પ્રભુ કહે હવે કાંઇ ન કરશો, જે કરે તે દો કરવા, નહી તો કોકને નાંખશે મારી, છો લે ગામમાં ફરવા ॥ ૧૯ ॥ આયુધ ઝાલીને રહો ઉભા, તેમાં પામશો સુખ; સામી બાખરી બાંધવામાં, દેશે દારૂણ દુખ ॥ ૨૦ ॥ એ રીતે નરને સમજાવ્યો, સઉ જન સમજ્યું સાર; હંસદ્વજ ફેરવે તેમ ફરે; ફેકે નહી હથીઆર ॥ ૨૧ ॥ હંસદ્વજ તજ શાન્ત પામ્યો, મુછ રહી હવે ઉંચી; માર મારયા વાણ રથ હહાવી; ફેરવે છે ગલી કુંચી ॥૨૨॥ પોળ શેરીને બજાર ચઉટ્ટ; દરસાવે બધુ ગામ, રણછોડરાયની જય જય બોલે; રહીયત જે તમામ ॥ ૨૩ ॥ હરીજન લોકો દરસણ કરે, ઉલટ પુરણ લાવે; મોતી પુસપને અબીલ અક્ષત ગુલાલથી વધાવે ॥ ૨૪ ॥ એ રીતે ગામમાં ફેરવીને, લાવ્યો રાણીને મહેલ, તવ સુખવંતી આરણે આવી, જોવા છોગાળા છેલ. ॥ ૨૫ ॥ પુજન કરવાનિ છાબ કરમાં, આવી પ્રભુ સનમુખ, નર નારાયણની કરિ જાંખી, ભાગી સરવની ભુખ. ॥ ૨૬ ॥ પુરણ પ્રેમે પુજન કીધું સાષ્ટાંગ લાગી ચરણ, વીશ્વપતી વિશ્વંભર સ્વામી, છેવટ લેજો સરણ. ॥ ૨૭ ॥ એટલે અંતરયામી રીજ્યા, પુરણ થયા પ્રસન; કોમળ દ્રષ્ટીએ કૃષ્ણે દિધાં, ચતરભુજ દરશન ॥ ૫૦ ॥ તવ હંસદ્વજ રથથી ઉતરીયો, મન કરી ડોમાળ સુધ; કરજોડી શ્રી કૃસ્ણને કહ્યું, કહો તો આરંભુ યુદ્ધ. ॥ ૨૯ ॥ જો યુદ્ધ કરવા વ્રતી ન હોયે, તો સાંભળો ભગવાન; નરને લેઇ મારે મહેલે; પધારો મેમાન ॥ ૩૦ ॥ પ્રભુએ જોયું પા-

રથ સાહ્યું, શી મરજી અરજુન; પારથ કહે તમે જાણો. હું રહેવાનો મુન. ॥ ૩૧ ॥ એટલે હંસધ્વજની પ્રત્યે, બોલ્યા અલબેલા હરજી; સાબાશ ભકત ભાવીક રાજા; જેવી તમારી મરજી ॥૩૨॥ તવ રાયે અથીઆર પોતાનાં, નાંખી દીધાં દુર; લાંબો થઇને ચરણે લાગ્યો, ઉલટ આવી ઉર. ॥ ૩૩ ॥ એટલે ધોળાં નીશાન ચડીયાં, યુદ્ધ થયું બંધ; પારથને હંસધ્વજ મળીયા; કીધો સ્નેહ સંબંધ ॥ ૨૪ ॥ શેન્ય ગયાં શેન્યને ઠેકાણે, સરવે હરખે ભરીયા; કુન્તી કુંવરને શ્રી કૃષ્ણ, રથમાંથી ઉતરીયા ॥ ૩૫ ॥ રાયતણા મહેલમાં પધારયા; સુખવંતી રહી જોઇ, ભાવથી ભોજન કરાવવાને, કરાવી રસોઇ ॥૩૬॥ પછી સરવેને જમવા તેડયા છે ભાવતાં ભોજન વીવેકથી પીરસી જમાડયાં, રીજયા જુગજીવન ॥ ૩૭ ॥ અરજુનજી કહે ઓ માહારાજા, તમ લીધે આ પેર; નહી તો બહુ બળીયો રાજા છે મારી નાંખત ઠેર ॥ ૩૮ ॥ પ્રભુ કહે હવે સમજયા, સાચુ ન રાખત કાંઇ; આને જીતીને નહોતા જવાના, રહેત હાંઇને હાંઇ ॥ ૩૯ ॥ પછી જમી મુખવાસ લેઇ, સભા કરી બીરાજયા, માન્ય આપવા હંસધ્વજના, વાજીંત્રો બહુ વાગ્યાં ॥૪૦॥ પછી રાયે પ્રેમ ધરીને, દરસાવ્યો પુરણ ભાવ, નરનારાયણની આગના લઇ, સારો કરયો સરપાવ ॥ ૪૧ ॥ તે પછી પ્રભુને પાયે પડીયો, તમે છો વિશ્વ પતી; મુજ થકી તમારા સરખુ, કાંઇ અપાયું નથી ॥૪૨॥ માટે કરૂણા કરી કાંઇ માગો, વચન ચઢાવું માથે; કૃસણ કહે આયુદ્ધ ગ્રહીને, નીકળો નરની સાથે ॥૪૩॥ અશ્વ ફેરવી હસ્તીનાપુર, યજ્ઞ વિશે તમે આવો; એટલું માગું છું તમ પાસે; લેવાનો છે લાહાવો ॥ ૪૪ ॥ રાયે વચન માથે ચડાવ્યું, નીકળવા મન કીધું, રાજપાટ ઘર ગામ સરવે, પુત્રોને સોંપી દિધું ॥૪૫॥ પંચકલ્યાણી અશ્વ પાન્ડવનો, લાવી પારથને દીધો; એટલે સરવે આનંદ પામી, વાજીને આગળ કીધો ॥૪૬॥ પાન્ડવનું દળ પુઠે ચાલ્યું, સુરા તોડે મંકોડ; હંસધ્વજ શેન્ય પોતાનું લેઇ, નીકળ્યો અરજુન જોડે. ॥૪૭॥ હસ્તીનાપુર પ્રભુ પધારયા, અશ્વ તો ફરવા જાય; શ્રોતા વકતા સાંભળો આ, પુરણ થઇ કથાય ॥ ૪૭ ॥ ભકતનો ને ભગવાનનો મહીમા, શ્રવણ કરે જે જન, પાતક તેનાં નાશ પામી, પુરણ થાય પાવન ॥ ૪૯ ॥ મનવાંછીત ફળ પ્રાપ્ત થાશે, પોહોચ્યા મનના કોડ; વલ્લભ વદે શ્રોતા બોલો, જે જે શ્રી રણછોડ.

સુધન્વાખ્યાન સમાપ્ત.

## કડવું ૬૧ રાગ સાખી.

જયમુનિ રૂશી એણિપેરે બોલ્યા, સુણ જનમેજેરાય; વિસ્તારી તુજને કહુ હવે તેનો મહિમાય. ॥૧॥ સુંદર એક સરોવર આવ્યું, ત્યાં અશ્વે શું કીધું; પીપાસા બહુ લાગેલી તે, પેશીને પાણી પીધું. ॥ ૨ ॥ એટલે ઘોડો ટળી જઇને, બનીયો ઘોડી રૂપ; તે જોઇને વિચારમાં પડીયો, પોતે અરજુન ભુપ. ॥૩॥ ઘોડી વેશે ઘોડો ચાલ્યો, વનમાં આગળ જાય; એવે બીજુ સરોવર આવ્યું, હય પેઠો તે માંય. ॥૪॥ તવ ઘોડીનું રૂપ બદલાયું, થયું વાઘનું રૂપ; તે જોઇ બહુ પસ્તાવા લાગ્યો, પોતે અરજુન ભુપ. ॥૫॥ આયુદ્ધથી તે વાઘ હંકાર્યો, ગયા એક જોજન; તવ વાઘ ટળી અશ્વ બનીયો, હરખ્યો નર રાજન. ॥ ૬ ॥ એવામાં એક રૂશી દિઠા, તેને પુછયો સંદેહ; રૂશીએ તે નિવારણ કીધો, ત્યાંથી ચાલ્યા તેહ. ॥૭॥ અશ્વને લેઇને આગળ ગયો, કુન્તી સુત નરેશ; એવે આગળ જાતાં જાતાં, આવ્યો ત્રીયાદેશ ॥૮॥ તે દેશમાં પુરૂષ નહી કોઇ, એકલી અબળા જાતી; પ્રમેલા નામની રાજ્ય કરે છે, બળવંતિ મદ માતી. ॥૯॥ ચંદ્રાણી નામની પ્રધાન એની, સઉ જાણે જાદુ વિધાય; પુરૂષને પ્રેમદા બનાવી; રાખે નગ્રની માંય.॥૧૦॥ વળી બનાવે પશુ પક્ષી, એવી જાદુવાળી; તે નગરમાં ઘોડો પેઠો, સ્ત્રીઓએ જોયો નીહાળી. ॥ ૧૧ ॥ પત્ર સોનાનું વાંચી જોઇને, તાણી બાંધ્યો તોખાર; અરજુન સામા યુદ્ધે જાવા, સરવ થઇ તઇયાર. ॥ ૧૨ ॥ નાના પ્રકારનાં આયુદ્ધ લીધાં, માનુનીઓ મદ માતી; કેટલી નારીના અસ્વ બનાવ્યા, કેટલીના કર્યા હાથી ॥ ૧૩ ॥ ઉંટ આકારે હય આકારે, ગજ આકારે બનાવી; તેવા હાથીપર રાણી, બેઠી યુદ્ધ કરવાને આવી. ॥૧૪॥ સેન્યા સઉ સુંદરીની ચાલી, જોયા જેવી ખુબી; અરજુન સઉ સેન્ય સાથે ઉભો, તેનાં સનમુખ ઉભી. ॥ ૧૫ ॥ એટલે અરજુન એમ બોલ્યો કેમ આવી સરવે નાર; પ્રથમ અમને પાય પડીને, આપી દો તોખાર. ॥ ૧૬ ॥ પ્રમેલા કહે સાંભળ નરપ તું, ઘોડો લેવા અમ હાથ; માટે અમારૂં કહ્યું કરીને, પરણો અમારી સાથ. ॥ ૧૭ ॥ અરજુન કહે જારે કુજાતી, વિપરીત કયાં કરે બુધ; પરણીને અશ્વ નથી લેવો, આવો કરીએ યુદ્ધ ॥ ૧૮ ॥ એમ કહીને અરજુનજીએ, હાથ લીધાં હથીઆર; સકળ સેન્યા ઉપડી સાથે, દેવા માંડયો માર, ॥ ૧૯ ॥ એટલે સઘળી અબળા કોપી, પાન્ડવમાં ભગરાણ; સરવ પુરૂષના સામુ જોઇને, મારે છે નેનબા-

ણ. ॥ ૨૦ ॥ નેન બાણુ વાગે ને મોહ લાગે, વાગે નેન કટારી; ગબડી-ને મુરછામાં પડતા, જુલમ કરે છે નારી. ॥ ૨૧ ॥ જે જન પડીયો તે રડવડીયો, ન રહે શુધ કે સાન; એ રીતે સરવે યોધ્ધા પડીયા, નથી કો-ઇને ભાન ॥ ૨૧ ॥ એકલો અરજુન આખો નર છે, તેને મોહ નવ લાગે, બાણવડે બહાજ્યો છે બળમાં, મન પાછું નવ ભાગે. ॥૨૩॥ તવ સહુ તારૂ ણીએ એમ જાણીયું, આ નર મોહીત ન ધારો; સરવ ક્રીયા મુકી એને આયુધ્ધ લેઇને મારો. ॥ ૨૪ ॥ એવું સમજીને સુંદરિ સરવે હાથ ગ્રહ્યાં અથીઆર; ગુપતી ગેડી ગદાઓ લેઇ, દેવા માંડયો માર. ॥૨૫॥ અરજુન જીને પાછો હરાવ્યો, જીતી પ્રમેલા રાણી; ઇંદ્રતણો સુત કાહાર થયો, તવ થઇ આકાશ વાણી. ॥ ૨૬ ॥ એ અબળા નહી જીતાય કોથી, ઓરે કુન્તી તન; મુમત તારો મુકી દેઇને, મનાવ્ય સરવનું મન ॥ ૨૭ ॥ અસુરોને હણવા જેગણીયે, જુલમ કરેલો જેવો; અરજુન ઉપર કામનીઓએ, કેર કર્યો છે તેવો, ॥ ૨૮ ॥ તેથી નર હિમ્મત હારેલો, વળી સાંભળી વાણી; તેથી અરજુન પુછવા લાગ્યો, કહો શું કોહો છો રાણી ॥ ૨૯ ॥ નારીઓ કહે એકવાર કહ્યું, વિશેશ શું કહેવરાવો; અરજુન કહે કબુલ માહારે, હસ્તીનાપુર જાઓ. ॥ ૩૦ ॥ અશ્વને ફેરવી આવું ત્યારે, પરણું તમારી સાથ; તવ અબળાએ સાચુ માન્યું, વચન લીધું હાથ. ॥૩૧॥ પછી પ્રેમદા સરવને જીતી, સેન્ય નાંખ્યુંતું ઢાળી; જાદુ વિધાથી સરવેની, મુરછા નાં-ખી વાળી. ॥૩૨॥ એટલે સકળ સેન્ય ઉઠયું, સાજુ તાજુ રૂડી પેર; પ્રમેલા પરોણાગત કરવા લઇ ગઇ પોતાને ઘેર ॥૩૩॥ બે દિન રાખી ભોજન દિ-ધાં, પછી કર્યા વિદાય; ઘોડો દીધો છુટો કીધો, તેતો આગળ થાય ॥ ૩૫ ॥ પુંઠળ નરનું સેન્ય ચાલ્યું, આનંદ ઉપજે ઉર; ત્રીયા દેશની સ્ત્રીઓ સર વે ગઇ હસ્તિનાપુર ॥ ૩૫ ॥ પંચકલ્યાણી પંથે પળે છે, પુંઠળ નર નરેશ; એવો આગળ જાતાં જાતાં, આવ્યો ભીશણ દેશ. ॥ ૩૬ ॥ તે દેશનો છે ભીશણ રાજા, અસુર જાતિ જન; ભીમે એક રાક્ષસ માર્યો નો, તે રાક્ષ-સનો તન. ॥ ૩૭ ॥ તેને જઇ નારદે ચઢાવ્યો, લડાવવાને મારૂં; તારા બાપનું વેહેર લે તું, ઉઠ કહ્યું કર માહારૂં. ॥ ૩૮ ॥ એટલે ભીશણ યુદ્ધે ચઢિયો, રાક્ષસ રાક્ષણિ જોડે; મેદાનમાં આવિ અશ્વ ઝાંક્યો, ઉભો હઠની હોડે. ॥૩૯॥ અરજુન સામું યુધ્ધ આરંભ્યું, હાથ ગ્રહી હથિયાર; ઇંદ્રનો નંદન અગણિતા મંતરે, બાણુનો મારે માર. ॥ ૪૦ ॥ હંસધ્વજ નીલધ્વજ સરવે, કરતા ઝાઝુ જેર; ભિશણની રાક્ષસ રાક્ષણિઓ, કરતી

સોર બકોર ॥૪૧॥ ચાર ચાર ગાઉના શરીર લાંબા, વીકટ વઢવું ધારે; એવા અસુરો તાડ પાહાડ લાવી, પાંડવ દળને મારે ॥ ૪૨ ॥ રાક્ષણીઓયે રોળ વાળયો, આડીને અવળી ઉડે; ગાઉ ગાઉ લાંબા સ્થાન પોતાના, તેણે વતી બહુ ઝુડે ॥૪૩॥ કંઇકને ઝાલી કાનમાં ઘાલે, કંઇ જનને ગળી જાય; કંઇને ઘાલે નાસકોરામાં, ઘણા જીવ અટવાય ॥૪૪॥ કંઇને કેસમાં કંઇને બગલમાં, કરતી સોરબકોર; ખોબે ખોબે રેણુ ઉછાળી, કરે અંધારૂ ઘોર ॥૪૫॥ પાંડવનું દળ ત્રાસ પામ્યું, સરવનું થાશે મરણ; અરજુન અતીશે ગભરાયો, ધ્રુજવા લાગ્યા ચરણ ॥ ૪૬ ॥ વલણ ॥ ચરણ લાગ્યા ધ્રુજવા, અરજુનના જે વાર, વદે વલ્લભ શું નીપન્યું સુણજો શ્રોતા સાર.

---

## કડવું ૬૨ રાગ ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી કરજયા અરજુનજીના પાય; હવે યુધમાં શી ગત થાય ॥ ૧ ॥ જોયું હનુમાનજીના સામું; જુઓ કપીવર દુખ પામું, માટે કરો અમોને સાહાય; કેમ બેશી રહ્યા છો ધજાય ॥૨॥ તવ અંજની કેરા સુત, એ તો થયા આકળા ભુત, જોયું અસુરો સામું જ્યારે, ડરી રાક્ષણીયો સહુ ત્યારે ॥ ૩ ॥ આ તો લંકા તણો બાળનારો, રાજા રાવણને મારનારો; એની આંખો થઇ મહા માઠી, ભય પામી સઉ રાક્ષણી નાઠી ॥૪॥ તેવા હનુમંત કોપે ચડીયા; હુક કરિ અસુરમાં પડીયા; લેવા માંડયા રાક્ષસના પ્રાણ, પુંછ પછાડી વાળે ઘાણ. ॥૫॥ એવે અરજુનને ચડી રીસ, છેદયું ભીશણ કેરૂ શીશ; હનુમાને વાળી નાંખ્યો છેક, જીવતો નવ મુકયો એક ॥ ૬॥ પછી પરવત મોહોટો લીધો, દુષ્ટના ગામપર મુકી દીધો, તેથી કચરાયા સહુ પાપી, પછી પરવત નાંખ્યો ઉથાપી॥૭॥બધુ ભીશણનું ધન લીધું,હસ્તીનાપુર પોચાડીદીધું, ત્યાંથી પાંડવ યોધ્ધ પરવરયા,વાજી લેઇને સઉ સીધાર્યા॥૮॥ ઘોડોજેમફાવે તેમ જાય, એને ફાવે ત્યાં વીશ્રામ ખાય;જ્યાં વીસામો કરે તોખાર, ત્યાંવીસામો બંધાવે સાર ॥૯॥ જ્યાં પેશાબ અશ્વનો હુઓ, ત્યાં તો બંધાવે વાવ્ય કે કુઆ; એ અશ્વ કરે લાદ જયાંય, ધરમશાળા બંધાવે ત્યાંય. ॥ ૧૦ ॥ એવી રિતે વાવરે ધન, જાતાં આવીયું મ્રતક વન; તે વનના પ્રાણી જેહ, એક દીવસમાં મરે તેહ ॥ ૧૧ ॥ ફરી ફરી જીવે પોહોર

ચાર, તેમાં માંડી લે સંસાર; એવી ભોમીથી નીકળીયા, અશ્વ પુઠે મણી-
પુર પળીયા. ॥૧૨॥ ઘણું સુંદીર છે એ ગામ, મોહોટાં મોહોટાં બાંધેલા
ધામ; રાજ કરે અરજુનનો તન; એનું નામ છે બભ્રૂવાહન ॥ ૧૩ ॥ એતો
ઇલેવાનનો ભ્રાત ચાત્રકળા છે એની માત; જ્યારે અરજુન જોગી થયોતો,
પંપા શરોવરે ગયોતો, ॥૧૪॥ તેમાં શરપણિયો બે હતી; મુળ અપછરાનો
ગતી; તેને દુરવાશાનો હતો શ્રાપ, તેથી શરપણો થઇતી આપ ॥૧૫॥ અર
જુનના ચરણ પરતાપે, હતો તે દેહ પામીતી આપે; વરીતિ અરજુનની
સાથ, નારદે ઝલાવ્યો તો હાથ ॥૧૬॥ એતો કથા આગળ આવિ ગઇ, માટે
વીસ્તારતા નથી અહીં; તે ઉલપીનો સુત ઇલેવાન, ભીસ્મ સામો લઢયોતો
નીધાન. ॥ ૧૭ ॥ ત્યાં પામ્યો હતો એ મરણ, તે તો જાણેબધી ધરણ, એ-
ના ગામમાં ગયો તોખાર; આવ્યો કુન્તી કુમાર. ॥૧૮॥ તેવા કળનકવા
મચ્યા કાગ, રસ્તે આડો ઉતરિયો નાગ; એવા માઠા થયા સુકન તોયે ના-
વ્યું અરજુનને મન. ॥ ૧૯ ॥ એવે ઘોડો ગામમાં જાય, એક શેવકે દિઠો
ત્યાંય; તેને દોરડે બંધન કીધો, બભ્રૂવાહને જઇ દીધો. ॥ ૨૦ ॥ અશ્વને
બાંધ્યું પત્ર જેહ, બભ્રૂવાહને વાંચી જોયું તેહ જાણ્યું મુજ તાતનો તોખાર,
કેમ રાખી શકું લગાર. ॥ ૨૧ ॥ એનો સુબુદ્ધિ નામે પ્રધાન, તેને પુછ્યું
નર સંતાન; આતો મુજ તાતનો તોખાર, તેનો શો કરવો વિચાર ॥ ૨૨ ॥
તવ પ્રધાન બોલ્યો એમ; આપના સામા બાહાજીએ કેમ ચાલ્યો લ્યો
મોતી પુષ્પની થાળ, સહુ સામા જઇએ પગપાળ ॥૨૩॥ લેઇ જઇએ સા-
કરનાં પાણી, પીતાને પાઇએ પ્રેમ આણી; એવું કહ્યું પ્રધાને જ્યારે, ઉઠયો
બભ્રૂવાહન ત્યારે. ॥૨૪॥ ગયો ઘરમાં પુછવા વાત, જ્યાં બેઠી પોતાની બે
માત તેને જઇ કહ્યા સમાચાર, આવિયા છે કુન્તિ કુવાર.॥૨૫॥ તવ બેઉ
માતા કહે એમ; બેટા અશ્વ તેં બાંધ્યો કેમ; વાજી લેઇને સામા જાવો, પા-
યે પડીને ગામમાં લાવો, ॥૨૬॥ એવું કહ્યું એની બે માત,મળી પ્રધાનની
વાતે વાત; એતો ઘણોક હરખે ભરીયો, આગના લેઇ હેઠો ઉતરીયો.॥ ૨૭ ॥
લીધો પ્રધાન શેન્યા સાથ, પોતે બંધાવ્યા અવળા હાથ; જોડે લીધો પંચકલ્યા-
ણી; જાય વહતો દીનતા વાણી, ॥૨૮॥ ગામ બારણે અરજુન ઉભો, એના
મનમાં કરે મનસુબો પુછ્યું હંસદ્વજને તે ઠામ, આતો કોણ રાજાનું ગામ॥૨૯॥
બોલ્યો હંસદ્વજ વચન, અહીં રાજા છે બબરૂવાહન; એનાથી સહુ ડરેછું
ડરું; માહારી, ખંડણી એને ભરું, ॥૩૦॥ સાત ગાડાનાં સોવરણના સાર,

હું તો ભરૂ છું કુન્તી કુંવાર; ઘણું સુંદર છે આ ગામ, મણીપુર છે નગ્ર નું નામ. ॥ ૩૧ ॥ એવિ વાત કરે છે જ્યાંય, આવ્યો બભ્રૂવાહન ત્યાંય; પેઠો પાન્ડવના શેન માંહી, પુછી જોયું શેવકને ત્યાંહી. ॥ ૩૨ ॥ ક્યીયો અરજુન કુન્તી તન, ત્યારે શેવક વદયો વચન; પેલા રથ પર છે હનુમાન, તેમાં અરજુન સતિ સંતાન. ॥ ૩૩ ॥ તવ પુત્રને હરખ ચડીયો, જઇ અરજુનને પાય પડીયો; છોડી બંધન જોડયા હાથ, ભલે પધારયા મુજ તાત. ॥ ૩૪ ॥ અશ્વ બાંધ્યો હતો મેં આપ, તે તો અપરાધ કરજો માફ; મને જનમ્યે થયા બહુ દન, પણ આજ થયાં દરશન. ॥૩૫॥ મને નોહનો રમાડયો બાપ, પણ આજ થયો મેળાપ; લાહાવો વીત્યો મુને અપાર, માહારો સફળ થયો અવતાર. ॥ ૩૬ ॥ વળણ. ॥ સફળ જનમ થયો માહ્યરો, રહી નહી ખામી લગાર; વ્યાસ વલ્લભ મુખ ઓચરે, વિમત થયું તે વાર.

---

## કડવું ૬૩ રાગ સવઈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજ ને સંભળાયું, અશ્વમેધ મહીમાય. ॥૧॥ બભ્રૂવાહન એવાં વચન બોલ્યો નરનેપડ્યો વીચાર; આ દેશમાં હું કયારે આવેલો, કયાંથી માહારો કુંવાર. ॥૨॥ એવામાં વરસકેતુ બોલ્યો પારથ પ્રત્યે વચન; ઓરે માહરા અરજુન પીતા, આ ક્યીયો તમારો તન. ॥ ૩ ॥ એટલે ક્યીરટધર એમ બોલ્યો, મુને નથી કાંઇ યાદ; તવ બભ્રૂવાહન વદયો વાણી, કરશો નહી વિવાદ. ॥ ૪ ॥ તમારો સહુ સંદેહ ટારૂં, સાંભળજો વચન; હઢી વરસ જોગી થઇને, નીકળ્યાતા તમે વન. ॥ ૫ ॥ તવ પંપા સરોવરે અપછરા, બે પરણ્યા તમે તાત; તેનો હું છું દીકરો એ, થાય છે માહારી માત. ॥ ૬ ॥ ઉલ્પીનો ઇલેવાન હતો તે, આવ્યો તો તમ ચરણ; ભીસમના સામુ યુદ્ધ કરીને, તે પામ્યો તો મરણ. ॥ ૭ ॥ ચાત્રકળાનો દિકરો હું, ઓર માહરા તાત; હવે મુજને ઓળખી લેજો, કરિ માંડીને વાત. ॥ ૮ ॥ વીનાશકાલે વીપરીત બુદ્ધી, થઇ અરજુનની સાર; તેથી બભ્રૂવાહન સામો, અવળો કરયો ઉચ્ચાર. ॥ ૯ ॥ તારી માતા વેસ્યા સરીખી, અનેક એને સ્વામી; માહારો દીકરો કહું તને તો, લાગે કુંળમાં ખામી. ॥ ૧૦ ॥ એટલે બભ્રૂવાહન બોલ્યો; તાતજી બોલો વીચારી; હું છું તમારો દીકરો ને, સતિ જનેતા મારી. ॥ ૧૧ ॥ એટલે અરજુન

એમ બોલ્યા, શું મુજને સમજાવે; માહારો દીકરો હોય તો ઘોડો, લઇને આપવા નાવે. ॥ ૧૨ ॥ જા જારે નંદન વેસ્યાના, હું નહિ તારો તાત; એમ કહી બબ્રુવાહનની, છાતીમાં મારી લાત. ॥ ૧૩ ॥ એટલે બબ્રુવાહન કોપ્યો, બોલ્યો મુખ વચન; હવે ઘોડો લઇને જાજે, ઓ કુંતીના તન. ॥ ૧૪ ॥ જો હઇશ સતીનો દીકરો ને હઇશ તમારો બાળ; તો તો પાછી પાની ન કાઢું, આણું તમારો કાળ. ॥ ૧૫ ॥ એવું કહી ને ઘોડો લઇને, પાછો વળ્યો મહા બળીયો; રાતો તાતો થઇ ગએલો, અરજુન પર કકળીયો. ॥ ૧૬ ॥ ગામમાં જઇને અશ્વ બાંધ્યો, પોતે થયો તઇયાર; વસ્ત્ર આભુષણ ધારણ કીધાં, હાથ લીધાં હથીઆર. ॥ ૧૭ ॥ સત્તરક્ષોણી શેન પોતાનું; લીધું લડવા સંગ; પ્રધાન સહીત સરવે ચાલ્યા યુદ્ધ તણે ઉમંગ ॥૧૮॥ વાજતેગાજતે આવ્યો ભાગોરે, પુરણ કીધી ચઢાઇ; અરજુનજી પણ તતપર થયો, આદરી મોહોટી લડાઈ ॥ ૧૯ ॥ ઊંચો કર કરયો કીરટધરે, મરવું તો એકવાર પાછી પાની કોઇના કરશો, વરતાવો હાહાકાર ॥૨૦॥ એમ કહી ગાંગેવનામા ધનુશ લીધું હાથ, ટંકાર કીધો કીરીટધરે, હામ ધરી મન સાથ ॥૨૧॥ તે શબ્દ ત્રીલોકમાં પોહોંચ્યો, ડોલ્યા દશે દીગપાળ; ધરણ લાગી ધ્રુજવાને; ખળ ભળ્યું પાતાળ ॥૨૨॥ વરસકેતુ ને મેઘવરણ, અનુશાલ્વ જેહ; પ્રદુમાન અણીરૂધ બળીયો, યુમનાસ્વ બળ દેહ ॥૨૩॥ સુવેધ ને નીલધ્વજ રાજા વળી હંસધ્વજ રાય, એવા એવા અતીરથી છે, મારથી બહુ કેહેવાય ॥૨૪ ॥ તેમણે સરવે બાણ ચઢાવ્યાં, દેવા માંડયો માર; રોશમાં રૂઠે બાણ છુટે, જેમ વરશે મેઘ બાર ॥૨૫॥ અરજુનજી એક બાણ ફેંકે, સુંસવાડા કરતું જાય; એક બાણ એનું જતામાં, એંશી શહસ્ર થાય ॥૨૬॥ યુમનાશ્વનાં સાઠ સહસ્ત્ર સુવેધનાં સત્તાયાં, તેવું શહસ્ત્ર નીલધ્વજનાં જાણે બાણ વીયાયાં ॥૨૭॥ હંસધ્વજનાં બે લક્ષ છુટે, વરતે હાહાકાર; વરસકેતુના એક સરથી, છુટે ચાળીશ હજાર ॥૨૮॥ પ્રદુમાનનાં પચીસ શહસ્ત્ર, અણીરૂધનાં અઠાવી, બીજા જોદ્ધાનાં બહુ બહુ છુટે, કોણ શકે ગણાવી ॥૨૯॥ અરજુન તરફથી એવાં છુટે, જોઇ ન શકાય ચક્ષ, બબરૂવાહનનું એક છુટે, તેના થાયે દશ લક્ષ ॥ ૩૦ ॥ હંસધ્વજ નીલધ્વજ અરજુન, બાણ મારે એક વાર, એટલામાં બબરૂવાહન તે મારી વળે બે વાર ॥ ૩૧ ॥ જુલમ કરતો જરા ન ડરતો ભરતો નહીં પગ પાછો, અરજુનજી મનમાં જાણી ગયો, નથી છોકરો કાચો ॥ ૩૨ ॥ એવામાં અરજુનજીએ પુરણ જણાવી રીસ, બબ્રુવાહનના સારથીનું સે-

દી નાંખ્યું શીશ ॥૩૩॥ એટલે બભ્રુવાહન કોપ્યો, લીધું કાળજ્વર બાણ; અરજુનજીની ત્રણ ક્ષોણીનો વાળી નાંખ્યો ઘાણ. ॥૩૪॥ એટલે વરશકેતુ કકળ્યો, દીધું હઘવત દાખી; બભ્રુવાહના રથની ધજા, તરત છેદી નાંખી ॥૩૫॥ તવ બભ્રુવાહને બાણ મારયું જ્યાં છે અંજનિ તન, વજ્ર દેહી હનુમંત છે પણ, ઉરાડયા ગગન ॥૩૬॥ તે જઇ ઘડલંકા પડયા અરજુન પામ્યો ત્રાસ; અરેરે આ બળીયા સાથે, મેં કયાં કરયો વીનાસ ॥ ૩૭ ॥ એવે બભ્રુવાહને બીજું, બાણ મારયું કરી રીસ; કરણ કુંવર વરસકેતુનું છેદી નાંખ્યું શીશ ॥૩૮॥ ત્રીજે બાણે પ્રદુમાનને મારી નાંખ્યો ઠેર, પારથ થરથર ધ્રુજવા લાગ્યો, થઇ ગયો કાળો કહેર ॥૩૯॥ આંખોમાંથી આંસુ છુટયાં, ભાગી ગયું ઘરસુત્ર; અભેમન્યુન વીશારયો તો, દેખીને આ પુત્ર ॥૪૦॥ અરેરે આટલા દીકરાથી, હતું કરણનું નામ; મ્હારી ભીડનો ભાગીયો કથલ્યું સઘળું કામ ॥૪૧॥ એની જનેતાને જઇને, દઇશ શો જવાબ અરેરે કરમ થયું કઠોરૂં, ટુટી પડીયો આભ ॥૪૨॥ એવી રીતે રડવા લાગ્યો કુન્તા સતીનો તન; તે જોઇને બભ્રુવાહન, બોલ્યો મુખ વચન. ॥૪૩॥ ઓરે નંદન કુંતાજીના, હવે શું રડવા બેઠો; પહેલું કહ્યું ત્યારે નવ માન્યું, ગરવ ગણેરો પેઠો ॥૪૪॥ ખરો પુરૂશ નથી તુતો, કાળજડાનો કાચો; વંઢળનો વેશ ધરયો હતો તે, વંઢળ સાચેસાચો ॥ ૪૫ ॥ જનુનીનું પેટ લજાવ્યું, બોળ્યું બાપનું નામ, કાળજડું કાચુ હતું તો શીદ માંડયો સંગ્રામ ॥ ૪૬ ॥ એવાં કટુ વચન સુણી, કોપ્યો ઇંદ્ર કુંવાર બબરૂવાહનનિ સામો બાજયો, દેવા માંડયો માર ॥ ૪૭ ॥ તે મારને કુંવર નથી ગણતો, વછોડે બાણ જળ ધારા; ભાલોડાં ચળકે જાણે ગગનથી, ખરખર વરસે તારા ॥ ૪૮ ॥ દિનમણી જાણે ઢબાઇ ગયો, બંધપડયો પરકાય; જેવો જુલમ રામે કીધો, તેવો પાડયો ત્રાસ ॥ ૪૯ ॥ એવામાં બબરૂવાહને, કામજ કેવું કીધું; મોહાસ્તરનો મંત્ર ભણીને, બાણ અગણિતું લીધું ॥ ૫૦ ॥ તે ફેંકયું ફેરપુદડી ફરિને, બહુ બળમાં બાણ એક; અગણીતા મંતરે કરીને, બાણ થયાં અનેક ॥ ૫૧ ॥ તેણે સઉની રૂદીયા ભેદિ, પ્રાણજ ઉંચા ચડીયા; હાથી ઘોડા ઉંટ સુદ્ધાં, ઢળી ઢળીને પડીયા ॥ ૫૨ ॥ પછી એકલો અરજુન રહ્યો, તેને મારયો બહુ માર; રૂંએ રૂએ છીદ્ર પાડયાં, તોડયાં વસ્ત્ર શણગાર ॥ ૫૩ ॥ એવે ફરશુરામજીના, બાણનું ભાલોડું જેહ; પારધીના પાસેથી આવેલું, બાણજ કાહાડયું તેહ ॥ ૫૪ ॥ તે બાણ અરજનના અત્યુનું, બબરૂએ લીધું આપ; તે વેળા કુન્તી નંદનને, આવ્યો દ્રોણનો શ્રાપ ॥ ૫૫ ॥ એવા જોગે જોગ

મળીયો; બાણ ફેંકયું તે દિશ; ઇંદ્રના નંદન અરજુનજીનું, છેદી નાંખ્યું શીશ. ॥૫૬॥ સરવેને પૃથ્વી પોરાડયા, શેવકને કહ્યું છુટો; સરવેને મારી આગના છે, પાન્ડદળને લુટો, ॥૫૭॥ એવી આપી આગના કે, શેવક છુટયા સાર પાન્ડવની સરવે શેન્યાના લુટી લીધા સણગાર ॥૫૮॥ પછી પાન્ડવનો અશ્વ લેઇને, સઉ સંગ ગામમાં જાય; ઉલપી ચિત્રકળા બે માતા, તેને જઇ પડયો પાય ॥ ૫૯ ॥ એ માતા પાન્ડવદળ માર્યું, મારયો અરજુન તાત, વેશ્યાનો સુત કહ્યો માટે, શીશ છેદયુ મુજ માત. ॥ ૬૦ ॥ વળણ ॥ તાતનું મુસ્તક છેદીયું, ઓરે માહારી માત, વલ્લભ વદે તવ બેઉજણી, કરતી આંસુપાત.

## કડવું ૬૪ રાગ શીંધું,

લાડકવાયા દિકરા, માતાને દિધો રંડાપો; સગપણ જાણ્યાછતાં મારયો શું, આવ્યો તો અંધાપોરે, લાડકડા. ॥ ટેક. ॥ તાતને તેડવા મોકલ્યો.તેમાં તેંતો રણયુદ્ધ ધારયું; કયાંથી આનંદ તો ઉપજાવે, હેવાતણ ઉતારયું રે. લાડકડા. ॥ ૧ ॥ દિકરા થાજે સોશો વરસના, મરજે વિધવા માડી; માથે કંથ હોયે ત્યાં સુધી, હાથીની અંબાડીરે. લાકડડા. ॥૨॥ જોર જવાનીનું જણ્યું ઘરમાં, જનમ અમારો બાળ્યો; પેટ કોહ્યું પાટો કયા કરીયે; દાવ દુશ્મનનો વાળ્યોરે. ॥ લાડકડા ॥ ૩ ॥ ઢીકેં ઢોંચણમાંથી ઢાળી; એથી સુત શું ભુંડો; ખાંખત કરી ખોત્રરાવિ નાંખ્યો, ચોટલો ચાંલ્લો ચુડોરે, લાડકડા. ॥ ૪ ॥ તાતને કેહેવે તમોગુણ વાપ્યો, તરછટ ઉતરયો આડો; હરતાં ફરતાં બંધ કરી આણ્યો, ખુણા ખોળવા દહાડોરે ॥ લાડકડા. શરીરની સંસાર શોભા ટાળી, ગોરણી ગણાતી કાહાડી; ચીર ઉતરાવિને પેહેરાવી સ્વેત સીંધુરી સાડીરે. લાડકડા ॥૬॥ કાળાટીલી કપોળ ,ચોટી, કંથ મરાવ્યો નારી; તે જીવવું ધિક્કાર અમારૂં, ઘાલું પેટ કટારીરે.॥ લાડકડા, ॥૭॥ ભોગવે છે પીતાની પૃજી તે કાંઇ મનમાં નાવ્યું; છોકરવાદી છેકજ કીધી, ફાટયો ફરયો જેમ ફાવ્યુ રે. ॥ લાડકડા. ॥ ૮ વળણ, માનામેહેણા સાંભળી, અતીથયો ઉચાટ, કહે વલ્લભ રડવા મચ્યો, કુવર હઇયા ફાટ.

## કડવું ૬૫ રાગ કારી..

હાંરે બોલ્યા જયમુની મુખ વાણી, સઉનાં નેત્રે ભરાયું પાણી; હાંરે

વળી દુર વ્યસન બહુ કરશે, રળીરળીને દેવાં ભરશે ખોઇ બેસશે ધરને ગામ, બોળસે ક્ષત્રીઓનું નામ ॥ ૧૭ ॥ થઇ જાશે ગણા ગેરાડી, નહી જુએ નેત્ર ઉઘાડી; ઉતારી મુકશે ઉપવીત, હંસા કરવામાં પરોવેચીત ॥૧૮॥ જ્યાં ત્યાં કાઢશે દોહલા દન, કરે અભક્ષા ભક્ષ ભોજન; આદરે અન્ય વરણની સેવા, કળીયુગના ક્ષત્રી એવા, ॥ ૧૯ ॥ હવે વંશ તણો વીસ્તાર તમો સાંભળો કુન્તી કુંવાર, કરશે અવીવેકી વહેપાર, નહી નેકને દયા લગાર ॥ ૨૦ ॥ આપવા લેવાના જુદા ભાવ, ધાપ મારે જેવો જેવો દાવ; નહી જમતાને જમાડે. નહી રમતાને રમાડે ॥ ૨૧ ॥ નહી જમે નોહોતરશે, જમશે તેને તીછકાર કરસે; વળી નૈવેદનું લેઇ નામ, કરશે કાયા પોશણ કામ ॥ ૨૨ ॥ માગશે તેને નહી આપે, નહી લે તેને દેવા ટાંપે; ખરાને માનવાનો ખોટો ખોટાને માનવાનો મોહોટો ॥૨૩॥ નાખસે ઉપવીત ઉતારી, સદા રહેશે વૃતી ધુતારી, નાતો જાતો રૂડી આદરશે, વળી વીપ્રોમાં કસર કરશે ॥ ૨૪ ॥ મોહોટા ટીલા તાણીને ફરશે, છાપા છપ્પન માળાઓ ધરશે; લેવું દેવું તે ગાંડાનું કામ, ધારશે બતક ધરતું નામ ॥ ૨૫ ॥ પરસાદોના પડીયા મળશે તેવા પંથમાં ભેગા ભળશે, એવા કળીયુગના વંશ જાતી, વહેવારમાં વીશ્વાસઘાતી ॥ ૨૬ ॥ હવે શુદ્ર તણી કહુ રીતી, તું તો સાંભળ કળીયુગ નીતી; શુદ્ર જાતી થશે માહા ઘાતી; ઘણા જીવ તણા નીપાતી ॥ ૨૭ ॥ એવા શુદ્રોથી શુદ્ર નીકળસે, અતી શુદ્રના નામમાં ભળશે અને શુદ્ર જાતી થશે સારા, પાળશે મુળ ધરમના ધારા ॥ ૨૮ ॥ ગાય વીપ્ર ઉપર પ્રેમ ધરશે, પુન્યને દાન વીપ્રો કરસે; રાખશે શ્રદ્ધા ધરમને કામે; વેચ્યા વેચાશે ભગવત નામે ॥ ૨૯ ॥ પાપી વીપ્રને ગણશે મોહોટો, કદી નહી કહે જીભ્યાયે ખોટો, નહી છીદ્ર વીપ્રના શોધે, ચાલશે બ્રાહ્મણને બોધે ॥૩૦॥ ચાલશે બ્રાહ્મણ કહે જેમ, નહી કરે બ્રાહ્મણ કરે તેમ; એવો સુપંથ નીચમાં જાસે, ઉંચ વરણ તે નીચ થાશે ॥ ૩૧ ॥ એવો ઘણો લાંબો વીસ્તાર, કહેતાં કહેતાં ન આવે પાર, વળી ગ્રંથલં બાણું જાય, તેથી ટુંકામાં કહી કથાય ॥ ૩૨ ॥ ત્યારે ધરમ બોલ્યા વચન, સુણો પારાશ્વરના તન; મુને એક છે શંકા અપાર; બ્રહ્માના મુખના વેદ ચાર ॥ ૩૩ ॥ તેમાં સત્ય માનુ કીયો વેદ, એવા જુદા જુદા છે ભેદ; ત્યારે વ્યાસજી વદીયા એમ, વેદને જુઠા કહીએ કેમ ॥ ૩૪ ॥ પ્રય દધી માખણ તક જેમ, વેદ જુજવા દીસે તેમ; લાગે ખાટુ મોળુ ને મીઠું, પણ તેમાં શું તત્વ દીઠું ॥ ૩૫ ॥ કરે યુકતીથી મથન જે વારે.

આવે દ્વૈત તત્વ તે વારે; તેમ વેદ વીવેક વીચારે, જ્ઞાન તત્વ નીકળે ત્યારે ॥ ૩૬ ॥ તેવું તે જ્ઞાન વેદથી ન્યારૂ, લાગે મુમુક્ષુને પ્યારૂ; તેમાં નિશ્ચય વર્ત્તી કરે, તેનું આવાગમન નિસ્તરે ॥ ૩૭ ॥ તવ બોલીયા ધરમ રાય, એક બીજી પુછુ શંકાય; તેવું જ્ઞાન લેઇને શું કરવું, એમાં શું શું કામ આદરવું ॥૩૮॥ તવ બોલીયા વેદમ વ્યાસ, સાંભળી કરજે કાંઇ કયાશ;જ્ઞાન થયા પછી નહી કર્મ,જેણે સત્યવસ્તુ જાણી પર્મ ॥૩૯॥ તેણે લક્ષણા ભકતી કરવી;અતી ઉપાસના આદરવી;નથી દેહનું કદી કર્મનું કામ, ચઇતન્યનું ચૈતન્ય સુખધામ ॥૪૦ ॥ નથી જ્ઞાનીને કર્મ બંધન, કરે સત્યતણું વંદન; કહ્યું મનુશમરતી માંય, તેમાં શંશય નથી કાંય ॥૪૧॥ સર્વ માયામાં ચઇતન્ય જેહ, મળે ચઇતન્યે ચઇતન્ય તેહ; એતો ચઇતન્ય ગ્રહે જ્ઞાન; તેનું તેને તે ધરે ધ્યાન ॥૪૨॥ રહે મુળ ચઇતન્યમાં મતી, તેથી તેની ત્યાં થાયે ગતી; મળે ચઇતન્યે ચઇતન્ય રૂપ, તવ ટળે માયાનો કુપ ॥૪૩॥ ટુટે માઇક વાસના જ્યારે, પામે અભયપદ તે વારે; રહે માયામાં વાશના જરી, તવ અવતરે તેધરા ॥૪૪॥ માયામાં રહીને એમ બોલે, અહંબ્રહ્માસ્મી બ્રહ્મ તોલે, એવું કહેનારો નહી બ્રહ્મ, એનું પેગળ પોલુ ભ્રમ ॥૪૫॥ બ્રહ્મનું જ્ઞાન થયેલું જેને દેહ છુટે મળે પદ તેને, તેથી ચઇતન્ય ચઇતન્યતણું;હોય જ્ઞાનીના લક્ષમાં ઘણું ॥૪૬॥ તેતો છુટેલો શુભ કર્મ કરવા,હોય ખુશી તો બેસે આદરવા તેથી તેને નહી કાંઇ બાધ, જ્ઞાની ન ગણે જગ અપવાદ ॥ ૪૭ ॥ જ્ઞાન લેવાનો સર્વનો ધર્મ, ઝાલી રહે અજ્ઞાની કર્મ; જે આગળ ડગ નવ ભરે તેમાંને તેમાં અવતરે મરે ॥ ૪૮ ॥ જ્ઞાન વીના મુકતી નવ થાય, કહ્યું વેદ સ્મરતીની માંય; તવ બોલીયા ધર્મ ભુપાળ, આતો દીસે છે માયાની જાળ ॥૪૯॥ એતો માયા તેતો અજ્ઞાન; તેથી જ્ઞાન કીયું ભગવાન; જ્ઞાન અજ્ઞાન કયાંથી ને કયારે, કરો બોધ શંકા ટળે ત્યારે ॥ ૫૦ ॥ ॥વલણ॥ બોધ કરો શંકા ટળે, લાગુ તમને પાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સાંભળો જ્ઞાન કથાય.

---

## કડવું ૭૧ રાગ સવઈયાનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વ્યાસાશ્રમ પર્વ તણી હું, શ્રવણ કરાવું કથાય ॥ ૧ ॥ વેદમ વ્યાસજી કહે છે ધરમને, વલ્લભ શ્રોતાજનને, અજ્ઞાની જન સાંભળે તોહે; ડાઘ ન લાગે

મનને ॥ ૨ ॥ આ વિશ્વ ઉપજે લય પામે, અનાદીનો નેક; વિશ્વ હોયે તવ દ્વૈત ગણવા, લય પામે તવ એક ॥ ૩ ॥ માયા રૂપે હોય માયા તવ, માયાને બ્રહ્મ બેય, માયા બ્રહ્મ રૂપ થાય તવ એકજ, પણ મુળમાં દ્વૈત છેય ॥૪॥ પયમાં જળને ઘ્રત બે વસ્તુ, પણ દીસે છે એક; જે વેળાએ જુદા પડે, તે વેળા બે વીવેક ॥૫॥ તે રીતે મુળ બ્રહ્મ વીસે; માયા હતી બ્રહ્મરૂપ; કાળે કરીને જુદી પડે, તવ બે જુદા સ્વરૂપ ॥ ૬ ॥ માયાનું સ્વરૂપ કરવાને, અનાદીનો સ્વભાવ;જેવું દુધી દધીરૂપ થાયે,તેવો તેનો ઉથલાવ ॥૭॥ તે રીતે માયા રૂપે, ચઇતન શકતીથી થાય; ચઇતન્ય શકતી બ્રહ્મ કેરી, સુણો યુધીષ્ટર રાય ॥૮॥ જડ માયામાં શકતી ચૈતન્ય, તેથી ચઇતન્ય માયા; માયાની વસ્તી દ્રષ્ટીયે દીસે,માયાની ભૌતીક કાયા ॥૯॥ ત્રીગુણી માયાથી ત્રણ ગુણ થાય, ત્રણ ગુણના પંચભુત; તે પંચભુતના ચોવીશ તત્વો, સાંભળ કુંતી સુત ॥ ૧૦ ॥ છે શાખ્ય શાસ્ત્રમાં વીવેચન એ,જીજ્ઞાસા સહુ જન, ગ્રંથ લંબાણનાભયથકી એ, કરતા નથી વરણન ॥૧૧॥ માયાની કાયામાં ચૈતન્ય બ્રહ્મનું તેને કહે છે જીવ; તે જીવ જ્ઞાન લે ચૈતન્ય બ્રહ્મનું, તવ જીવ થાયે શીવ ॥૧૨॥ માયાથી વાશના છુટીને, જો બ્રહ્મને રહે વળગી, દેહથી છુટી બ્રહ્મ પદ પામે, તવ થાય વાશના અળગી ॥ ૧૩ ॥ વાસના નવ રહે માયા નવ રહે,ન રહે હું ને અન્ય;એવા જે પુરૂશારથીજ્ઞાની, તે પુરૂસોને ધન્ય ॥૧૪॥ એટલે બોલ્યા ધરમ રાજા, એક પુછું વીચાર; મુળ બ્રહ્મને ચૈતન્ય કહો છો, તેતો કેવો આકાર ॥ ૧૫ ॥ એટલે વેદમ વ્યાસ બોલ્યા, આત્માનો આકાર જેવો; ચંદ્ર શમ બીંબ બીંબ શમચંદ્ર.પરમાત્માનો તેવો ॥૧૬॥ જેવો આત્મા તેવો પરમાત્મા, આકારમાં નહી ફેર; પણ શકતીમાં અધીકને નુન્ય, ગુણ ફેર મેર સમેર ॥ ૧૭ ॥ એમ અતીશય જ્ઞાન કીધું, ત્રપ્ત થયા રાય ધર્મ; શ્રોતાજનથી આટલું કહેતાં સમજાઈ ન શકે મર્મ ॥ ૧૮ ॥ તો નીમીત માત્ર મુજ દેહ, રચેલા છે ગ્રંથ અનેક; ભાવાર્થ પ્રકાશ વિજ્ઞાન વલભ; તેમાં સરવ વીવેક ॥૧૯॥ છપાઈ તે ગ્રંથ બહાર પડ્યા છે, તે જોતાં થાસે જ્ઞાન; વલભ વદે સરવે સોતા, શમરો શ્રી ભગવાન ॥ ૨૦ ॥ વ્યાસાશ્રમ પરવ થયું પુરણ; ઉતરી ગઘ હત્યાય, જનમેજે પરણાવી આપી, સવાસો કન્યાય ॥૨૧॥ સવાસો વીપ્રને ઉપવીત દીધાં,ઉલટ મનમાં વ્યાપી;સવાસો બ્રહ્મ પુરી યો તેતો, બ્રાહ્મણોને આપી ॥ ૨૨ ॥ સવાસો ગઉદાન દીધાં, પુન્યવંત પરીક્ષત તન; શવા લક્ષ બ્રાહ્મણોને કરાવીયું ભોજન ॥ ૨૩ ॥ તેણે એ

ની ઉતરી હત્યા, સ્વેત થઇ શામ ગાય; કાળા પદ્દા ધોળાથયા, શામ તલ ધોળા થાય, ॥ ૨૪ ॥ શ્રોતા વક્તા સરવે સુણી, પોહોચ્યા મનના કોડ; વલ્લભ વાણી વદે સહુ બોલો, જે જે શ્રી રણછોડ. ॥ ૨૫ ॥ વળણ જય જય રણછોડ બોલજો, રણ છોડે જગરાય, ચીત્ત રાખીને સાંભળો, મુશળ પરવની કથાય.



વ્યાસાશ્રમ પર્વ સમાપ્ત.

# મુશળ પર્વ.

## કડવું ૧ રાગ ધન્યાસરી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, મુશળ પરવ મહીમાય ॥ ૧ ॥ વ્યાસાશ્રમથી ઉપદેશ લેઇ, ધરમ આવ્યા ઘેર, દ્વારીકાંથી શ્રી કૃષ્ણ આવ્યા, મળવા આનંદ ભેર ॥ ૨ ॥ સાત દીવસ શ્રી કૃષ્ણ રહ્યા ત્યાં, પછી માગી વીદાય; એટલે અરજુન પ્રત્યે બોલ્યા, પોતે ધરમ રાય ॥ ૩ ॥ અરજુન વીરા પ્રભુની સાથે, મુકવા દ્વારીકાં જાઓ, શુભ સમાચાર સર્વના લેઇ,પાછાવેહેલા ઘેર આવો ॥ ૪ ॥ તવ પારથ વસ્ત્ર આભુષણ, પેહેરીને નીકળીયા; રથે બેશી વાતો કરતા, જાય નરને સામળીયા ॥૫॥ મારગમાં એક ગામ આવ્યું, ત્યાં બન્યું કેવું કામ; બ્રાહ્મણ બ્રાહ્મણી બે જણ આવી, ઉભા રહ્યા તે ઠામ ॥ ૬ ॥ નરનારાયણનો રથ ઘેરી, કહેવા લાગ્યાં એમ; આ યુગમાં માબાપ પહેલાં, છોકરાં મુઆ કેમ ॥૭॥ સુત સાત માહારા મરણ પામ્યા, તેનું કારણ બતાવો; સંદેહ માહારો ભાગો નહીં તો, પુત્ર મહારા લઇ આવો ॥ ૮ ॥ કૃશ્ન પ્રભુ કહે પુત્ર મુઆ, માબાપ પહેલા આ ઠામ; કળીયુગ બેઠો તે કારણથી, કાળ બળે થયું કામ ॥ ૯ ॥ અરજુન બોલ્યો પ્રભુની પ્રત્યે; વીચારવું રાજવટે; આપણને આવી યાચના કીધી, પુત્રો લાવવા ઘટે ॥ ૧૦ ॥ કૃશ્ન કહે કે ચાલો જઇએ, કહીને રથ હંકાર્યો; દ્વારીકાંથી ડાબી બાજુએ, જવાવી ચાર ધાર્યો ॥ ૧૧॥ વાતો કરતા પંથે પળીયા, જુદી ભોમી આવી; ત્યાં તો નરો અંધકાર દીશે, નેત્ર નાખે અંજાવી ॥ ૧૨ ॥ પ્રભુએ સુદરસણ મુક્યું, તવ થયો પ્રકાશ;ચક્ર તણે અજવાળે ચાલ્યા, અરજુનને અવી નાશ ॥ ૧૩ ॥ આગળ જાતાં પ્રકાશ આવ્યો, તીમરથી ટળીયો શોક; આગળ જાતાં વસ્તી આવી, ત્યાં ચતરૂભુજ લોક ॥ ૧૪ ॥ તેને હળીમળી આગળ ગયા, શાહસ્ત્રભુજા લોક ત્યાંય; તેમને સહુને હળીમળીને, વીશેષ આગળ જાય ॥ ૧૫ ॥ ત્યાં તેજનો બીંબકાર દીઠો ઉજવળતા અનુપ; મહા તેજનો એક ઢગલો ત્યાં છે, ભોમી નારાયણ રૂપ ॥ ૧૬ ॥ વાલપુર ખંડીત તે જોત દીસે, અરજુન પડીયો પાય, કૃષ્ણ પ્રભુજી આ રૂપ કોનું, સંશય મુજને થાય ॥ ૧૭ ॥ એટલે અવીનાશી એમ બો-

હ્યા, ટાળું તમ સંદેહ; પુરણ બ્રહ્મ ભોમા નારાયણ, જોતી સ્વરૂપ એક ॥ ૧૮ ॥ એટલે અરજુનજી એમ બોલ્યા, મુને પડે છે વેમ; પુરણ બ્રહ્મ કહો છો ત્યારે, ખંડીત જરા કેમ ॥ ૧૯ ॥ એવું નરનું વચન સુણી, બોલ્યા જુગદાધાર; ખંડીત ભાગ છે તેટલો હું, નીકળેલો છું બહાર ॥૨૦॥ તેથી તે ભાગ ખંડીત દીસે; કાંઇ ન ધરસો વેમ; અરજુન કહે એમાંથી તમે, નિકળ્યા માંનું કેમ. ॥૨૧॥ તવ પ્રભુ કહે જોયા કરજો, કહી ઉઠયા સાંમળીયા, પંચભુતી દેહ આળગી મુકી, ભગવત તેમા ભ ળીયા. ॥૨૨॥ એટલે પુરણ જોત હવી, અરજુન પડીયો પાય; પરકંમા કરી કીધી પ્રાર્થના, નીકળો જાદવરાય. ॥૨૩॥ કૃષ્ણ અંશ તવ બહાર નીકળીયો, ખોળીયું પેહેરી લીધું; અરજુન જોડે રથે બીરાજ્યા. ચમ ત્કારી કામ કીધું. ॥ ૨૪ ॥ તવ જોત પાછી ખંડીત દીઠી, નીકળ્યા દેવ મોરાર, પછી અરજુનના સાંભળતા, કૃષ્ણે કર્યો ઉચ્ચાર. ॥ ૨૫ ॥ ઓ માહારાજ વીપ્ર કેરા કેમજ લીધા બાળ; તવ જોતમાંથી નીકળી વાણી સાંભળો શ્રી ગોપાળ. ॥૨૬॥ કળીયુગ બેઠો ને કયાં સુધી, ભોમીમાં રાજ કરશો; મુળ અધીષ્ઠાનમાં પધારો, ભુભાર કયારે હરશો. ॥ ૨૭ ॥ એટલે કૃષ્ણજી એમ બોલ્ય, થોડા દીનમાં આવું, વાયદો વીપ્રને કર્યો છે, દીકરા તારા લાવું. ॥ ૨૮ ॥ એમ કહી સાત પુત્રો લીધા જુગાધસ સત્ય ઘાટે; માબાપ પહેલા પુત્ર લીધાતા, કૃષ્ણને લેવા માટે. ॥ ૨૯ ॥ વીપ્રના પુત્રો લેઇને વળીયા, અરજુનને ભગવાન; બ્રાહ્મણને ઘેર જઇને આપ્યા, બ્રાહ્મણના સંતાન. ॥ ૩૦ ॥ પછી ચાલ્યા દ્વારીકાં ભણી વાતો કરતા જાય; એવામાં દ્વારીકાંપુરીમાં વીઘન કેવું થાય. ॥૩૧॥ દુરવાસા રૂપી પધાર્યા દ્વારીકાં નગરી માંય; પ્રભુના પુત્રોએ મશ્કરી કરવા, વી- ચાર કીધો ત્યાંય. ॥૩૨॥ વીનાશકાળે વીપ્રીત બુદ્ધી, જદુકુળમાં આવી; સાંભ નામના છોકરાને, કન્યારૂપ બનાવી. ॥૩૩॥ ચીર ચણીયો ચોળી પેહેરાવી, તાંસળું બાંધ્યું પેટ; નારી બનાવી દુરવાસા પાસે તેડી ગયા ઠેઠ. ॥૩૪॥ લજ્યા તણાવી ઉભી રાખી. બીજા બોલ્યા વચન; કહો મહારાજ આવી આ વહુને, આવશે તનીયા કે તન. ॥ ૩૫ ॥ તવ દુર વાસાએ સમાધી માંડી; સૌ વાત સમજી લીધી;રૂષીને એમ ક્રોધ વાધ્યો મશ્કરી માહારિ કીધી. ॥ ૩૬ ॥ સમાધ ઉતારી દુરવાસા બોલ્યા, કક- ળાવ્રી અંતઃકરણ; જાઓ એને પેટ અવતરવાનું, જાદવ કુળનું મરણ. ॥૩૭॥ સૌ છોકરા તવ ધ્રુજવા લાગ્યા; તવ વ્રદ્ધ બોલ્યા વચન; બગ- ડવા કાળે બ્રાહ્મણ કેરી, મશ્કરીનું થયું મન. ॥ ૩૮ ॥ પછી બહુ પ-

સ્તાવા લાગ્યા, રૂષી થયા વીદાય; શોમ્બે વેશ ઉતારી નાંખ્યો, ભરી સભાની માંય. ॥ ૩૯ ॥ પેટ તાંસળુ બાંધેલું તે, છોડતાં શું નીવડયું; એક હાથ લાંબું મુઠ પોહોળું, મુશળ ભોમી પડીયું. ॥ ૪૦ ॥ તવ સરવેને ચીંતા ચાલી, દેખીને બનીયા બહોત; અચાનક આ મુશળ નીકળ્યું, એજ જદુનું મોહોત. ॥ ૪૧ ॥ વૃદ્ધોએ શીખામણ દીધી, શીંધુ ઉપર જાવો, પાશાણ ઉપર ઘસી નાખી; ઝીની રજ કરી આવો. ॥ ॥૪૨॥ તવ સહુ બાળક મુશળ લેઇ, ગયા સીંધુ ક્રીનાર; પાષાણ પર જઇને ઘસી નાખ્યું, કરચ વધિ લગાર. ॥ ૪૩ ॥ તે દરીયામાં નાખી દીધી, તવ માછલી ગઈ ગળી; ઢીંમરે તેમાં જાળ નાખેલી, તેને તે મચ્છા મળી. ॥ ૪૪ ॥ તે મચ્છામાંથી મુશળ કેરી, કરચ હાથમાં આવી; તેણે એક પારધીને આપી, તે બાણમાં ખોસાવી. ॥ ૪૫ ॥ મુશળ ઘસી નાખીને ગયા, ગામમાં સહુ સંતાન; મુશળનો જે ઘસારો વેરાયો, તેની ઉગી પાન, ॥ ૪૬ ॥ તે પછી બે દીવસ ગયા, મેળાનો આવ્યો દન; સમુદ્ર ક્રીનારે જાદવ ગયા, વળી પ્રભુના તન. ॥ ૪૭ ॥ બાળ બચ્ચાં નર નારી સરવે, નગ્રની બારણે જાય; સીંધુ ક્રીનારે સીવનું દેરૂં, ત્યાં મોટા મેળો ભરાય. ॥ ૪૮ ॥ વહેપારી મીઠાઇ મેવા વેચે, રમકડાં નવ રંગી; દુધ કઢેલાં ઉનાં ચા ઉની, ભાંગ વેચે છે ભંગી. ॥ ૪૯ ॥ ત્યાં કુબુદ્ધી થઇ જાદવની, ન કરવાનું ક્રીધું; નાહાના મોહોટાએ આનંદ જાણી, મદીરા લેઇને પીધું. ॥ ૫૦ ॥ વળણ. ॥ મદીરાપાન કર્યું સઉ, થઇ ગયા બે ચીત; વલ્લભ વદે આવી બન્યું, તવ સુજ્યું વીપ્રીત.

---

## કડવું ૨ રાગ સાખી.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, જાદવ સ્થળી મહીમાય. ॥ ૧ ॥ મધુપાન ક્રીધું નર નારીએ, નાહાના મોટાએ સર્વ; પછી પુરણ નીસો વાપ્યો, ઉપજ્યો ગાંડો ગર્વ. ॥ ૨ ॥ એક એકનો તીછકાર કરતા, પોતાના કરતા વડાઇ; ખાય અડબડીયાં આવે લથડીઆં તેમાંથી થઇ લડાઈ. ॥ ૩ ॥ સીંધુ ક્રીનારે પાન ઉગેલી, તે માંડી ખેચી લેવા; એક એકના પર ક્રોધ કરીને, બહુ માર માંડયો દેવા. ॥ ૪ ॥ દુરવાસાનો શ્રાપ નડીયો, વાગે તે ઢળે ધરણ; જેને ઝપાટો પાન્યનો વાગે, તે જન પામે મરણ. ॥ ૫ ॥ એમ અન્યો અન્ય મારા મારી, ક્રીધી અપરંમપાર; લોથે લોથ્યો પડવા માંડી,

વરત્યો હાહાકાર. ॥ ૬ ॥ બીજા ત્રીજા લોક નાશી ગયા, જાદવ કુળ પ-રવાર્યું; ખપ્પર જોગણીયે ભક્ષ લીધું, માંહો માંહી શંહાર્યું. ॥ ૭ ॥ એવે અરજુન કૃષ્ણ આવ્યા, દ્વારીકાં લગભગ થાય; કુટુંબ કબીલો પડેલો દીઠો, પોતે જાદવરાય. ॥૮॥ પોંચો કરડી શીશ મરડી, રથથી ઉતરીયા ધરણ; અરેરે સો જુલમ થયો, સરવે પામ્યું મરણ. ॥૯॥ પીંપળા નીચે જઇ પ્રભુ બેઠા, કરૂ કોનાપર દાવો; ધાંટા કાઢી અરજુનને કહ્યું, તમ ઘેર તમે જાવો. ॥ ૧૦ ॥ કળયુગ પાપી પુરણ બેઠો, અરજુનજી દલ દાઝો; હવે રેહેવામાં માલ નથી, શરવ હીમાળે જાજો. ॥ ૧૧ ॥ અમારી બીના નજરે દીઠી, ધર્મને તે જઇ કેહેજો; અરજુનજી બહુ રડવા લાગ્યા દાસને શરણે લેજો. ॥૧૨॥ પ્રભુ કહે ટુંકામાં કહુંછું, થાવો તમે વીદાય; એટલે અરજુન રડતો રડતો, રથે બેસીને જાય. ॥ ૧૩ ॥ એવે પ્રભુનો દારૂક નામે, શારથી બોલ્યો એમ; ઓરે પ્રભુ હું દાસ તમારો, માહારે કરવું કેમ. ॥૧૪॥ મોક્ષનો મારગ મુજને આપો, તવ બોલ્યા જદુરાય; હસ્તીનાપુર વીદુર કને, જઇને પાડજે કાય. ॥૧૫॥ તેથી તારો મોક્ષ થાસે, કહી કર્યો વીદાય; એવામાં ઉધવજી આવ્યા,લાગ્યા પ્રભુને પાય ॥૧૬॥ ઓ માહારાજા નગ્રમાં ચાલો, કેમ બેઠા છો આમ; કૃષ્ણ પ્રભુ કહે ભઉતીક દેહી, મુકીને જાવું શધામ. ॥૧૭॥ ઉધવ કહે ભલે માહા રાજા, મુને શો વીત્યો લાહાવો; જનમ મરણનો ફેરો છુટે, મોક્ષ મારગ બતાવો. ॥૧૮॥ તવ ત્રીલોકના નાથ બોલ્યા, હું ક્ષત્રી અવતાર; બ્રાહ્મણ વીના ઉપદેશ કરવો, અન્યનો નહી અધીકાર. ॥ ૧૯ ॥ અન્ય વરણના મુખથી સુણે, જ્ઞાન મારગ ઉપદેશ; સાંભળનારાને ફળ તેનું,લાગે નહી લવલેશ. ॥૨૦॥ ગુરૂ પદવી ધારણ કરે, વીપ્ર વીના અન્ય જાત; સવાસો જન્મ સ્વાનના વેઠે, સુકીત થાય નીપાત. ॥ ૨૧ ॥ અન્ય વરણનો ઉપ-દેશ લે તે, કથીરા થઇ અવતરે; સ્વાનને વળગી સ્વાનનું રૂધીર, પી પીને પેટ ભરે. ॥૨૨॥ વીપ્ર વીના કેહેનારો ને, સાંભળનારો પાપી; મન થી માને મોક્ષ થાસે, નહી કલ્યાણ કદાપી. ॥ ૨૩ ॥ માટે ઉપદેશ હું નહી કરૂ, ભલે તમે મુજ દાસ; મોક્ષ થવાને માટે જજો, મૈત્રી રૂપી પાસ. ॥ ૨૪ ॥ તેમને જ્ઞાને મોક્ષ મલસે, કહી કર્યો વીદાય; એવે સુરજ મેર બેઠો, તવ અંધારૂ થાય. ॥૨૫॥ પીંપળાના થડ ટેકો દેઇ, બેઠા અશરણા શરણ; તે શમે પોતે ચઢાવ્યો, ચરણ ઉપર ચરણ. ॥ ૨૬ ॥ રામા અવતારે વાળી વાન્નર, રામે માર્યો તો જેહ; કૃષ્ણા અવતારે પારધી થઇને, અવતર્યો છે તેહ. ॥ ૨૭ ॥ તે પારધીને હાથ આવ્યું તું, કૃષ્ણના

મરણનું બાણ; ફરશુરામે કરણને આપેલું, કરણ કને નીરવાણ ॥૨૮॥ કુન્તાયે માતા થઇ કરણકને, તે બાણ લીધેલું માગી; કુન્તા કનેથી કૃષ્ણે લેઇને, તે નાંખેલું ભાગી ॥ ૨૯ ॥ તે ભાલોડું પારધીને મળેલું, તેનું કરેલું બાણ; તે બાણમાં મુશળની કટકી, ઘાલેલી પરમાણ ॥ ૩૦ ॥ તે બાણ લઇને પારધી આવ્યો; યદુ સ્થળી થઇ જ્યાંય; પીંપળા નીચે પ્રભુને પગે, પદમ ચળકયું ત્યાંય ॥ ૩૧ ॥ તે ચળકાટો જોઇ પારધીએ, વીચાર કીધો મન; કહો ન કહો પણ મ્રગ બેઠો છે, ચળકે તેનું લોચન ॥૩૨॥ એવું શમજી બાણ ચઢાવ્યું, ભોંકી દીધું તે ઠામ; ભગવાને ભઉતીક કાયા મુકી, ગયા પોતે સધામ ॥ ૩૩ ॥ એવે અરજુન હસ્તીનાપુર પહોચ્યો તેણી વાર; ચોધારે આંસુ છોડીને કહ્યા શમાચાર. ॥ ૩૪ ॥ તેથી શહુ બહુ રડવા લાગ્યાં, કીધું ઘણું કલ્પાંત; વીદુરજીએ શાચું ન માન્યું, રહી ગઇ મનમાં ભ્રાન્ત ॥ ૩૫ ॥ વલણ ॥ ભ્રાન્ત રહી ગઇ મન વીશે, ગુચવણ બહુ મનમાંય; વલ્લભ વદે પ્રભુતણો, શારથી આવ્યો ત્યાંય.

---

## કડવું ૩ રાગ મારૂ.

બોલ્યા જયમુનીજી વચન, સુણ પરીક્ષત કેરા તન; આવ્યો દારૂક હસ્તીનાપુર, જઇ મળ્યો જ્યાં વીદુર ॥ ૧ ॥ કહી દ્વારીકાની બધી વાત, તવ વાત માની શાક્ષાત, એને વીદુરજીએ બેશાડયો, દેઈ શીખામણ શાન્ત પાડયો ॥ ૨ ॥ પોતે ગયા ધ્રત્રાષ્ટર પાસ, કહી બતાવ્યો સર્વ વિનાશ, તવ આંધળે કહ્યું એમ; કહો વીરા કરશું કેમ. ॥ ૩ ॥ બોલ્યા વિદુર મુખ વચન, હવે તજો ધનને ભોવન, ચાલો વનમાં જઈ તપ કરીયે, પ્રભુ પદ પામવા સંચરીયે. ॥ ૪ ॥ તવ ધ્રત્રાષ્ટર ગાન્ધારી, વળી ભકત વિદુરની નારી; પોતે વિદુર તતપર થાય, સાથે દારૂકનેલેઇ જાય. ॥ ૫ ॥ જઇ બેઠા અઘોર વન, યોગ્યાભ્યાશ કરી પાડયા તન; તે તો પાન્ડવે જાણી વાત, થયો ધરમને મન ઉતપાત ॥ ૬ ॥ ભાઇ આપણ કેમ બેશી રહીયે, ચાલો હીમાળે ગળવા જઇએ; તવ સરવે જાવા મન કીધું, રાજ પરીક્ષતને દેઈ દીધું ॥ ૭ ॥ પછી બોલીયા ધરમ રાય; ચાલો ત્યારે વેળા વહી જાય; તે વાત શાંભળીને બેઠી ધ્યાન, ધરમ રાયની શત્ય છે વાણ ॥ ૮ ॥ આતો મુશળ પરવની કથાય, સાંભળી જનમેજય રાય; તારી ઉતરી બ્રહ્મ હત્યાય, તેની પરીક્ષા નવ

દેખાય. ॥ ૯ ॥ શામ પડદા થયા સ્વેત, તલ ધોળા થયા અચેત; કાળી ધેનું ધોળી થઇ જાય, એવાં રૂડાં પ્રમાણો દેખાય. ॥ ૧૦ ॥ તવ જનમેજે પડયો પાય. મારી ઉતરી ગઇ હત્યાય; પછી પુન્યદાન પ્રેમે કીધાં, સવાસોને ઉપવીત દીધાં, ॥ ૧૧ ॥ દિધાં સવાસો કન્યાદાન, બ્રહ્મપુરીયો આપી નીધાન; પછી કરાવ્યું બ્રહ્મ ભોજન, ગઉદાન દીધાં રાજન. ॥૧૨॥ સાંભળી શ્રોતાજન કથા, શ્રદ્ધા વાળાને ન જાય વ્રથા; થયું પુરણ મુશળ પર્વ, આસપાસનું સીધાર્યું સર્વ. ॥ ૧૫ ॥ વળણ. આસપાસનું સીધારીયું પાન્ડવ તતપર થાય; કહે વલ્લભ જે દ્રુપતી પીઉ પુઠે પળાય.



# યાન પર્વ.

---

## કડવું ૧ રાગ ધનાસરીની ચાલ.

પ્રથમ પહેલા પાયે નમીને, ઉમીયા પુત્ર ગણેશ; શંકર કેરા નંદન એ છે, કૃપારૂં હમેશ ॥૧॥ બીજાં સમરૂં સરસ્વતીને, જીભ્યાયે વસો માત; ત્રીજા સકળદેવને નમું, પરમેશ્વર પ્રખ્યાત ॥૨॥ ભારથ વીશે મોક્ષ કથા, સ્વરગારોહણી પરવ;સુણતાં પાપી પાપથી છુટે, ટળે અભીમાન ગરવ ॥ ૩ ॥ હીમાળે પાંડવ પરવરીયા, એજ કથા પવીત્ર; ભકતજનોને સાંભળવાનું, દાસ દાતાનું ચરીત્ર ॥ ૪ ॥ કઊરવ સાથે કુન્તી સુતે,યુદ્ધ કરી રાજ લીધું; ઘણાક જીવોનો ક્ષય થયોને, કુળ નીકંદન કીધું ॥૫॥ એવો લોકીક અપવાદ બેઠો, પાંડવોને શીશ; તેથી અશ્વમેઘ કીધો, સાથે શ્રી જુગદીશ ॥૬॥ તે પછી પ્રભુ દ્વારીકા ગયા, ત્યાં થઇ જાદવાસ્થળી, પછી પ્રભુ વઇકુંઠ પધારયા, અરજુન આવ્યા મળી ॥ ૭ ॥ ઉદ્વેગથી હસ્તીનાપુરમાં આવ્યા ધરમની પાસ, દ્વારીકાંના સમાચાર કહ્યા, સરવ થયા ઉદાશ ॥ ૮ ॥ ધરમ કહે શ્રીકૃષ્ણ પ્રભુએ, શું કહ્યુંછે તમને; ખરી ખબર આપી દો વીરા, શાન્તી થાશે અમને ॥૯॥ અરજુનજી કહે કહેવા માટે, નથી રહી સુદ્ધ સાનઃ અરેરે મુજને મુકીને, ગયા શ્રી ભગવાન ॥૧૦॥ એમ કહિ પડયો મુરછામાં, દેખી ધરમ ડળીયા; અરેરે વીયોગ રાખીને,સીધારયા સામળીયા ॥૧૧॥ એમ અતી કલ્પાંત કીધું, પોતે યુધિષ્ટર રાય; સેદેવ નીકુળ ભીમ ઢળીયા, ઢળીયાં કુન્તા માય ॥ ૧૨ ॥ દ્રૂપતી બહુ બની બાવરી; ઉઠી ગયા ઘનશામ, હવે આપણ અવની ઉપર, રહેવાનું શું કામ ॥ ૧૩ ॥ એમ અતીશે સોસના કરે, દ્રૂપતી ધરમ ભુપ; તવ એકાએક પ્રગટ થયું, ધામમાં દ્રશ્ય સ્વરૂપ ॥ ૧૪ ॥ વઇકુંઠ વાશી પોતે પધારયા, દુખના દિવસ ગયા; મુરછામાં જે ઢળ્યા હતા તે, તરત બેઠા થયા ॥ ૧૫ ॥ આંધળાનેજેમ આંખ આવે, પાંગળાને જેમ પાય; મુગાને જેમ જીભ્યા આવે, તેવું પાંડવને થાય ॥ ૧૬ ॥ પ્રભુને દેખી પ્રેમ પ્રગટયો, લળી લળી લાગ્યા પાય; પીડા વઇકુંઠ વીશે પધારયા, અમારી શી ગત થાય ॥૧૭॥ એટલે બોલ્યા અંતરયામી, સાંભળો ધરમભુપ; હવે કળીયુગનું રાજ બેઠું, અતી અધરમ રૂપ ॥૧૮॥ એના વારામાં સુત સતીના, નહી થાય તમથી રાજ; બેરા

જ કરવા ઇચ્છા કરશો, તો તમે ખોશો લાજ. ॥૧૯॥ ભાર તમારો ભાગી જવાનો, સત્યનો થાશે નાશ, સુકીત સત્રળું ધોવાઇ જાશે, પુરણ પામશો ત્રાસ. ॥૨૦॥ યુગ પ્રમાણે બુદ્ધી થાશે, ડહાપણ જાશે ડુબી, તમોને એ અનુભવ નથી; કળીયુગ કેરી ખુબી. ॥૨૧॥ સત્યવાદિનું સત્ય છોડાવે, અસત્ય પંથ ચડાવે; વાહાલામાં વીખવાદ થાયે, ખોટી લડત લડાવે. ॥૨૨॥ મુનીને નાંખે ગબડાવિ, ડાહ્યાનું ડહાપણ છુટે; પીતા પુત્રને સાસુ વહુને, માન મરીયાદા ટુટે. ॥૨૩॥ એવાં અનેક અપલક્ષણો, કળી તણાં કહેવાય; એવા યુગમાં સત્યવાદીથી, શી રીતે રહેવાય. ॥૨૪॥ માટે તમોએ રહેવું ન ઘટે, ઓરે કુન્તી તન; રહેશો તો કુબુદ્ધી થાશે, પડશે ઘણાં વિઘ્ન. ॥૨૫॥ સુકીત સત્રળું ધોવાઇ જાશે, થાશે પાપનો પાહાડ; તે પાપને લીધે ભોગવશો, નરક કુન્ડનો ખાડ. ॥૨૬॥ વળણ. ॥ ભોગવશો કુન્ડ નરકનો, તેમાં નહી મીન મેશ; વલ્લભ વદે એણી રીતે, કીધો હરી ઉપદેશ.

## કડવું ૨ રાગ સામેરીનિ ચોપાઇ.

બોલ્યા જયમુનિ મુખ વાણિ, રાજા સાંભળ ઉલટ આણી; કીધો ઉપદેશ હરીએ જ્યારે, થયા ઉદાશ પાન્ડવ ત્યારે. ॥ ૧ ॥ બોલ્યા યુધીષ્ટર મુખવાણી,તમે સાંભળો પુરશ પુરાણી;હવે અમારે કહો કેમ કરવું,આ યુગથી કેમ નીસરવું. ॥૨॥ આ પંચભુતોની દેહ, કેમ કરિને તજીએ તેહ, વીશથી કાયા તજીએ આપ, લાગે આત્મહત્યાનું પાપ. ॥૩॥ માટે શી રીતે દેહ તજવો, શ્રષ્ટી છાંડવા સમો સજવો; તેનો બતાવો કાંઇ ઉપાય, દેહ તજતાં પાતક નવ થાય. ॥૪॥ ત્યારે બોલીયા અંતરયામી, મનમાં અતી આનંદ પામી; તમે સાંભળો કુંતિના તન, અહુ બુદ્ધી તમારી પાવન. ॥ ૫ ॥ માટે આ યુગ વિશે તમારે, રહેવું ઘટે નહી લગારે, વીશ વડે તજો તમો દેહ,તેણું પાતક લાગે તેહ. ॥ ૬ ॥ પણ શાસ્ત્ર તણો આધાર; દેહ ત્યાગ કરો આ વાર; તેનું પાતક કદી ન લાગે, કહુ તેથી સંદેહ ભાગે. ॥૭॥ કાશીમાં કરવત મુકાવે, તેને આત્મહત્યા નવ આવે; વળી ભૈરવજવ જે ખાય, તેને પણ પાતક નવ થાય. ॥૮॥ સતી નારી સ્વામીની સંગ, કરે દહન પોતાનું અંગ, તેને આત્મહત્યા નવ લાગે, ભવોભવનાં પાતક ભાગે. ॥૯॥ વળી કોઇજન જાયહેમાળે, જઇશરીર પોતાનું ગાળે, નહી તે જીવને જરા પાપ, શાસ્ત્ર આધારે સજો આપ. ॥ ૧૦ ॥ માટે હીમાળે તમે જાવો, હવે

સ્વર્ગ નીવાશી થાવો; નથી હવે આ અવનીમાં મઝા,તેથી તમને આપુછુ રજા. ॥૧૧॥ આતો કળીયુગનું થયું રાજ, નહી રહે કોઇની લાજ; તવ યુધીષ્ટર વદયા એમ, કરતો હશે કળયુગ કેમ. ॥૧૨॥ એવા ગુણ લક્ષણ કહો અમને, એટલો શ્રમ દઇએ તમને, તવ શ્રી મુખ બોલ્યા વાણી તમો સાંભળો ઉલટ આણી. ॥૧૩॥ દીન દીન કળી કેવો થાશે એનું જોર ઘણું વધિ જાશે; તે વારે ચારવરણ બોળાશે, ચારે આશ્રમ ધુમ થઇ જાશે ॥૧૪॥ બધિ વરણવીને કહુ બીના, સુણો લક્ષણ કળી પાપીના, તન મન ધન અનમાં કળી, કરશે ભેગો મળી. ॥૧૫॥ સુણો ચારે વરણની રીતિ, તમે પામી જશો ભયભીતી: તવ ધરમરાજા એમ બોલે, થાશે વિપ્ર વરણ શા તોલે, ॥૧૬॥ તવ કૃષ્ણજી વદયા વચન, સુણો યુધીષ્ટર રાજન; થાશે વીપ્ર ઘણા અદેખા, નહી જોઇ શકે કર રેખા. ॥ ૧૭॥ નહી જાણે જોતીશ વિદ્યાય, કરશે માંહોમાહી નીંદાય; નહી ભણે શાસ્ત્ર કે વેદ; ભણશે તો રેહેશે ભેદ. ॥૧૮॥ નહી સમજે તત્વજ્ઞાન, એવા નીકળસે વીદ્વાન મોહોટાં ટીલાં ટપકાં કરશે, કોટે માળાયો ઘાલી ફરશે. ॥૧૯॥ વળી ભસ્મનો રાખશે ભબકો, લોકને ધુતવાનો હબકો; જ્યાંથી ત્યાંથી લક્ષમી લેવી પાય માટે આશીશ દેવી. ॥ ૨૦ ॥એક કોડીનું મળે દાન, તેથી કહેસે હજો ધનવાન; પુત્રવાનને આયુશવાન, ઘણા પ્રસન હજો ભગવાન ॥૨૧॥ જુજ કીમતે મો હોગુ આપે, તેવું બોલ્યું ઇશ્વર નવ થાપે; તેથી જુઠું પડશે વેણ; થોડું લેઇ ઘણુ કહે કેણ ॥૨૨॥વળી ગોર થઇ ઘેરઘેર, વરને દાસપણાની પેર, યજમાનોના બાળ હીચોળે, અધાવે મુતરાવે ખોળે ॥૨૩॥ વળી તેડી તેડીને ફરે; શેવા ચાકરી સારી કરે; વળી કાકા બાપા ઓચરે, એમ દાસપણે પેટ ભરે. ॥૨૪॥ જુનાં ઉતરેલાં વસ્ત્રો માગે, ટેકીલાની વ્રતીઓ ભાગે; નાંખે ઉપરા ઉપરી પડતું બોલે યજમાન આગળ રડતું. ॥ ૨૫ ॥ નીંદા અવર વીપ્રની કરે, પોતાનું સારૂ ઓચરે, હોય યજમાનને ઘેર ટાણું, ગોર જાણે હું વૈભોગ માણું, ॥૨૬॥ જાણે પોતાના ઘરનું વરે, એવી રીતે કારભાર કરે; પોતાનાં સગાને નોહતરે, બીજા જમે તો સોસના ધરે. ॥ ૨૭ ॥ પેટ ને પાછું બળી જાય, હાયહાય બીજા કેમ ખાય; કરાવે રશોઇ રહી પાસ, બંદ વરે તો પડે ત્રાસ. ॥ ૨૮ ॥ એમ યજમાનનું ઉગાર, વાહાલા થવાંને મન ધારે; કરે તેરડ ખરેખરી, બ્રાહ્મણોને ગળે દે છરી, ॥ ૨૯ ॥ કરે દંતિયા વિપ્રને દેખી; પેટ પાસાં નાંખે સેકી; વળી મારવા માટે ઊઠે ભબડાટ કરીને રૂઠે. ॥ ૩૦ ॥ આવાને જમાડે શું થાય, એમ યજમાનને

કહેતો જાય, જોજો વધારે લેજો વિચારી, છાંડસો તો ટટો ભારી ॥ ૩૧ ॥ કહી શાક ઓછું મુકાવે, શાક ભાજી થોડી પીરસાવે; કોઇ ભોજનમાં લે ભાત, તવ કરે ટંટાની વાત ॥૩૨॥ પુછે છે જજમાન જમનાર, માટે મુકો લગાર લગાર, કહી યજમાનનું ભલુ તાકે, બ્રાહ્મણોને ભુખ્યા રાખે ॥૩૩॥ વધારે શાક ભાજીને ભાત, પછી જાય નીચ વરણને હાથ; પણ વીપ્રોને નવ દે ખાવા, યજમાનોને વાહાલો થાવા ॥૩૪॥ એવા કરમચંડાળ થાશે, વણ નહોતરે જમવા જાશે; પેટ માટે પડતાં નાંખે, રાજા ધીરાજા મુખ ભાંખે ॥૩૫॥ કહેશે નાદાર ને દાતાર, હાથ ધરશે વારોવાર; ભીખ માગશે ઘેર ઘેર, કરશે મહેનત બહુ પેર ॥૩૬॥ બેસશે લોકને ઘેર અડી, સ્વાસ ખાશે નહી એક ઘડી, મોહોઢામાં જીભડી નહી ચાલે, ઘરધણી કળકળી આલે ॥૩૭॥ સાંભળે નીચના ટુંકારા, ખાશે બાળને હુંકારા લોક ધક્કા મારીને કહાડે, તોહે આપો આપો બરાડે ॥૩૮॥ નહી ચાલે ધરમને એઇ, કરે નાતતણી રસોઇ; થાય ભ્રષ્ટાભ્રષ્ટ કદાપી, તોહે બોલે નહી મુખ પાપી ॥૩૯॥ બોલે યજમાનની હાયે હાય, શુદ્રનું અડયું ઢાંકવા જાય; ગણે નહી એંઠી જુઠીનો બાધ, ન ગણે જગતનો અપવાદ ॥૪૦॥ જયાં ત્યાં જજમાન કરવો રાજી, પાઇ માટે પડે બાહાજી; વાહ્ય વીપ્રને વાહાણું જેવારે, ઉઠે પરાઇ આશાએ તારે ॥૪૧॥ રાખે નોહોતરા તણી આશા, નવ હોય તે નાંખે નીરાશા; ભાળ કાઢવાને કેહેડ બાંધે, ન હોયે તો મધ્યાને રાંધે ॥૪૨॥ નીસાસા નાંખી ઘરમાં ખાય, એવી વીપ્રોનિ બુદ્ધી થાય; હોય વીપ્રની રસોઇ જયાંય, આવે યજમાનનું બાળ ત્યાંય ॥૪૩॥ કદિ ખાવા ને માગે બાળ,વીપ્ર આપવા ઉઠે તે કાળ,થયું હોય ન બ્રહ્મ ભોજન, આપે તે પહેલાં રાંધેલું અન્ન ॥૪૪॥ નહી બાળકની ચીંતાય, એમ બોલીને વહાલા થાય; રાખે જમાડનારની શરમ, ખુએ પોતાનો કુળ ધરમ ॥ ૪૫ ॥ વલણ ॥ ધરમ ખુએ પોતાતણો, પાપ ન ગણે લવલેશ; વલ્લભ વદે શ્રોતા સુણો, વિપ્ર ચરચા વીશેશ.

## કડવું ૭ રાગ સામેરિનો દોહરો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું યાન પરવ મહીમાય ॥ ૧ ॥ વીશેશ ચરચા વીપ્ર તણી તને, સંભળાવું રાજન; એ બધાં લક્ષણ કળી યુગ કેરાં, વીહ્વળ ટરે મન

॥૩॥ શુકલ થઇને શુદ્રનું જમે, લે સરવનું ધાન; ઇશ્વરે ઉંચ પદવિ આ પેલી, તેનું નહી અભીમાન ॥ ૧ ॥ વીપ્રો વીપ્ર પણું દરશાવા, નીત્ય કરે શટ કરમ; પણ પોતાની જાતી તણો, ધરબોળ ઘાલે ધરમ ॥૪॥ ભમભચો ળે ટીલાં તાણે, પણ જાતી ધરમ ન પાળે; લક્ષમી માટે લપોડ જેવા, પોતા નો અવતાર બાળે ॥ ૫ ॥ દસ શુદ્રનું રાંધીને પોતે, એક કરે ભોજન, પઇ દક્ષણા માટે બ્રાહ્મણ બને, કુટીલ કપુત તન ॥ ૬ ॥ યજમાન જાણે વીપ્ર જમાડયો, એમજ વાડવ જમે, યજ્ઞ યાગાદિક હોમ હવન, સોધવા સારૂ ભમે ॥ ૭ ॥ પાઠ પુંજા કરવાનું, મળે એવી આશા ધારે; જો કોઇ બેસાડે પાઠ કરવા, તો ત્યાં ગપાટા મારે ॥ ૮ ॥ હોઠ ફફડાવે પાઠ બતાવે, જીભ ભમે દો દીશ; યજમાનને અવળુ સમજાવે, પ્રપંચથી અહરનીશ ॥ ૯ ॥ હોમ હવનમાં પોતાના પક્ષના, વીપ્રને લેઇ જાય, ન આવડયાની નહી કંઇ નીંતા, વરૂણમાં ગણાય ॥ ૧૦ ॥ અભણ સગાને વરૂણમાં લે, તેને બતાવે કેવું; ગઉમુખીમાં હાથ ઘાલી રહેજે, ચાલશે પોગળ એવું ॥ ૧૧ ॥ એમ હાથે કરિ કરશે ઉંધું, બ્રાહ્મણ કળીયુગ કેરા; અતી અરીરચા લાલચું લોભી, લંપટ મારે ફેરા ॥ ૧૨ ॥ પાઇ મલે તો સોમ જનોને, કરણ રાજા કહી બોલે; યજમાન આગળ યાચના કરે, છો તમે માબાપ તોલે ॥ ૧૩ ॥ અમારે આશરો છે તમારો, ભીખારીના બોલ કાડે જીવાશે અમારો છે તમ થકી, કરજોડી શીશ નમાડે ॥ ૧૪ ॥ નીચાં નીચાં દાનજ લેને, કરે પ્રેત ભોજન; શુદ્રનું સુતક ગયા પહેલાં, રાંધી જમે તેનું અન ॥ ૧૫ ॥ નિચ જાતો સાધુમાં મુડાઇ, આવે નગ્રની પાસ; તેનો મહીમા વીપ્ર વધારે. પોતે થાયે દાસ ॥ ૧૬ ॥ સાધુ જમે તેનિ જોડે જમવા, પુરણ આશા રાખે; ટેલ ટકોરા ઘેર ઘેર કરે મહાતમા છે એમ ભાંખે ॥ ૧૭ ॥ જ્યાં ત્યાં મહીમા વધારીને, જોડે જમવા જાય; ચારિ રીતે શેવામાં રહી, વધારે મહીમાય ॥ ૧૮ ॥ પહેલું પીરસવાનું બ્રાહ્મણને, સાધુને પીરસાવે, વીપ્રોને પહેલું જમવા ન દે, સાધુને ખવરાવે ॥ ૧૯ ॥ ચંદન ચરચાવે સાધુને, આરોપાવે હાર; નાચને પાશે રહી નમાવે, વાડવનો કુંમાર ॥ ૨૦ ॥ પોતાનું ભુપણ પોતે ખોઇને, પરને ઉપમા આપે, ત્યાંયજ ગોલાની શેવા કરાવે, જાતે જાતનું કાપે ॥ ૨૧ ॥ જાતે જાતનું પોત ઉઘાડે, અન્યને છીદ્ર બતાવે; પોતે પણ દેખાય એવા, હાથે કરીને જણાવે ॥ ૨૨ ॥ જાતે જાતની જાત જણાવે, આંખમાં અદેખાઇ; પટપંચ ને જુઠ ડગલે ડગલે, કપટ કાળજામાંઇ, ॥ ૨૩ ॥ એમ અતી અવગુણ ભરેલા, નીપજે વાડવ સુત;વ્યસની વ્યભી-

ચારી ને વાંકા; વળી આકળા ભુત. ॥ ૨૧॥ બ્રાહ્મણ કેરી ભામનિઓ તે ભમસે ઘેરે ઘેર; ખભે ખડીયા નાંખીને ફરસે, પુરૂષ કેરી પેર ॥૨૫॥ સુદ્રાની સુવાવડ કરસે, કૈંકના કાછવા ધોશે; સુદ્રનાં એઠાં વાસણ ઉટકે ધનકાજ વાંકુ જોસે, ॥ ૨૬ ॥ ઘેર ઘેર જઇ રાંધણું રાંધે, નહી ગણે સુતક છોશ; હશી રમી જજમાનો રીજવે ધારે ન દલમાં દોશ, ॥ ૨૭ ॥ ઉધાં ચતા વેવીશાળ કરાવે, કંઇક તણા છંડાવે; કંઇક તણાઘર ભંગાવે; ને કંઇકના ઘર મંડાવે. ॥૩૮॥ એવી અતી ઉતપાતવાળી, વીપ્રની વામા થાશે; બ્રાહ્મણોનાં બાળક તેનો, દુરીજન સંઘે જાશે ॥૩૯॥ બેઉ છેડે પીતાંબર પેહેરે, વીચીત્ર રાખશે કેસ; લેલાટ લુખાં લઇને કરશે, ધરશે યવનનો વેશ, ॥ ૩૦ ॥ રાજદુતો થઇને રહેવાના, વીચીત્ર વેશ કરશે; વરણમાં નહી ધરણમાં નહી, એવા થઇને ફરશે. ॥૩૧॥ માહારાજ કહેનો માઠું લાગે, રખેતો ભીક્ષુક ભાળે; ઉપવીત દેખાય નહી માટે; કેટે કે કેહેડે વાંટાળે, ॥૩૨॥ એવી રીતી વીપ્રની થાશે, એરે કુન્તી તન; કળીયુગ કુબુદ્ધી દેવાનો, કેહે છે જુગજીવંન. ॥ ૩૩ ॥ હવે ક્ષત્રી નંદન કેરી, બુદ્ધી બતાવું તમને; કળીયુગમાં કેવા થાસે તે, કેહેવા ઇચ્છા અમને ॥ ૩૪ ॥ વળી ઇચ્છા છે કહેવા તણી, સુણો યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, શ્રવણ કરો શ્રોતાય. ॥

---

## કડવું ૪ રાગ ધન્યાસરીનો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીરતારી તુજને સંભળાવું, યાન પર્વ મહીમાય. ॥ ૧ ॥ કળીયુગમાં કેવા ક્ષત્રી સાંભળો કુન્તી તન; એમ કહીને કહેવા લાગ્યા પોતે જુગજીવન, ॥૨॥ ક્ષત્રીપણું ખોઇ બેસવાના; થાશે બહુ બળહીન; બાણ વીધા સફળ થવાની જાતીમાં ભેદ ભીન. ॥ ૩ ॥ કાયરપણું પુરણ થાશે, વ્યસનમાં તદરૂપ; સત્તા સઘળી બેશશે ખોઇ, માંથ્યા કેહેવાશે ભુપ, ॥ ૩ ॥ રંગ ભોગમાં રાત દીવસ રેહેશે, નહી રાજપાટનું ભાન; નોકરી કરિ પેટ ભરશે, છોડશે કુળ અભીમાન. ॥ ૫ ॥ ટંટાથી નાસશે ત્રાશીને, પરાણે પેટ ભરશે; જાત કજાત કાંઇ નહી જુએ, રૂપ જોઇનાર વરસે. ॥૬॥ તેમાં વરણશંકર પ્રજા, ઉત્પન્ન થાસે અતી; ધરમ ધ્યાનમાં પુન્યદાનમાં, પાછી પડસે મતી. ॥૭॥ માંનસે ભાટ ચારણ ઘડવીને, બ્રાહ્મણને દુઃખ દેસે; વેદ શાસ્ત્રને માનશે જુઠાં, નાસ્તીકનો પંથ લેશે. ॥ ૮ ॥ યજ્ઞ યાગાદીક

ઉંચા મુકી નાયકાથી લે લાહાવો; દેવદેવસ્થાન માનશે જુઠાં કળીયુગ આ વશે હાવો. ॥ ૯ ॥ દેવ વિપ્રનાં વરશાસનો, મુળમાં નાંખશે તોડી; લડવઇયો સામો હશે તો, તેને રહેશે કરજોડી. ॥ ૧૦ ॥ વીપ્રની વિદયાની લેશે પરિક્ષા શ્રદ્ધા નહી રહે મનમાં, લક્ષમી લલનાનો લાવો લેવા, ચટપટી રાખશે તનમાં ॥ ૧૧ ॥ આફીન વીપ્રોનાં વચનોપર, રહેશે નહિ લગાર, ગઉ બ્રાહ્મણોને તીછકાર કરશે, થાશે ગરવિ ગુમાર. ॥ ૧૨ ॥ ન્યાય વિદ્યા તો નાશજ થાશે, પક્ષપાત કામ કરશે; યવન કેરા ધરમ ઉપર, પ્રેમ અતી આદરશે ॥ ૧૩ ॥ એવા અતી અવગુણવાળા, કળીયુગ પાપો કરશે; હથીઆર વીના ઠાલે હાથે, હાસપણે પેટ ભરશે. ॥ ૧૪ ॥ એવી રીતી ક્ષત્રી કેરી, ઓર ધરમ રાજન; હવે વૈશ્યની રીતી બતાવું, કહે છે જુગજીવન. ॥ ૧૫ ॥ વૈશ્યની વીપ્રિત બુદ્ધિ બનશે, છોડી દેશે મુળ ધરમ; નારીની ખોટે નાદાર થઇને, ઉપજાવશે નીચ કરમ. ॥૧૬॥ નાતરાંનો રીવાજ કરશે, સ્વારથથી બ્રહ્મ ભોજન; ભીક્ષુક જનને કાઢશે પાછો, નહી દે મુષ્ટી અન. ॥૧૭॥ બ્રાહ્મણોનાં છીદ્ર જોસે, કરસે અતીસે નિંદા; ધુતારાનો માંડસે ધંધો, નહી શીખે ગણીત વીદ્યા. ॥૧૮॥ નોકરી કરવાની થાસે મરજી, રાજી પરને નડયામાં; વેહેવાર છોડી વેહેપાર જાસે આળામાળા લડાયામાં, ॥૧૯॥ અનાદીના જે નહી ગુરૂ, તેને ગુરૂ થાપે, જગત ગુરૂ વિપ્ર છે તેને, એક ચપટી નવ આપે ॥૨૦॥ જમણ વેહેવાર બ્રાહ્મણ સાથે, બાંધસે ઉલટ આણી; કારભાર કરસે ઘરમાં પેસી, પણ મન લેવાનું તાણી. ॥૨૧॥ હસાલી ખાશે દગા કરીને, મીઠું મીઠું મુખ બોલી; નહી જુએ બ્રાહ્મણ નહિ જુએ ભગનિ, ધુતસે ફોલી ફોલી. ॥૨૨॥ લોકોનું નાણું માંડશે જમે, દેખાસે પુરણ કૃપાળુ; પેટ ટાઢું રાખીને પાપી, કાઢી દેસે દેવાળું ॥૨૩॥ ધરમને નામે ધન મેળવીને, તેમાંથી પેટ ભરસે; ધરમતણું ધન જમે માંડીને, વ્યાજનો વેહેપાર કરસે. ॥૨૪॥ જગતમાં દેખાડવાને સારૂ, વ્યાજમાંથી થોડુ ખરચે; પછી ચોખાઇપણું દરશાવવા વારતા વીશ્વમાં ચરચે. ॥૨૫॥ અમે તો ધરમાદા કામ કરીએ, જ્યાં ને ત્યાં એવું ભુકે; જાણે કે લોક પ્રમાણીક જાણી, થાપણ મુજ ઘેર મુકે ॥૨૬॥ એવા ડોળથી ઓળવે નાણું કુમારગપર ચઢસે; ધર્મના કામનું કારભારૂ કરી, પોને પચાવી પડસે ॥ ૨૭ ॥ જ્ઞાતી ભોજન ભારે કરસે બ્રહ્મભોજનમાં ટાંચું; અજોઠવાડમાં વીપ્ર બેસાડે, એ કથની કયાં વાંચું ॥૨૮॥ જમત ભયથી ભોજન કરાવે, દુનિયાના ડરથી દે દાન; પ્રીત્યર્થે કાંઇ કરે નહી, કરે મેળવવા માન. ॥ ૨૯ ॥ ખોટા તી-

લક તાણી ફરશે; કરશે છાપાં અંગ; મીથ્યા માળાઓ કોટમાં પેહેરે, દેખાડે ભક્તીનો રંગ. ॥ ૩૦ ॥ વેસધારીને વીશેશ માને, ચમત્કારીને શોધે; એમાં કુમારગે જવાના, નહી ચઢે સત્ય બોધે. ॥ ૩૧ ॥ અતી અનરથ આદરવાના, દિનતા દયા ન લેશ; અતી અવગુણ કળીયુગ વીશે, વરણવી ન શકે શેશ. ॥ ૩૨ ॥ ચારે વરણની એવી રીતી, કળીયુગે કુપંથ થાતા; ચારે આશ્રમ કેવા થાશે, તેની કહુ હવે કથા. ॥ ૩૩ ॥ બ્રહ્મચારિને ગ્રહસ્થાસરમી, વાનપસ્ત સંન્યાસી; તે તણી કેવી રિતી થાશે, જે તે તારણ તપાસી. ॥ ૩૪ ॥ ભરમચારી એવું નામ ધરિને, વધારશે પંચ કેશ; એના લોભી ધનના લોભી, મીથ્યા રાખવો વેશ. ॥૩૫॥ ધામ બાંધીને ધંધા કરશે, હરશે પરાયાં વીત; જોતીશ જોશે વધદાં કરશે, ઠરશે દારાપર ચીત. ॥૩૬॥ તીલક માળાના કરી ચાળા, ગાળા ગરથના લેવા; કળીયુગ કેરા ભરમચારી તે, થાશે ગુણના એવા. ॥ ૩૭ ॥ગ્રહસ્તી લોકો કેવા, નીપજશે સાંભળો ધરમરાય; ભગતનું કે ભરમચારીનું, ધન ફોસલાવી ખાય. ॥૩૮॥ પ્રસાદની નીત રાખે આશા, એવા લંપટ થાશે; જગતને જણાવવા માટે, તીરથ યાત્રા જાસે. ॥ ૩૯ ॥ નહી કરે ધરમ બાંધશે કરમ, કઠીણ કાળજું કરશે; પછી પોતાના દેશમાં આવી, યાત્રાવાસી થઇ ફરસે. ॥ ૪૦ ॥ ગંગાપુજન કરવું ધારી, સગા સહોદર તેડે; નાત સગાંનાં સીધાં મગે, ભરામણો ને કેડે ॥ ૪૧ ॥ લોકીક લાજે ગંગાપુજનની, વિપ્રથી વીધી કરાવે; તેમાં પોતાના સ્વારથવાળા, વિપરોને નોહોતરાવે. ॥ ૪૨ ॥ એક નોહોતરો મેહેતાજીને કે, છોકરાને ભણાવે;બીજા નોહોતરો જોશીનેકે,વરસફળ ઉપજાવે.॥૪૩॥ ત્રીજા નોહોતરો વધદ ઘરના, વખતે અઉષધ આપે; ચોથા નોહોતરો ગોર ઘરના, છોકરાના વીવા થાપે. ॥૪૪॥ પાંચમા નોહોતરો પાડોશીને, કામકાજે કેહેડ બાંધે; બીજા ઓળખીતા કાહાડે સોધી, આવી રાંધણ રાંધે. ॥૪૫॥ વળણ. ॥ વિશેષ વારતા ઓચરૂ, સુણજો શ્રોતાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીયુગનો કુંદન.

---

## કડવું ૫ રાગ ચોપાઇનો ચાલ.

બોલ્યા જયમુની મુખવાણી, તમે સાંભળો ઉલટ આણી; ધાસે ગ્રહસ્થીજન વળી કેવા, કરાવે વીપ્રો કને સેવા. ॥૧॥ વળી ઘેર આવે વીવા ટાણું, તવ કાઢે વાવરવા નાણું; તેમાંથી નહી કાંઇ પુન્યદાન, બનેમલપતા મસ્તાન.॥૨॥વગડાવે વાજીત્રો નીશાન,ધરે ધનવંતનો અભીમાન;ઘેર માંડે

વડા બંધાવે, વળી ખાનપાન બહુ રંધાવે. ॥૩॥ અતિ સાહબીના ઢોંગ મચાવે, વળી નાયકા લાવિ નચાવે; વળી ફટાણાં ગીત ગવરાવે, કાંઇ ધર્મ તો ધ્યાનમાં નાવે. ॥૪॥ કદી વરૂધનું મરત્યુ થાય, તેની પુરે રૂડી સજયાય; તે તો કેહેવાય સજયાદાન, આપે ભમનીને દેઇ માન્ય. ॥૫॥ સગા વહાલાને રાજી કરે, વીપ્ર સાથે વાંકુ ઓચરે; વળી પરઠ સજયાદામ, એવી બુધી થાસે હરામ ॥૬॥ વળી જગતમાં સોભા લેવા; વિપ્રના દામ વિપ્રને દેવા એવિ ગ્રહસ્તીની થાશે દ્રષ્ટી, તેથી નહી થાય મેઘની વ્રષ્ટી ॥ ૭ ॥ કુડાંકરમોથી વેઠશે કષ્ટી,એમ દુભાસે આખી શ્રષ્ટી; હવે વાનપ્રસ્તનીરીત,।તુ તો સાંભળજે દઇ ચાત ॥ ૮ ॥ વાનપ્રસ્ત છું જગતમાં કહેસે,પણ નગ્ર સમીપે રેહેશે, રાખસે ગ્રહસ્તિની રીતી, નહી ધારે ભગવત ભીતી ॥ ૯ ॥ કળીમાં વાનપ્રસ્તી કોય, કોટી જનમમાં એકજ હોય; હવે સંન્યાશીની પેર ભટકે કળીમાં ઘેર ઘેર ॥૧૦॥ દેવાદાર કે દુખનો ત્રાશી; કાંઇ કષ્ટે થશે,સંન્યાશી; નાહીની વયમાં નહી અધીકાર,તોહે થાશે સંન્યાશી સાર ॥૧૧॥ હરી ફરીને ભગવો વેશ, મનમાં શ્રદ્ધા નહી લેશ; રાખશે બ્રાહ્મણ પર દ્રેશ, વળી પર સુખથી અતી કલેશ ॥૧૨॥ થોડાદીન ગ્રહસે દંડ, પછી પ્રપંચના પાખંડ, પરમ હંશની દીક્ષાલેસે, ઉંચ નીચને ઉપદેસે ॥ ૧૩ ॥ વળી સેવક મુડશે ઝાઝા, ખાઇપીને રહેસે તાઝા; જેનું ભોજન જમશે, વળી રામા સંગાથે રમસે ॥૧૪॥ કરસે કામનીને અંધ; વળી રૂએ રૂએ રમે ક્રોધ, રેહેવાનાં રૂડાં બાંધસે ધામ, લેસે ઢોલીયામાં આરામ ॥૧૫॥ વળી પંખીને પવન ચક્કી, બધિ વાતે રહેવાના નક્કી; થાસે જગત સાથે જક્કા, રાખશે બુદ્ધિ બહુ પક્કી ॥૧૬॥ વ્હાલાં પુષ્પ અને ચંદન વાળી પ્રીય; પોતાનું વદન; અતિ માન્યને મોટાઇ ગમે, ભોગવે નહિ કષ્ટ કો સમે ॥૧૭॥ એવા અતિ વીકારી થાસે, નહી જાવાને સ્થળ જાસે; કોઇ ઉવેખે તેને બાહાજે, લઢતાં વઢતાં નહી લાજે ॥૧૮॥ પોતાનું બોલ્યુ કરસે સાચું;અન્ય જનનું પાડસે કાચું, પોતાનાં જે જન્મ ચરીત્ર જાણે દેશ જ્ઞાનીને મીત્ર ॥ ૧૯ ॥ માટે જન્મ ભોમી છોડી દેહ, બીજે દેસે જાસે વેશ લેઇ; જઇ સાધુપણું બતાવે, મુઢ જનોના મનને ભાવે ॥૨૦॥ અગનાનીને માને દેવ, નવ જાણે મુળની ટેવ; તેથી પડે પાપીને પાય, તેની જોડે નરકે પળાય ॥ ૨૧ ॥ વળિ કળીયુગમાં સાધુ વેશ, ધરી ફરશે દેશ પ્રદેશ, વિદેશ જંગી ભંગીપણું ઘણું રાખે;નારી વીનાનીશાસ્ત્ર નાંખોરરાપણ જગત આંધળું થઇ, કરશે શેવા સમીપ જઇ

નહી જુએ તેની કરણિ, દરે વીખાણુ વાતે વરણી ॥૨૩॥ એવું કરશે કળીયુગ પાપી, સત્યની વાત નાંખે ઉથાપી; વળી અસત્ય પંથ જ્યાં હશે, સત્ય સરખે કળીમાં થશે ॥૨૪॥ એ તે કળીયુગનાં પાખંડ, સાચા જનને દેશે દંડ, કળી અવળું સુઝાડે, સત્યવાદીને જુઠા પાડે ॥૨૫॥ હશે વ્રતઆરી કોઇ સાચો, પણ તેને કેશે સહુ કાચો, હશે વેશધારી પાખંડી, તેને નમશે દુનીયાં ગંડી ॥૨૬॥ એવી કળીયુગ કેરી રીતી, ઘણી થવાની અનિતી; ત્રણી થવાની અનીતી; ઘણો કરતા નથી વીસ્તાર, કરીએ તો ન આવે પાર ॥૨૭॥ વળણ ॥ પાર ન આવે કળી તણો, સુણો શ્રોતાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, પરમ કથા પાવન.

---

## કડવું ૬ રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય;વીસ્તારી તુજને સંભળાવું, યાન પર્વ કથાય ॥૧॥ કળીયુગ કેરા ભુપતી તે, રહીયતને દુઃખ દેશે; હરામની નજર રાખીને, સરવનું ધન લેશે ॥૨॥ પ્રજાની નારી પુત્રી સરીખી, તે શું કરે કુદ્રષ્ટી; મેગરાજા દેખા દેશે પણ, નહી કરે જળ વ્રષ્ટી ॥૩॥ અવનીમાંથી રસકસ જાશે, અન પાકશે નહી પુર; અન તણો પાક દેખાશે તો, ઉતરશે અધુરૂ ॥૪॥ પીતા પુત્રી શું જાર રમશે, રમશે ભગની ભ્રાત; પુત્ર પત્નીને વશ થઇને, મુકીને દેશે માત તાત ॥૫॥ નર છોડશે પરણી નારીને, નારી છોડે નર તેહ; વ્યભીચારણી ચાહ્ય તેમ વરતી, ભ્રષ્ટ કરશે દેહ ॥૬॥ ધનવંત લોકો જમે માંડીને, ગુહા કરશે ટાઢી; પુરણ લક્ષ્મી સપેટીને, બેસશે દેવાળું કાઢી ॥૭॥ કપટના કાગળો કરશે કપટનાં કાધા; શ્રીમંત લોકો જમે માંડીને,કાઢશે વાંધે વાંધા ॥૮॥ પીરસનારા વગીયાં કરશે, ભરશે પોતાનું પેટ; લઢીવઢીને જ્ઞાતી જાતીમાં, થઇ પડવાના શેઠ. ॥૯॥ પંકતીમાં એકજણો જમેને, એકજણો જોઇ રહેશે, ઘનના ભેગુ તેલ ભેળવી, ભોજન નઇવેદ દેશે. ॥૧૦॥ બ્રાહ્મણને ભીખારી ગણશે, દેવસ્થાન દુકાને;હોમ હવનને પાખંડમાની,રહેશે માહમસ્તાને॥૧૧॥ ગરીબ જનને મારવા ઉઠે, જબરાથી જાય નાશી; વૈશ વરણ ભીખ માગી ખાશે, થઇને તીરથ વાશી॥૧૨॥અનેક પ્રપંચ અનેક પાખંડ,અનેક કપટ બાજી; સામા જનનું દુખ દેખીને થાશે પુરણ રાજી॥૧૩॥ સામાને સુખે દુઃખી હૃદયમાં, ડગલે ડગલે ઝેરાધરના ઉપર રાખશે પ્રીતી, વ્હાલા ઉપર વેહેર ॥ ૧૪॥ જાર વર-

મને પરની નિંદા વધસે ચોરી ને ચાડી, અનેક રીતે ઉલટી બુદ્ધી, સત્ય પંથ નાંખસે કાહાડી. ॥ ૧૫ ॥ ગુરૂ દરોહી મીત્ર દરોહી, વિસેશ વિશ્વાસઘાતો; પાપના કામમાં પેહેલો થાસે, ધરમમાં મારસે લાતો. ॥ ૧૬ ॥ બાધાયો રાખી બંધન રહેસે, કહેસે આગળ કરશું; કરવું ધારે તવ જીવ ચોરીને, દેવ બંધન નીરતરવુ ॥ ૧૭ ॥ બળાતકારે બરબડીને, દેવના બંધને છુટે; તેવા જનને રજ્યા ખપ્યામાં, સાત સાંધે તેર ટુટે. ॥ ૧૮ ॥ તો પણ તેને જ્ઞાન ન આવે, એવા થસે અજ્ઞાની; જગતમાં કીરતીને સારૂ, બનસે દાની ને ધ્યાની. ॥૧૯॥ શુદ્રજાતી બહુ આચાર પાળે, શ્રદ્ધા રાખસે પાકી; ધરમ ધ્યાનમાં કુશળ રહેશે, ઉત્તમથી નહી બાકી ॥૨૦॥ ઇશ્વરનો ભય રાખશે ભારે, માનશે મનમાં કેવું આ અવતાર ભોગવીએ આવો તો પાતક કયાં લેવું ॥૨૧॥ અનેક જાતના રોગ વધશે; વઇદકશાસ્ત્ર ન જાણે; જોતીશ શાસ્ત્રો પડશે જુઠા, તરકને સરવ વીખાણે ॥૨૨॥ થોડું કહ્યામાં સમજે આજુ, ઓરે ધરમરાય; એવાં વચન સાંભળી, પ્રેમે પડીયા પાય ॥૨૩॥ યુધીષ્ટર કહે ઓરે માહારાજા, મુને પડેછે વહેમ; આટલું બધું અવરૂં થાશે, તે સત્ય માનુ કેમ ॥૨૪॥ ઉંચવરણ શું નિચ થાશે, પોતાશું પુત્ર પરહરશે, ઉત્તમ બ્રાહ્મણ નીચ વરણની, શેવા તે શું કરશે ॥ ૨૫ ॥ અસત્ય વારતા લાગે છે તુને, ઓરે અંતરયામી; એટલે ધરમ પ્રત્યે બોલ્યા પોતે કમળા સ્વામી ॥ ૨૬ ॥ નગ્રની બારણે પાંચે બંધુ, જાવો એક યોજન; ત્યાં જઇ તમે બેશી રહેજો, ધરમ પુરણ પાવન ॥૨૭॥ પછીતમારા ચાર બંધુને, મોકલો ચાર દીશે, જે દેખે તે જોઇને આવે, વાર ન કરે અતીશે ॥૨૮॥ એમ કહીને પાંચ બંધુને, મોકલ્યા નગ્રની બહાર; એક યોજન જઇ ધરમ બેઠા, કુંતીના કુંવાર ॥ ૨૯ ॥ વ્રકોદર ગયો પુરવ દીશા, ઉત્તરમાં અરજુન, શેદેવ ચાલ્યા દક્ષીણ દીશા, પશ્ચીમ માદરી તન ॥૩૦॥ ભીમ ગયો ત્યાં નગ્ર આવ્યું, તે એક દીઠી લડાઇ; બંધુએ બંધુના ઉપર સંપુરણ કરી વડાઇ ॥૩૧॥ ફરીયાદી કરી રાજા પાશે, સાંભળો અરજ માહારી; મમ પુત્રી સામાને આપીને, માટે પરણો નારી ॥ ૩૨ ॥ તે પછી માહારી નારિ ગત થઇ, હું થાઉ દુખી છેક; મમબધુની પ્રેમદાને પુત્રી થઇ છે એક ॥૩૩॥ માહારે પરણવી નથી પુત્રી, સાટામાં આપતો નથી, શું હું માહારો અવતાર બારૂં, અરજ શુણો ભુપની ॥૩૪॥ ભીમશેન એવું સાંભરીને, ત્યાંથી પાછો વળીયો ઉત્તર દીશામાં ગયો છે, અરજુનજી માહાબળીયો ॥ ૩૫ ॥ ત્યાં એક નગરી આવી, ચાલ્યો સુંસરો છેક; ઘરબાર બજાર શોભામણા પણ મનુષ ન મળે એક ॥ ૩૬ ॥ એવું જોતો ગયો

રાજ મેહેલે, ત્યાં એક હીંચોળા ખાટ; તેના ઉપર બે કાગ બેશી, રમ છે ચોપાટ. ॥ ૩૭ ॥ હંસપક્ષી નાંખે હીંચોળો, પોપટ પવન ઢોળે; ઉંચજાતી નીચની કરે સેવા, દીઠું દીવસ ધોળે ॥૩૮॥ વીસ્મય પામી પારથ ચાલ્યો, સહેદેવનું શું થાય; દક્ષીણ દિશામાં પરવરેલો, જોયો ચમત્કાર ત્યાંય॥૩૯॥ બ્રાહ્મણો બેઠા બાવળ પાસે, ચંદન પુજાથી પુંજે; મેલડી ઝાંપડીના કરે સાધન, અવર દેવ ન સુજે. ॥૪૦॥ તે જોઇ શેહેદેવજી વળ્યા પાછા, નીકુળનું સું થાય; એક ગામમાં પવીત્ર પતિ, અબળાનો માર ખાય. ॥ ૪૧ ॥ તે જોઇ નીકુળ પાછા વળીયા, જ્યાં છે ધરમરાય; યુધીષ્ટર બેઠા તે સ્થળે, આઠ કુવા ઉભરાય. ॥૪૩॥ તે ઉભરાઇ નવમા કુવામાં, પાણી ભેળુ થાય, પણ તે પ્રથવિ જળ લે ચુશી, કુવો નવ્ય ભરાય. ॥ ૪૩ ॥ ધરમે જઇને વિચાર કીધો, વરશશે મેઘ બાર, પણ પ્રથવિ જળ ચુશી લેશે, નહી રહે ભેજ લગાર. ॥૪૪॥ એવામાં ચાર બંધુ આવ્યા, પાંચે ભેળા થાય, પોત પોતાની હકીકત લઇને, પુર વિશે પળાય ॥ ૪૫ ॥ જે સ્થળ બેઠા અંતરયામી, ત્યાં આવી પડયા પાય; સરવે સમાચાર કહ્યા પ્રભુને, ધરમ કરે ત્રાહ્ય ત્રાહ્ય. ॥૪૬॥ ઓરે પ્રભુ હવે આ અવનીમાં રહેવું નથી એક દન; અમને તમારી સાથે તેડો, ઓરે જુગજીવન. ॥ ૪૭ ॥ કૃષ્ણ પ્રભુ કહે હેમ ગીરીપર, સ્થીર મન રાખી જાવો, શીખ્ખર પાસે સ્થળ છે માહારે, ત્યાં થઇને તમે આવો. ॥૪૮॥ એમ કહીને અંતરયામી, થયા અંતરધ્યાન; ધરમરાજાને ચૈત્વન ચાલ્યું, શુભ સતી સંતાન. ॥૪૯॥વળણ॥ ચઇત્વન કરે સુત સતીતણા, નથી કરવું રાજપાટ; હીમાલય માહારે જવું, પ્રભુપદ પામવા માટ.

## કડવું ૭ રાગ મારૂં,

બોલ્યા જયમુનિ મુખ વાણિ, રાજા સાંભળ ઉલટ આણી; આખી નીશા ચઇત્વન ચાલ્યું, ધરમનું મન ન રહે ઝાલ્યું.॥૧॥એવે થયો પ્રાતઃકાળ, થયા જાગ્રત સતી બાળ, તવ ધરમે તેડયા ચાર વીર, બોલ્યા બંધુ પ્રત્યે ધરિ ધીર. ॥૨॥ સુણો ભીમશેન વીરા વાત; કરશે કળીયુગ ઉતપાત માટે માહારે હીમાલય જાવું, તેથી તમને કામ બતાવું. ॥ ૩ ॥ સુખરૂપે કરજો રાજ, તમે ગાદી બીરાજો આજ; પ્રજાપુત્રની પેરે પાળો, કુળ ધરમને સત્ય સંભાળો. ॥૪॥ કરજો ગઉ વિપ્રની શેવા, રેહેજો આજ સુધિ રહ્યા એવા; વૃદ્ધ માતાને પાળજો પ્રીતે, રાખજો સર્વ બંધુને રીતે. ॥૫॥ ન્યાયમુકી

અન્યાય નવ કરશો; પ્રજાનું ધન કદી ન હરસો, થોડું કહે સમજજો ઘણુ પાપમાં પેસસો નહી ક્ષણું ॥૬॥ એવા વચન વીરનાં સુણી, બોલ્યો વ્રકોદર મહા ગુણી; મોહોટા બંધુ તમે શીખ દીધી, મેં તો માથે ચઢાવિ લીધી ॥૭॥ પણ અરજ માહારી એક, મુજ મનતણો વિવેક; કોને પ્રભુપદ વાહાલું ન લાગે, ફોગટ નીરભાગી માયા માગે ॥૮॥ જેવું પ્રભુપદ તમને વહાલું, તેવું પામવા હું પણ ચાલું;તમ સંગ આવીશું અમો,સાથે લઇનેચાલો તમો ॥૯॥ નથી રાજકાજની મમ ખુસી, હિમાલય આવવાને હુંસી; એવાં વ્રકોદરના વેણ, સણી પારથને કહ્યું કહેણ ॥૧૦॥ તમો સાંભરો અરજુન વિર, રૂડું રાજ કરો રણધીર; દ્રૂપતીને અરધંગ લેઇ, રાજકાજ કરો ચીત દેઇ ॥૧૧॥ વળતા વધ્યા પારથ વાણી, રાજ કરવું નથી કાંઇ જાણી; આતો વ્યવહારની માહા વ્યાધિ, મુને ગમતી નથી ઉપાધી ॥૧૨॥ ઘણાદીવસ કીધાં કામ, જરા ઠરી ન બેઠા ઠામ; માયા મીથ્યાને માનિ સાચી, રહી જ્ઞાન ગતી ઘણી કાચી ॥૧૩॥ માહારે આવવું છે તમ સાથ, કોને નહી વાહાલા વઇકુંઠનાથ; એવો પારથનો ભેદ જાણી, વદ્યા શેહેદેવ પ્રત્યે વાણી. ॥૧૪॥ મમ વિરા તમે જ્ઞાનવાન, માટે રાજકરો નીરધ્યાન,તમે ત્રીકાળજ્ઞાની જેશી, માટે સદા રહેશો નીરદોસી ॥૧૫॥ તવ શેદેવજી એમ કહે છે, માયામાં અજ્ઞાની રહે છે; કદી જોઇ વીચારી ચાલે, તોહે માયા ફરમતી આલે ॥ ૧૬ ॥ માટે માહારે તો રહેવું નથી. માયાની ઉપાદી અતી; હીમગીરી આવવું માહારે, બોલ્યા ધરમ રાજા ત્યારે ॥ ૧૭ ॥ કરો નીકુળ વિરા કામ, રાખો રાજગાદીનું નામ; તમો કનિષ્ટ બંધુ છોક,જોઇએ ગાદીપર એક ॥ ૧૮ ॥ તવ નીકુળ લાગ્યા પાય, હવે મુને નથી ઇચ્છાય; હુંતો આવીશ તમારી સંગ, પ્રભુ પદના અતી ઉમંગ ॥ ૧૯ ॥ પછી ધરમ બોલ્યા વાણી, તમો સુણો દ્રૂપતી રાણી;તુજ સરખી સતી નથી કોય મુજ મનને નીવરતી હોય ॥ ૨૦ ॥ આપણા અભિમાનનો તન, નામ પરીક્ષત પાવન; એને બેસારજો રાજગાદી, બીજી કરશો નહી ઉપાદી ॥૨૧॥ તમથી ઉછેરેલો એ બાળ, માટે રાખજો શુભ સંભાળ; તવ દ્રૂપતી બોલી વાણી, સુણો સ્વામીજી ઉલટ આણી ॥ ૨૨ ॥ કંથ વિના રહે જે નારી તેનો કહેવાય જગમાં વીકારી; વળી આવ્યો છે કળીયુગ પાપી, નાંખે સતીનું સત્ય ઉથાપી ॥ ૨૩ ॥ તેથી લાંછન લાગશે તમને, માટે સમજીને સંગલ્યો અમને; તેમ છતાં નહી લ્યો સાથ; તોતો પ્રાણ તજું નાથ ॥૨૪॥ તેતો સ્ત્રી હત્યા લાગે તમને, માટે હીમાલય લ્યો અમને; નારિનો કેવો છે ધરમ; તેતો તમે જાણો છો મરમ ॥ ૨૫ ॥ પરેમહાને પતી

પ્રભુ તુલ્ય, એથી અવર નહી અમુલ્ય; પતિ તજી પ્રભુને ભાલે, તેનેમુક્તિ મોહન નવ આલે, ॥૨૬॥ જમકીકર ગરદન ઝાલે, પાપ તણા ફેલાત્રો ફાલે; માટે ઇશ્વર પેહેલો કંથ, કામનીનો એ છે પંથ. ॥ ૨૭ ॥ કંથ કકળાવી મંદિર જાય, તેને બેશે ક્રીટ હત્યાય; કંથની ન કરે કાંઇ શેવા, શોધતી ફરે દેવાધી દેવા. ॥૨૮॥વઢે કંથને મહા રીસ આણી, એનો ગુણકા તુલ્ય ભગતાણી; જેમ ગુણકા પરને ઇછે, પોતાના પતીને નવ પીછે. ॥ ૨૯ ॥ તેવી સુંદરી સમજવિ સ્વામી, કંથ વિના કેઇ મોક્ષ પામી; માટે હુતો તમ સંગ આવું, તમ સેવાથી પ્રભુપદ જાવું. ॥ ૩૦ ॥ તવ જાણીયુ ધરમરાય, આતો રેહેવાની નથી હાંય; પછી ધરમે કહ્યું સુણ નારી, તુંતો આવજે સંગ અમારી, ॥૩૧॥ એમ કહીને ધરમરાય, લાગ્યા કુન્તાજીને પાય; માતા હેમગીરી અમે જાશું, તમ પ્રતાપ સુખીયા થાશું ॥૩૨॥ તવ કુન્તાને આવ્યાં આંસુ, વ્રધાવસ્થાયે હું જીવી ફાંસું; આવતુ નથી મુજને મરણ, દુભાયા કરે અંતઃકરણ ॥૩૩॥ મુજથી ચરણે ન ચલાય; હેમગીરી કેમ જવાય; વળી આપઘાત કેમ કરાય, કરૂં તો બેસે હત્યાય. ॥ ૩૪ ॥ દીકરા મુકીને મરવા જાય, મુજથી તે કેમ ખમાય; કહી રડવા લાગ્યાં માત, તવ ધરમે જોડ્યા હાથ. ॥૩૫॥ જનુની કંકાસ ન કરશો, અમને પાપમાં નવ ભરશો; આપો આગના રાજી થઇને, પ્રભુપદ પામશું ત્યાં જઇને. ॥૩૬॥ માટે આશીષ વચન બોલો, સ્થીર દલડુ રાખી નવ ડોલો, આપણો છે પરીક્ષત બાળ, તેહને થાપીયે ભુપાળ. ॥૩૭॥ રાજગાદિ બેસારીએ એને, પછી અકળામણ રહી કેને; માટે કલેશ મુકી થાઓ રાજી. તમને શું દેઉ શીખ ઝાઝી. ॥૩૮॥ એમ માતાને સમજાવી, ધાર્યું કારજ વિપ્ર બોલાવી કરાવ્યો પટા અભિસેક; રાજનીતીનો વીવેક. ॥ ૩૯ ॥ આશીરવાદ વીપ્રોના લેઇ, આપી ગાદી આશીશ દેઇ; વરતી પરીક્ષતની આણ, વધા વીપ્ર સૌ વેહવાણ ॥ ૪૦ ॥ વળતો થયો જયજયકાર, પુન્યદાન કીધાં અપાર બધી પ્રજા જોવાને આવે, પરીક્ષતને પુષ્પે વધાવે ॥૪૧॥ એમ થઇ રહ્યો આનંદ અતી, થયાં રાજી ધરમ ભુપતી; રીઝ્યા સરવે પ્રાણી માત્ર, પરિક્ષત છે ઘણો સુપાત્ર ॥ ૪૨ ॥ એનિ કીરતી ચાલી એવી, સોભે કાન્તા શશીના જેવી, જેવી સોભા યુધીષ્ટર કેરી; તેવી થઇ તેમાં નહી ફેરી. ॥ ૪૩ ॥ વળણ ॥ ફેર નહી સોભા મહી, વરત્યો જયજયકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા સાર.

## કડવું ૮ રાગ આશાવરીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, યાન પરવ કથાય. ॥ ૧ ॥ વડા પ્રધાનને શોંપણ કીધી ચલાવજ્જે તમે રાજ, અધરમ અન્યાનું કોઇ પ્રાણી, કદી ન કરશો કાજ. ॥ ૨ ॥ પુરણ રિતે પરીક્ષતને જાણજે તારો બાળ; અનાદિની એ રીતી છે, પ્રધાનથી ભુપાળ. ॥ ૩ ॥ કળી બેઠા ને દેશે કુબુદ્ધિ, પણ મન રાખજ્જે સ્થીર; તેથી ભવોભવ જય પામશોને, રીઝશે શામ શરીર. ॥ ૪ ॥ એમ પ્રધાનને શીખ દેઇને, માતાની પાશે જાય; ઓરે જનુની હીમાલય જાવા, દો અમને આગનાય. ॥ ૫ ॥ સુ ગતી થાશે અમતણી તે, માતા તમારૂં પુન્ય; સગપણ એક અવતારતણુ છે, તેમાં રહી છે નુન્ય. ॥૬॥ શેવા તમારી કંઇ નથી કીધી, જ્યાં તો કાઢયો અવતાર; અમારે દુખે દુખીથયાં છો, કેમ ભુલુ આભાર. ॥ ૭ ॥ કષ્ટી વેઠી સૃષ્ટીમાં રાખ્યા, ભોગવીયાં વનવાસ; નિરવરતીથી પાંચે પુત્રો, નથી બેઠા તમ પાસ. ॥ ૮ ॥ અતિ ઉપકાર તમતણો મા, અમથી ભુલાતો નથી; પણ હવે કળીયુગ બેઠોમાટે, આગના આપો સતી. ॥૯॥ આ અવનીમાં રહેવું ન ઘટે, પાપ થકી પેટ ભરવા, તમ પ્રતાપે સંગ્રામ જાશું, સૃષ્ટી સીંધુ નિસરવા. ॥૧૦॥ એવાં પુતરોનાં વચન સુણી, મહા દુખ પામ્યાં માત, આ શું બોલોછો આ શું બોલોછો કહી માંડયું આંસુ પાત ॥ ૧૧ ॥ અરેરે બળ્યું આ જીવવાનું; માતા પહેલા મરે પુત્ર, માહારી દ્રષ્ટીએ કેટલી વેળા, ભાગવા બેઠું ઘરસુત્ર ॥ ૧૨ ॥ ઓરે ઇશ્વર મરણ આપો, માગુ છું કરજોડી; નથી તાંતણો સુતરનો કે, તાણીને નાંખું તોડી ॥ ૧૩ ॥ પુત્ર પધારે મરવા માટે, તે કેમ નજરે જોવાય; એમ ધારીને કુંતા માતા, બહુ કરે તાય ત્રાહ્ય, ॥ ૧૪ ॥ પડ પછાડે આંસુડાં કાહાડે, બળી આ કારમી કાય; સરવ ગયું ને અભાગણી હું, રહી છું અવની માંય ॥ ૧૫ ॥ તવ રાય ધરમ એવું બોલ્યા, જ્ઞાનની ગોઠડી કરીએ; સાંભળો માતા મીથ્યા માયા, મુકી છે શ્રી હરીયે ॥ ૧૬ ॥ કોની માતા કોના પીતા, કોનાં પરીવાર પુત્ર; કોનાં બંધુ કોની બહેની, કોનાં સગાં ઘર સુત્ર ॥ ૧૭ ॥ કોની પ્રેમદા કોના પતી, કોના છે ધનમાલ; સરવ જાય છે મુકી મુકીને; કોઇ આજ કોઇ કાલ, માહારૂ માને મુરખ મતીના, નથી કોઇનો કોઇ, ઓરે માતા ભણી ગયો છું, જ્ઞાન દ્રષ્ટીએ જોઇ ॥ ૧૮ ॥ સરપ કાંચળી ઉતારે છે, પણ પોતે તેના તેજ; તેમ સહુ જીવ દેહ ઉતારે; આતમા એનો એજ. ॥ ૧૯ ॥ ન-

થી મરતો નથી અવતરતો, અખંડ આત્મા જાણે; વસ્ત્ર પ્રમાણે વપુ ઊતારે, તેમાં શું શોક આણે ॥૨૦॥ તમોને અમો હીમગીરીએ, લઈજાત અમારી સંગ; પણ ચરણે તમે ચાલી ન શકો, વૃદ્ધ તમારૂં અંગ. ॥૨૧॥ શરીર અશકત થાય તેવારે,જીવ માત્રે શું કરવું; પોતાના સ્થળમાં બેઠા બેઠા, હરી ભજન આદરવું ॥૨૨॥ શંપત પ્રમાણે પુન્ય કરવું, માયાનો તજવો સ્નેહ; સાથ સહોદર માનવા મીથ્યા મીથ્યા માનવો દેહ ॥ ૨૩ ॥ જે જીવ કહે છે હું ને મ્હારૂ, તે મોક્ષપદ નવ પામે; માયામાં બંધન રહીને ભટકાય ઠામો ઠામે ॥ ૨૪ ॥ માટે માતા અહંતા મમતા, મુકીને આજ્ઞા આપો; તમે રડો છો તે અમ થકી, જોવાય નહી અદાપો ॥૨૫॥ તવ માતાની મતી ફરીને, મનમાં લાગ્યું સાચું; નહી કોઇ માહારૂં હું નહી કોની, સગપણ સઘળું કાચું ॥૨૬॥ એવો નીશ્ચય મનમાં આણી, બોલીયા કુંતા માત; જાવો બેટા પ્રભુને પદ જજો. મુસ્તક મુકયો હાથ ॥૨૭॥ મહારાપણું જયાં જતું રહ્યું ત્યાં, નહીં હરખ કે શોક; આનંદ પામી આજ્ઞા આપી, જોઇ રહ્યું અન્ય લોક. ॥૨૮॥ પછી પાંચે પંથ ઝાલ્યો, શાથે છઠી નારી, દુનીયાને દંડવત કરીને નીકળ્યા શુભ સંસ્કારી ॥ ૨૯ ॥ મારગ જાતા હરીગુણ ગાતા, પોતે ધરમરાય; અરજુન ભીમને સેહેદેવ નીકુળ, મનમાં ઘણા મુઝાય. ॥ ૩૦ ॥ સાભળે માતા સાંભળે નગરી, સાંભળે સુખ વઇભોગ; અનેક વારતા યાદી આવે, દલમાં નડે વીયોગ ॥ ૩૧ ॥ એ રીતે ટળવળતા મનમાં, કુન્તાના ચાર તન; તે સાથે દ્રૂપતી ટળવળતી, ગયા એક યોજન ॥૩૨॥ ધરમરાજા ત્યાં ખમચાયા, બોલ્યા બંધવ પ્રત્યે. માહારે તમારે ન બને સાથે, કયાં સત્યે કયાં અસત્યે ॥ ૩૩ ॥ તમો પધારો અવર પંથે, અમે ગમે તેમ જાશું; જુદે પંથે હેમગીરીમાં સરવે ભેગા થાશું ॥ ૩૪ ॥ તવ અરજુને હાથ જોડયા, અમારો સો અપરાધ; ધરમ કહે માયા ચૈતન્ય કરવી, એ ઘણો આવે બાધ ॥ ૩૫ ॥ અરજુન કહે મોહોટા બંધુ, કરીએ તમ કહો તેમ; પણ તમને મુકીને અમોથી, અળગા ખસાય કેમ ॥ ૩૬ ॥ જો તમો અમોને તડછોડો તો, કાહાડીએ અમારા પ્રાણ; તમો કહો તે રીતે વરતીયે, સત્યજ વદીએ વાણ ॥૩૭॥ એવા દીનતાના વચન સુણી, બોલીયા ધરમરાય;મનમાં રણનું રટણ કરવું, મુખથી ન બોલાય ॥ ૩૮ ॥ મુન્ય ગ્રહી મમ સાથે ચાલો ચાર બંધુને નારી; એથી આનંદ પામીશ હું તો ગતી થશે શુભ સારી॥૩૯॥ મોહ માયા બધી મુકવી પુઠે, આગળનું આરાધન; અખંડ સુખને વી

શે જાવું, મળશે જુગજીવન ॥ ૪૦ ॥ તવ સરવ ભાઇએ નિશ્ચય કીધો, હવે ન ધરવું દુખ હીમાલય જાવું તે ઉત્તમ,માનવું સાચું સુખ ॥૪૧॥ એમ મન વાળી મુન્ય ગ્રહીને; ચાલ્યા પાધરે પંથ, મનને વીસે દ્રઢ વરતીથી, સમરે કમળા કંથ ॥૪૨॥ તાપ તડકો વાયુ વેઠે, ચરણમાં કાંટા લાગે પણ મન એવા વશ કીધા કે, દુખ જરા નવ લાગે ॥ ૪૩ ॥ ક્ષુધા લાગે તો વનફળ તોડી, રૂચી પ્રમાણે ખાય; વન વીશે સરોવર આવે, ત્યાં છીપે તરષાય ॥ ૪૪ ॥ થાક લાગે તવ ટોળે મળીને, વ્રક્ષની નીચે બેસે; આરામ લેઇને થાય છે ઉભા, પાછા પંથ પ્રવેશે ॥૪૫॥ ॥વલણ॥ વન પ્રવેશે પ્રેમથી, પુરણ ભકતીભાવ; વ્યાસ વલ્લભ વાણી વદે, ગ્રહ્યું તરવા નામ નાવ.

## કડવું ૯ રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા જયમુની મુખ એમ, સુણો જનમેજય ધરી પ્રેમ; ચાલ્યા અરન્ય શતીના સુત, જેનાથી નાસે યમદુત ॥૧॥ એવા ભજનનીધુન્ય ચાલે. માયામાં ચીત વરતી ન ઘાલે;માન્યું જુઠું સંસાર સુખ, માન્યું જુઠું દેહનું દુખ ॥૨॥ નથી આત્માને સુખ દુખ, છતાં છીયે ચૈતન્ય દેહથી પરા; આપણ દેહ સગાઇ શાની, એ અજ્ઞાનતાથી લે માની ॥૩ ॥ તે તો માયામાં રહે સદા, મોક્ષ મારગ ન મળે કદા;એવું સમજીને વનવહે પડે રજની ત્યાં પડી રહે ॥૪॥ થાય પ્રભાતને પંથ કાપે; એવી કાયાને કષ્ટી આપે, વાગે ચરણમાં કાંટા ઘણા, તેની વેદનામાં નહીં મણા ॥૫॥ પણ તે દુખ મનમાં ન ગણે,મુખ ભગવત ભગવત ભણે; રટે રામ તણું એક નામ, સમાવી દીધો ક્રોધ કામ ॥૬॥ નીરમળ મતી અતી રાખે, રૂંએ રૂંએ રામરસ ચાખે, આવે વીકટ વનનીવાટ; તેના મનમાં નહીં ઉચાટ ॥ ૭ ॥ વાંકી વાટને ટેકરા ટેંચા, ઓધ્ધા ખોપા ને ખાડા ખેચા, પહાડ પરવત ગફાને ગીરી, બીક બીહામણા ને બહુધારી ॥ ૮ ॥ વ્રક્ષ વેલી વનસ્પતી ઝાઝી, પશુ પક્ષી રહે ઘણા ગાઝી; એવું બહુ બીહામણું વન, તેમાં પરવરે કુંતી તન ॥ ૯ ॥ એવા સત્ય પણે ચાલ્યા જાય,એનો મહીમા નવ્ય કહેવાય; તેથી સ્વર્ગ તણા સહુ સુર, થયા દરશણે આતુર ॥૧૦॥ તવ ઇંદ્રરાયે કહ્યું એમ, સરવ આકળા થાવો છો કેમ, એકવાર પરીક્ષા લઇયે, પછી દરશણ આતુર થઇએ ॥૧૧॥ એમ કહી દીધા ખચાવી, પોતે અપછરાને બોલાવી, જાવો જઇ કરો નાટારંભ,કરો પાંડ

વનું સત્ય ભંગ. ॥૧૨॥ ત્યારે તમોને જાણુ સાચી. નહી તો નરૂત્ય કરનાર કાચી; એવિ આગના ઇંદ્રે દીધી, તવ નારિએ ત્યારી કીધી ॥૧૩॥ જેહ પંથે પાંડવ પળાય,આવી આગળ અપછરાય; બહુ કોમળઅંગની કામા, રૂપ રમણિક બહુ સુખ ધામા, ॥૧૪॥ કરી રહી છે થેઇ થેઇ કાર, થાય ઝાંઝરનો ઝમકાર; અતી નખરાં કરિને નાચે, જોઈ તપસ્વિનું મન રાચે. ॥૧૫॥ નજરો નજર પાંડવ દેખે, પણ મનથિ ગણે તુછ લેખે, નરૂત્ય કરી અપછરા થાકી, એણે કાંઇ ન રાખ્યું બાકી. ॥ ૧૬ ॥ પછી માન્યનિ થઇ મસ્તાન કીધું વસ્ત્ર વીનાનુંવાન; એમ માંડ ધાર્યોમનસુબા તવ પાંડવ ખમચાઇ ઉભા. ॥૧૭॥ નેત્રો મીચીને નિચું જોયુ, અરે માતા સું આ સત્ય ખોયું; તવ વારાંગના સરમાણિ, માહારિ મેહેનત થઈ ધુળધાણિ. ॥૧૮॥ બંધ રાખ્યો નાટારંગ, કર્યાં વસ્ત્રો ધારણ અંગ; પછી ગઇ સ્વર્ગ સુદને, જ્યાં સ્વર્ગવાશિ રાજન. ॥૧૯॥ ત્યાં આવીને લાગી ચરણ, સ્વામી નિરખી નવ ખંડ ધરણ; સત્ય વાદીને તપશિલોક, તેનાં વ્રત કર્યા મેં ફોક ॥ ૨૦ ॥ પણ આવા દ્રઢ મનવાળા, આજ સુધી નથી નીહાળ્યા; સતિથિ સુત સત્યવંત સાચા, એથી અવર નર સહુ કાચા ॥૨૧॥ એને ચરણે લાગે જન જેહ, પામે મોક્ષ મારગને તેહ એવું અપછરા બોલી જ્યારે, દેવ વર્ધમાન બેઠા ત્યારે. ॥૨૨॥ કર્યા અંતરિક્ષ રહી દરસન, સતિ સુત વહિ જાયે વન, એમ ઘણા દીવશ પંથ પળિયા, સત્યવાદી મન વશ બળિયા. ॥૨૩॥ એવે એક દીવસ સું થાય, પંથ પળતા લાગા તરશાય, ધર્મવિના બંધુ ચાર, થયા તરસ્યા અપરમપાર. ॥ ૨૪ ॥ એવે આવ્યું સરોવર એક, ત્યાં વડનું વૃક્ષ વિવેક; તેની નીચે બેઠાં નર નાર; જળ પીવા ઉઠયા વિર ચાર. ॥ ૨૫ ॥ જઈ બેઠા સરોવર તિર, જળ પીવા લાગ્યા સુરવિર; પીધું અડધું જળ નીરવાણ, તવ થઇ ગયા પાશાણ ॥ ૨૬ ॥ ભીમ અરજુનને સેદેવ, થયો નીકુળજી તતખેવ; બળવંતા ચારેભુપ. થઇ પડ્યા પાશાણ રૂપ. ॥ ૨૭ ॥ જોઇ ધરમ વિસ્મય થાય, મમ બંધુ ચારે કયાં જાય; તવ ધ્રુપતિ ભય પામી, આતે સું થઇ ગયું સ્વામી. ॥૨૮॥ એમ બેઉને પ્રગટયું દુખ ઉતરી ગયુ કોમળ મુખ; આવ્યું ધર્મના દીલમાં એમ, હવે ગીરી જવાશે કેમ. ॥૨૯॥ અતી થઇ ગયા ઉદાસ, પડ્યો પેટમાં પુરણ ત્રાસ; છુટયા નેત્રોમાથી પાણી, સામી ગફામાંથી થઇ વાણી. ॥૩૦॥ એક ગાંધર્વનો ત્યાં વાસ, બોલ્યો મનમાં ધરી હુલ્લાસ;શીદ શોશ ધરોછો રાય, બંધુની'થઇ પાશાણ કાય, ॥૩૧॥ ચાર પ્રષ્ણ પુછુછું તમને, તેના

ઉત્તર આપો એમને; તોતો ચારે તમારા વીર, હતા તેવા પામે શરીર ॥૩૨॥ સુણી બોલીયા ધરમરાય, પુછો પ્રશ્નનો ઉત્તર થાય, બોલ્યો ગાંધર્વ આણી પ્રીત, સુણો ધર્મ દેઇને નીત ॥૩૩॥ વલણ ॥ ચીત્ત દેઇને સાંભળો એ યુધીષ્ટરરાય;વ્યાસ વલ્લભ વાણી વદે, પ્રશ્ણોચાર પુછાય.

---

## કડવું ૧૦ રાગ સામેરોનો દુહો.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા; શુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, પરમ પવીત્ર કથાય ॥ ૧ ॥ ધરમ રાજા સાંભળેને, ઉભે જપે રામ કૃશ્ન; ગુફામાંથી ગાંધરવે ત્યાં પુછવા માંડયા પ્રશ્ન ॥૨॥ બ્રાહ્મણ શાથી જાણીયેને, શાથી જાણું સંન્યાસી; શાથી તપસી સમજી લેવો; ગ્રહસ્થી બતાવો તપાશી ॥ ૩ ॥ એ રીતે ચાર પ્રશ્ન પુછયા, સાંભળ્યું ધરમરાય; પછી પોતે કહેવા લાગ્યા, બ્રાહ્મણનો મહીમાય ॥૪॥ બ્રાહ્મણ શાથી જાણવો તે, સમજાવું સુભ સાર; બ્રહ્મ યોનીથી ઉત્પન્ન થયો, બ્રાહ્મણ નહી નિરધાર ॥ ૫ ॥ બ્રહ્મ યોનીથી ઉપજયા માટે, સુદ્ર સમજવો દેહ; ઉપવીતનો સંસ્કાર થવાથી, દ્વીજ જાણવો તેહ ॥૬॥ વેદાભ્યાસે વીપ્ર સમજવો, પણ બ્રાહ્મણ ન ભણવો યથારથ રીતે બ્રહ્મને જાણે, તેને બ્રાહ્મણ ગણવો ॥ ૭ ॥ પ્રથમ પ્રશ્નનો ઉત્તર એછે, એમ કહ્યું જે વાર; હતો તેવો વૃકોદર થયો, વાયુ તણો કુંમાર ॥ ૭ ॥ બીજું પ્રશ્ન છે સંન્યાશીનું, તેનો ઉત્તર દેવું; ચોથી સ્થીતી વય થાય ત્યારે, બ્રાહ્મણે સન્યસ્ત લેવું ॥ ૯ ॥ તે પણ રહેવું નગ્રથી અળગા; નારીનો નહી પરછાયો, સ્વાદ રહીત અન ભોજન કરવું, ન કરવો વીતમાયો ॥૧૦॥ ઉપદેશકપણું કદી ન કરવું, નહી વાત બીજી ત્રીજી; દરભાસને શયન કરવું, રહેવું જ્ઞાનમાં રીજી ॥ ૧૧॥ ઇશ્વર આપે તે આહાર કરવો, જમવું ન ભોજન મીષ્ટ, મોહાદમમતા ત્યાગ કરવી, રહેવું સઉથી કનીષ્ટ ॥૧૨॥ એવી અનેક રીતી પાળી, રહેને જન સંન્યાશી, વેશ ધરેથી નહી સંન્યાશી,જુએ જ્ઞાન તપાશી ॥૧૩॥ એવો બીજો ઉત્તર આપ્યો, અરજુન પામ્યો દેહ; ત્રીજો ઉતર તપસ્વીનો કહી ટાળું સંદેહ ॥ ૧૪ ॥ ત્રીજો પ્રશ્ન છે તપસ્વીનો, તે સમજાવું સાર, કામ ક્રોધ લોભ તજીને, કંદમુળનો કરે આહાર ॥૧૫॥ ઓછામાં ઓછી અરધી ઉંમ્મર, તપ કરે તન દેઈ, જગતનો જસ નં ધારે મનમાં, અનેક બંધન લેઇ ॥ ૧૬ ॥ તેને તપસ્વી જાણવો પુરો,

ડગલે ડગલે, દાબી મારે ગ્રહસ્થ; ગરીબને ગણે ગુલામ સરખા,પોતેથ ઇ ફરે મસ્ત ॥ ૮ ॥ મોટાઈ વધારે વાતેને વાતે, બોલે અભીમાન બોલ, આ ખાધુને આ મેં ખાધું, ગરીબ કયાં અમ તોલ ॥૯॥ સોનું રૂપુ તે શા લેખામાં, અમારે તરણા લેખે; તમારા છોકરા છૈયા તે, સપને પણ નવ દેખે ॥ ૧૦ ॥ અમારૂ દાસ પણું કરે તો, કોક દાહાડો કાંક પામે; અમારી તાબેદારી ન કરે તો, રહી ન શકે આ ઠામે ॥૧૧॥ લક્ષમીનુ નહી લેખું અમારે, પસો તે જાણે લુંડી; અમારા સામી બાકરી બાંધે તે જાય પળમાં ઉડી ॥૧૨॥ અમારાં છોકરાં તે તમારાં,છોકરાને મારીઆવે તેથી તમે લડવા આવો તો,તમારૂં કાંઈ ન ફાવે ॥ ૧૩ ॥ અમારે ચાકર નફર નોકર, તે તમને નાખે કુટી; દરબાર લડવા કહાડીએ નાણું, કયાં પુજી જાય ખુટી ॥ ૧૪ ॥ અમારી સાથે બાકરી બાંધો, તેથી જાઓ હારી; કોઈ તમારૂં સંગી ન થાયે, બહુ સાક્ષી અમારી ॥ ૧૫ ॥ પૈસેથી હારો માણુસે હારો, આરો તમારો ન મળે; અમારા તાબેદાર રહેવાથી કો દન વેળા વળે ॥ ૧૬ ॥ એવા એવા અભીમાનના શબ્દો, ગ્રહસ્થ બોલે બહુ ગાજી; ગરીબ ગ્રહસ્થોમાં આવેતો, ગ્રહસ્થ ન થાયે રાજી. ॥ ૧૭ ॥ માહારા વારામાં ગ્રહસ્થ લોકોની, કબુદ્ધી કેવી થાય; તેવારતા સંભળાવું તમને, એ યુધીષ્ટર રાય ॥૧૮॥ જેમ જેમ ગ્રહસ્થને મળસે પૈસો, તેમ તેમ કંજુસ થાશે;રાતદહાડો મેળ મેળવ્યા કરે, ગણીગણીને ખાસે ॥ ૧૯ ॥ આટલું થયુંને આટલું થાય. તો તો વળે નીરાંત; તેટલું થયું તો વીશેષ ધારે, જરા ન વળે શાન્ત ॥૨૦॥ જેમ જેમલક્ષમી વૃદ્ધી પામે, તેમ તેમ હાય પટીરા; પુન્યને દાનમાં ટાંચુ કરે, ધરમ કામે અધીરા ॥૨૧॥ આટલું છે ને આટલું થાશે, ત્યારે વાળીશું શાન્તી; એમને એમ લલુતા કરે, માયા ભુલાવે ભ્રાંતી ॥૨૨॥ ધરો ધરેણુ વેહેપાર વડા. સોધી સોધી સંતાડે; છોકરૂં છૈયું પાઇ ખુએ તો ત્રાસત્રણેરો પમાડે ॥ ૨૩ ॥ પેટ ન ખાયે પોસે પુત્રો, તો પુન્ય કરે શાનુ; રાતને દહાડો ફેરવ્યા કરે, મળે હીસાબનું પાનું ॥ ૨૪ ॥ પહેરવા ઓઢવા ન દે કોને તેમ કરતાં ધન વધે; તો પછી દોડાવે ઘોડાગાડી, ધરમને નવબદે ॥૨૫॥ પુન્યની વાતમાં પાછળ જુએ; ઘેર આવે જવ ટાણુ.ગ્રહસ્થાઇ દેખાડવા માટે, ખુશીથી ખરચે નાણું ॥ ૨૬ ॥ કીરતી થવાને કરે ઉફાંદો. જમણુ જબરા કરે; દસે દીશાયે નજર રાખે, રખે બીજુ પેટ ભરે ॥ ૨૭ ॥ એંઠવાડો આપે વેચાથી, કરે કસર કસાઈ; લોકમાં સારૂ દેખાડવામાં; ખરચે પડે ફેસાઇ ॥ ૨૮ ॥ સોહાવે ધામ બાગબગીચા, મનમાં મોટાઇ

ધરે; પાનસોપારી ચાવતા ચાવતા, ધીરે ધીરે પગ ભરે ॥૨૯॥ આં સુક-
રાવ્યું આશું કરાવ્યું આશું સોઇ બનાવી;આ મંડપ કેમ હાવોબાંધ્યો
બરોબરસોભા નાવી ॥૩૦॥ તેડાવો નાયકા થઈ જાય વાયકા, નાચભ-
લેરા પડાવો; કોઇ કવીકને કાવ્ય કરાવો, કાગળીયે ચડાવો ॥૩૧॥ નોક
રને સરપાવ બધાવો, જ્યાંને ત્યાં કીરતી ચાલે; બ્રાહ્મણ સરવણ દેખી-
ને, ઉપાન હાથમાં ઝાલે ॥૩૨॥ ગરીબ ગરીબાંને ધક્કા મારે, કરે ટંટાને
ટીશી; રાજ્ય દુતોના સુણે દુંકારા, એ સ્થળ પોતાની ફીશી ॥ ૩૩ ॥
નહી દયાદલમાં રંકપર પલમાં, ઉડી પડેહંકારી;છત દેખી છકીગયેલો
કીરતીનો લોભ ભારી ॥ ૩૪ ॥ મોહોટાઇમાં મરડાઇને ચાલે, બોલવું
મોહોટાઇ ભેર. ગરીબને પશુશમ દેખે છે લક્ષમી મુજ ઘેર ॥ ૩૫ ॥
ફાટેલો ફરે કપરી આંખે, જવાબ ઉછળતો આલે; જેને ને તેને તુચ્છ
ગણે, ગરીબ સંગ ન ચાલે ॥૩૬॥ રંગ સંગાથી શરમાઇ જાયે કહેનહી
મમ સગો; રૂંએ રૂંએ અભીમાન ચદેલો, ચાલ્યા કરે એક વગો ॥૩૭॥
ગરીબનું બોલ્યું કાને ન ધરે. ગ્રહસ્થની સાથે યારી; ન રહે આસ્તિક
બને નાસ્તિક, ગર્વમાં ઘુમે ભારી ॥ ૩૮ ॥ અવની ઉપર અધ્ધર ચાલે,
જાણે નહી મરવું છે, આજ તો આને કાલે તો બીજું, કરમ પેલુંકરવું
છે ॥૩૯॥ આશા અતીશે ઉમર રાખે, મરણ સખશું થાશે;તે વારતાની
ગમ નહી તેને, હઇયામાં અતી જીવાશે ॥ ૪૦ વળણ ॥ અતી જી-
વાસે મુજથી; મરવાનું કોઇ કાળ; વ્યાસ વદે એમ જાણીને. ગ્રહસ્થ
બને ચંડાળ.



## કડવું ૧૪ રાગ મારૂની ચોપાઇ.

બોલ્યા જયમુની મુખવાણી.રાજા સાંભળ ઉલટ આણી; કહુ કળી
તણી કથાય, જેથી ત્રાસ પડે તનમાય ॥ ૧ ॥ કળી કરાવે વાહાલામાં
વહેર; સાખ પાડોસી સાથે ઝેર, એમાં જોર મહારૂ ઘણું ચાલે. તેમાં કો
ઇ ચરણ નવ ઘાલે ॥૨॥ માહારો જુલમ જાણવો અતી, જેની ને તેની
બગાડુ મતી; જ્ઞાન મારગ સુઝે ન રતી, કોઇ પામે નહી મોક્ષગતી॥૩॥
આજના જ્ઞાની જનજેહ, ભ્રષ્ટ બુદ્ધીને પામે તેહ;સગો ચેતીચેતીનેચાલે
પણ મુજ માયામાં ફાલે ॥ ૪ ॥ શાન્ત પામેલો સંત બોધિ, તેનો
સ્વભાવ કરૂં ક્રોધી; હોય કો જન ત્યાગીને તપશી,માહારી માયામાંપડે
લપશી ॥ ૫ ॥ હોય જ્ઞાન પામેલા જ્ઞાની, તેને કરી મુકુ મસ્તાની, હોય

હરીજ ભક્તિવાલો, તેની પાસે કપટનો ચાળો ॥ ૬ ॥ મોહ માયા તણો વઇરાગી, તેનું વરત નંખાવું ભાગી; મારા વારામાં જ્ઞાનક્ષીણ થાશે વળી ધર્મને નામે ધુતાશે ॥ ૭ ॥ બીજા યુગમાં ધરમ એક, પણ માહરા વારામાં અનેક; જુદી જુદી પ્રણાલીકા બાંધે, ધન હરવાનો સ્વારથસાધે ॥ ૮ ॥ ધર્માચાર્ય ગુરૂ થઇ ફરશે, ભોળા માણસના ધન હરશે; ગુરૂ ગાદી બેસી શેલ કરશે, પોતે પરેમદાને સંગ ફરશે ॥૯॥ બીજા ત્રીજાને કરશે બાવા, પોતા માટે કાઢે અથડાવા; સેવકોને મ્હો માયા છોડાવે પોતાનામાં જીવ જોડાવે ॥૧૦॥ તારે પૈસો પુંજી શા ખપની, હરીફરી જરૂર તારે તપની; કહી ઘરબાર ધન હરી લેશે; અજ્ઞાની જીવ સૌ દેઈ દેશે ॥૧૧॥ પર પઇસે ગુરૂ સુખ લેશે, રંગ મોહોલ કરીને રહેશે; ઢાળે ઢોલીયા હાંડીને તકતા, સરવ શ્રોતાને પોને વકતા ॥૧૨॥ કરે સેવકને ઉપદેશ, માયાને તજવી વીશેષ; કાયાને કાંઇ સુખ ન દેવું; નામના રાયણનું લેવું ॥ ૧૩ ॥ શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ પંચ, વિશેય કરવા બંધ; પોતે બંધ કર્યું રાખોડી, શબ્દમાં સદા જીવવો જોડી ॥૧૪॥ સ્પર્શ વાહાલો અંતઃકર્ણ,સુતાબેઠો ચંપાવે ચરણ;રસના વિષય બહુ વાહાલો, બીજાને બંધ કરો કહે ઠાલો ॥૧૫॥ પોતે રસનાથી મીઠું બોલે, વાહાલા લાગવા સાકર તોલે; રાંધે સાકરની શોઇ મીષ્ટ, પોતે પ્રસાદ તે પાપીષ્ટ ॥ ૧૬ ॥ સારૂ શરીર ચોળીને નહાય, રૂપે રૂપાળા બહુ થાય; હોય રૂપાળુ ને લાગે વહાલ; મોઢે બોલવાનું ઠાલે ઠાલ ॥ ૧૭ ॥ રૂપાળા પાસે ચંપાવે પાય, કદરૂપ મેલાને ન અડે કોય, જોજો પરીક્ષા સહુ જન, ફાટા મેલા વસ્ત્રો ધરો તન ॥૧૮॥ શરીરે ડાઘા ડુગી પાડી, કાયાનો મંદવાડ દેખાડી; જઇ ચાંપવા લાગજો પાય, તવ કેવી ફજેતી થાય ॥૧૯॥ જા જા દુરગંધી બહુ આવે, કહી નાશીકા પોતે દબાવે, એવાનો ન થવા દે સ્પર્શ, રૂપાળુ દેખી આવે હર્ષ ॥ ૨૦ ॥ ત્યારે રૂપ વિષય શું તાગ્યો, લોકને જુઠું કહેવા લાગ્યો, ખોટી બાશથી નાક દબાવે પુષ્પ ચંદન મનને ભાવે ॥૨૧॥ ત્યારે કીયો વિષય ત્યાગ કીધો, લોકને બોધ મીથ્યા દીધો; ભોળા ભરમાઇ પડિયા, જે કહ્યું તે મારગ ચડીયા ॥ ૨૨ ॥ પણ વિચાર્યું નહિ એમ, તું તો વઇભોગ લે છે કેમ; લોકના વઇભોગ છોડાવે, તો તે પોતાના ખપમાં આવે ॥ ૨૩ ॥ હોય વઇભોગ વસ્તુ જેહ, લાવી અરપણ કરી દે તેહ; તેનું સુખ પોતે બેઠો માણે, કંઇક પંખાની દોરીઓ તાણે. ॥ ૨૪ ॥ કંઈક ચરણ ચાંપેઆવી,આપે ઉત્તમ ભોજન લાવી; પથારી પાથરે સુંવાળી, તળાઈ ઉશીકાં

ઢોળીઆ ઢાળી ॥ ૨૫ ॥ આવી જેને તે લાગે પાય, પછી એથી શું વીસેશ ચાહાય; કઇક મોટી દુકાનો વાળા, તેને કેવાક સુજે ચાળા, ॥ ૨૩ ॥ મોટા મંદીરો સોવરાવે, સોને રૂપે જડાવે મડાવે, કરે કાચ મહેલ બેઠકો બાગ, ઘોડા ગાડી તણો નહી તાગ ॥ ૨૭ ॥ ઉંટ હાથી બંગલા બગીચા. વળી પાથરવાને ગલીચા, એવા સુખના વૈભોગ માણે, તોયે અજ્ઞાની મનમાં ન આણે ॥ ૨૮ ॥ કરે સામગ્રી ઠાકોર નામે, પછી લગાડે પોતાને કામે; પહેરે દાગીના અંગ, વિધ વિધ વાઘા નવરંગ ॥ ૨૯ ॥ ગરીબોનું લુંટી ભેગુ કરે, પોત પોતાનો ભંડાર ભરે; ભોળા જનને ભોળાવ્યા વીના, કયાંથી વઇભોગની બને બીના ॥૩૦॥ બધા ભોળા ભક્ત લુટાય, આંધળા સમ સદા કુટાય; એવા કહાડાશ પાખંડી પંથ, લોકને નો લગાડીશ તંત ॥ ૩૧ ॥ તેથી તેમાંનો તેમાં કુટાસે, સદાકાળ લાલચે લુંટાસે, અંતે નહી પામે ખરૂં જ્ઞાન, અવગતી થાશે નીધાન ॥ ૩૨ ॥ મોક્ષનો મારગ નહી ઝાલે, આંધળો જેષ્ટીકાયે ચાલે, એવા હૈયા ફુટા અજ્ઞાની, ઠાઠ પાડને લે સત્ય માની ॥ ૩૩ ॥ મળે પ્રસાદીનો પડિયો. કરે ત્યાં અજ્ઞાની હડિયો; જરા માન દેઇને બોલાવે, તવ અજ્ઞાનીને પ્રેમ આવે. ॥ ૩૪ ॥ એતો અછકલો કુટાય, માન્ય ના લોભમાં લુંટાય; રળેલી સમરથી જેહ, કરે અરપણ જઇનેતેહ ॥૩૫॥ પોતે પઇશાથી થાય ખાલી, લોભી ગુરૂનો પાલવ ઝાલી; પોતે પામે પુરણ દુખ, ગુરૂ થયેલા લે છે સુખ ॥ ૩૬ ॥ તેમાં પહોંચેલા સેવક જેહ, કારભારી થઇ બેસે તેહ: મહોટો ભક્ત થઇ ટીલું તાણે, એમાંથી રળીને ઘેર આણે ॥ ૩૭ ॥ બીજા લોકોતે ઉપદેશ કરે, લાવી ગુરૂ તણું ઘર ભરે, તેમાંથી પોતે ખાય પગાર, ઘરમાંથી ન દેવું લગાર ॥ ૩૮ ॥ નિત્ય પડીયા પ્રસાદોના ચાટે, તેથી ગુરૂના છિદ્રો દાટે; ભોળા જનોને કરે ઉપદેશ. પણ પોતાને મન નહી લેશ ॥ ૩૯ ॥ જ્યાં ને ત્યાં મહીમા વધારે, કયાંથી ગુરૂ ઘેર પધારે; ગુરૂનાં પગલાં ઘેર થાય, તવ પાતક બળી જાય ॥ ૪૦ ॥ એમ રળાવીને પોતે રળે, નીત્ય ભોજન ગુરૂનાં મળે; તેથી મહિમા વધારે અતીસે, શ્રદ્ધા નહી પોતે મન વીશે. ॥ ૪૧ ॥ પણ ભોળીયા જન ભોળવાય, એતો અજ્ઞાની જીવ ગણાય; તેવા અજ્ઞાની તરે કયાંથી, મળે નહિ મોક્ષ ગુરૂમાંથી. ॥૪૨॥ ઘણા ગુરૂ શેવી મોક્ષ માગે, તેનો પત્તો કદી નવ લાગે, મોક્ષ મારગ ગુરૂથી ન્યારો, ગુરૂ મારગ બતાવનારો ॥૪૩॥ તેનો માની લેવો ઉપકાર, પણ રાખવો પ્રભુ શું પ્યાર; તેવી ખરી વારતા જેહ, નવ્ય સમજવા દેઉ તેહ ॥૪૪॥

ખરી જ્ઞાન કથેજન કોઇ, તેની કરાવું બદબોઇ; ખરી વાતને નાંખું મારી ખોટી વાત દીપાવું સારી. ॥૪૫॥ સાચા જનને અવજસ મળે, ખોટા જનની વેળા વળે; એવી અવળી રીતી માહારી, વેદ પુરાણ કહે છે પોકારી. ॥૪૬॥ તોયે જગ્તના સમજ્યામાં નાવે ખોટી વાત ખરી સોવરાવે; એવી સરવેની કરૂ બુદ્ધી, આવવા ન દેવું સુદ્ધ સુદ્ધી. ॥૪૭॥ ચઢાવું અવળે પંથ પ્રેમે, સવળામાં તો નાંખુ વહેમે; ખોટું નાણું નવ ખોવાય, સાચુ નાણું નવ સચવાય. ॥ ૪૮ ॥ મારા રાજમાં ખોટુ લખવું, વળી ખોટાનું ચલણ ચલવું; ગણું ખોટું તે ખરૂ મનાશે, ખરૂ હશે તે માર્યું જાશે. ॥ ૪૯ ॥ વલણ ॥ ખરેખરૂ મારયું જશે, ખોટું ખરૂં મનાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કળી તણી સત્તાય.

---

## કડવું ૧૫ રાગ સાખિની ચાલ.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરણી કથાય. ॥૧॥ કળી કહે યુધીષ્ટર સુણો સત્ય મારગને છેદુ; પણ કોઇ ખરો જ્ઞાની હોય તે, થઇ જાય માહારો ભેદુ.॥૨॥ધુતારાનો મર્મવધારૂ, સાચાનો નાંખુ ભાગી; પાખંડીનું પુજન કરાવું સત્ય દેવરાવું ત્યાગી. ॥ ૩ ॥ એવી અવળી રીતી માહારી, અવળું સૌ સવળું માને, ખરાની ખરી વાત હોયે તે ધરવા ન દેઉકાને ॥ ૪ ॥ કલ્પીત સંસ્કૃત ઉભુ કરીને, જગ્તમાં સાચા મનાવું; પુરાણ પુસ્તકના જે અરથો તે ઉલટા ઠરાવું. ॥ ૫॥ સતીને શીશ લાન્છન લાવું, શાહુકારને કરૂ ચોર; સધરમીને પાછો પાછો પાડું, અધરમીનું કરૂ જોર॥૬॥ સાચા જનને જુઠો ઠરાવું, જુઠાને ઠરવું સાચો; કાયરને સુરો કેવરાવું, સુરાને પાડું પાછો. ॥૭॥ જોતીશ વિદ્યા જુઠી પાડું, જગતની શ્રદ્ધા ઉઠાડું; વઇદોને અજાણ ઠરાવા, નવા નવા રોગ કહાડું; ॥૮॥ વઇદ લોકો રોગ કળી ન શકે, ન જાણે રોગનું નામ; એવા એવા ઉતપાત કરવા, એતો માહારૂ કામ ॥૯॥ સર્વની સ્વારથ બુદ્ધી બનાવું, પરમારથ કયાં વસે;કીરતીદાનનોરીવાજકાહાડુંજ્ઞાનીજનો જોઇહસે ॥૧૦॥ બ્રહ્મ ભોજન કરાવે કોઇ, તે ધરે બહુ હંકાર; જસ લેવા તે વેળા પુછે, કેવો છે સ્વાદ વધાર. ॥૧૧॥ અધરમી બ્રાહ્મણ વખાણ કરે; દાળ તો દુધપાક તોલે; ખારી હોય ને કહે મીઠી, અનપર જુઠુ બોલે. ॥ ૧૨ ॥ તવરુછીએ શીંદ બોલ્યાખોટુ, દાળમાં ન્હોતો સ્વાદ; મોદીકથી મરડાય

છે મોટું, જો એમ લઇયે વાદ. ॥૩॥ તવ કહેશે કે અન દેવતાને ખોટું કેમ કહેવાય; માટે સારૂ કહેવું પડે, એમ વદે તદાય ॥૧૪॥ અન ખોટું કહેતાં પાતક લાગે, વાત વિચારો આપ, પણ અન પર બેશી બોલવું જુઠું, એથી તે કીયું પાપ ॥૧૫॥ તવ વિપ્ર કહેશે જેમ હોય તેમ, ધણીને ખોટું ન કહીએ; ખોટું કહીએ તો નોહોતરૂ ન દે, તેથી તેના ગુણ ગઇએ. ॥૧૬॥ જાણી જોઇને અનપર બેશી જુઠુ બોલે અજ્ઞાની; જુઠું બોલાવે માલધણી તે, કીરતિનો અભીમાની ॥૧૭॥ એવા અતીશે ઉતપાત માંડું, માહારા વારામાં હું તો; પ્રેમદાઓ એવી થાવાનિ સ્વામીને વેચે સુતો. ॥૧૮॥ પર પુરૂષ બહુ પ્રિય લાગે, મુખડાં દેખી મોહોસે; આબરૂ ઇજત આઘી મુકી, ધન લોભે પેહેરવેશ જોશે ॥ ૧૯ ॥ સારાં નરતાં સ્વરૂપ જોશે, સારા નરતા પોશાગ; પેહેરવેશ દેખી પ્રેમદા પલળશે, રીધ બગીચા બાગ. ॥ ૨૦ ॥ વૃદ્ધ યોવનની કરશે પરિક્ષા, લંપટ લલના થાશે; સ્વામી જ્યાં જવાનું ના કહેશે, ત્યાં તે બમણિ જાશે. ॥૨૧॥ બાંધશે મુમત કંથની સાથે, કરશે કોટીક કલેશ, વૃદ્ધાવસ્થાની થાશે તોયે; ફરશે યોબન વેશ ॥ ૨૨ ॥ અપુત સ્વામી કરશે તે નારી કહેવાશે કપુત, સત સ્વામી કરશે તે નારી, ગણાશે સપુત. ॥ ૧૩ ॥ પશુનુ મઇથુન દેખી વામાને વરહ ચડસે; શુભ શીખામણદેસે તેને, ગળે અવળી પડસે. ॥૨૪॥ માથે કુડુ કલંક મુકી, કંથને સામો લડાવે સ્વામીનો સ્નેહી હોય તેની, સાથે રાંટ પડાવે. ॥૨૫॥ પછી છીદ્રો સોધે નહી ને, ન દે શીખામણ કદી, સતીયાને જાર કરમી ઠરાવે, નિરમળ વાણી વદી. ॥૨૬॥ મુરખ પુરૂપ માનસે સાચું, અબળાનાં ચીન નહી વરતે; ધારે જેટલું કરે તેટલું માનુનીએકસરતે. ॥૨૭॥ માહારા વારા મા વામા કેરૂ, ચલણ ઘરમાં ચાલે; બોલ્યું અબોલ્યુ નરને કરાવે, હલાવ્યું પાંદડું હાલે. ॥૨૮॥ માતાતજાવે પીતાતજાવે, તજાવે ભ્રાતને ભગની પુરૂપ જો તેમ તજે નહીતો, કલેશનો ઉઠે અગ્નિ. ॥૨૯॥ નારી ન જંપે ન જંપવા દે, નરનાં પુરણ પાપ; માહારા રાજમાં કામની કેરો, કોઇ ન જેરવે તાપ. ॥૩૦॥ પુરૂપનું પુરશાતન ઘટશે વધશે વરેહે વામાને; પોતે કુડાં કત્ય કરીને, મુકે આળ સામાને. ॥૩૧॥ પોતાની સરસાઇ બતાવા. કરે સામાની વાતો; નવરી બેઠી વગોવે પરને, કરે વિશ્વાસઘાતો ॥૩૨॥ વાદજ ઝાલે સ્વામી કેરા, કેમ પરણ્યા બે નારી, અમારે પણ બે નર જોઇએ, થાશું વ્યભીચારી. ॥૩૩॥ અબળા પોતાનો ધર્મ ન સમજે, નરનો ધર્મ ન જાણે; એક નારીને ન હોય નર બે નર લક્ષતારી

આણે. ॥૩૪॥ ધરણુ શાસ્ત્રે આપી છે છુટી સ્વતંત્ર પુરૂશ સર્વ; પરતંત્ર જાણવી પ્રેમદા સઘળી, તેમ છતાં કરે ગર્વ ॥ ૩૫ ॥ વાદ કરાવું ગર્વ ધરાવું, તે મમ રાજ્યની રીતી, નર થાકશે પણ નારી જાતી, પરાણે કરશે પ્રીતી. ॥૩૬॥ એક નર પુંઠે નવ નવ નારિ, ફરશે દીવસ રેણી; વામાનો વ્રહે નહી સમજવાનો, નજર સદા હેણિ; ॥ ૩૭ ॥ પશુ સમ વ્યવહાર વરતસે, કાં કન્યા કાં બેટી; કાં ભગની કાંકાકીમાશી, શરમ મુકસે છેટી ॥૩૮॥ નર નારી એક વાહન બેશી, ફરસ સુખડુ લેવા; નર સરીખા પોશાગ પેહેરે, પુરણુ વૈભોગ દેવા. ॥ ૩૯ ॥ અબળા ઉપાન પેહેરસે ચરણે, ખડા ચલાવી ચાવે; જાણી વીદ્યા વિદ્વાન બનીને, છત્તર રૂમાલ ઝાલે. ॥૪૦॥ પતીનો કરગ્રહી પંથે પળસે નહી ભ્રાત તાતની સર્મ; કહેસે કયાં કર પરનો ગ્રહયો છે, કરતી નથી અધર્મ ॥ ૪૧ ॥ એવા એવા ઉત્તર દેસે બોલ્યામાં બાહાદુરી; ભણી ગણીને પ્રવીણુ થાયે; સકળ ગુણે સુરી. ॥ ૪૨ ॥ પુત્રીના માત તાત દેખીને થાસે ખુશી ખુશી; કહેસે કે દીકરી છે બહુ સુખી, જમાત્ર જબરો હુંશી ॥૪૩॥ સાસરેથી દીકરી આવે તવ, દે માન્યને આવકાર; આવો બેની બેસો બેનિ, શું જમસો આવાર ॥૪૪॥ એવાં એવાં લાડ કરિને, પીતા પુત્રી બગાડે; માતા કેરી વાણી મીઠી, દીકરીનો મોહ લગાડે. ॥૪૫ ॥ ॥ વળણ ॥ મોહ ચઢાવે માવટી, કરી તનયાનાં વખાણુ; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીનું એ પરમાણુ. ॥

## કડવું ૧૬ રાગ મારૂની ચોપાઈ.

બોલ્યા જયમુની એમ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કળી કહે સુણો રાય ધર્મ, મારા ગુણ ચરિત્રનામર્મ. ॥૧॥ મારા વારામાં જે જે થાય, તે તે માહારૂં કરાવ્યું કરાય, મારા વારામાં સુમતી નાસે, રમેકુમતી ચારે પાસે. ॥ ૨ ॥ મારા વારામાં વાહાલામાં વેહેર, જેની ને તેની આંખમાં ઝેર; વળી કંગાલ ઉપર કેર; સહુ જબરાની માગે મેર. ॥ ૩ ॥ વળી સગાં સહોદર જેહ, સાચુ શત્રુપણુ કરે તેહ; વળી પાસેના પાડોશી બળે, જ્ઞાની ભાઇ ઘણા કળકળે. ॥ ૪ ॥ જાતી ટળીને જ્ઞાતી થાસે, એક એકનું વસાતું ગાસે; તેમા બનસે સેઠ પટેલ, કરસે ચાન્ડાળના ખેલ. ॥૫॥ જેને ને તેને કનડવા ધારે, ઘણા ગરિબોને ગરદન મારે વળી લાંચો લેવાની ધારે, કાંઇ મળે તો તેને ઉગારે. ॥ ૬ ॥ હોય

ચંડાળ જાતી જેહ, પણ તેવું ન કરે તેહ; શેઠ પટેલ જે કહેવાશે, તેતો કરમ ચંડાળ થાશે ॥ ૭ ॥ હોય વણીક વીપ્ર ઉંચ; પણ નીચપણાની ખુંચ; દેખાશે ભક્તી ભાવમાં પુરો, તેતો પ્રપંચે નહી અધુરો. ॥ ૮ ॥ અને સાદે સ્વરૂપે જે ફરે, તેતો પ્રભુથી કાંઇક ડરે; નારી નર તણા વેશ ધરસે, માત પીતાને મારગ કરસે ॥ ૯ ॥ બાળસ્ત્રી અવતરે જ્યારે, પેહેરાવે પુત્રનો વેશ ત્યારે; તેથી પુત્ર રૂપે પુત્રી ફરે; મ્હોટપણે તો ચાળો કરે ॥૧૦॥ પછી ગુણ કેવા નીસરે, કેમ નાનપણનું વીસરે; પછી તેમાં કેવા ગુણ આવે, બોલે ચાલે જેતું તેને ફાવે ॥ ૧૧ ॥ તેથી કહેવાય જગમાં એવું, માતા પીતા બગાડે છે તેવું; પણ માતા પીતા શું કરે, માહારી છાયામાં બુદ્ધી ફરે ॥ ૧૨ ॥ જેવો કરતા હરતા ભગવાન, તેવો હું કરતો મસ્તાન, નર નારી તણા વેશ લેશે, વામા રૂપે આલીંગન દેશે ॥ ૧૩ ॥ નરને નારી થવા મન થાશે, દેવને નામે વેશ લેવાસે, નહી આવે લંપટને લાજ, એમ ઉંધે ઉંધું માહારૂ રાજ ॥૧૪॥ ત્રણે યુગમાં સવળા ચરણ, મહારે અવળી અષ્ટાદશ વરણ; માહારા વારામાં મેઘ આછો, ચઢી આવી જતો રહે પાછો. ॥ ૧૫ ॥ આવ્યો આવ્યો સહુને દેખાડે, પણ એક ફોરૂ નવ પાડે; જગત જે દન આવવો ધારે, વાદળ ન દીસે તે વારે ॥ ૧૬ ॥ કદી વરસે તો અન બોળે જાય, નવ જાય તો જંતુ થાય, તે તો વીણી વીણીને ખાય, કાંતો ખાનારાં ખોવાય ॥૧૭॥ દેખાડું નવા નવા રંગ, પણ તે રંગમાં નહી ઢંગ, કરે જે જે આશાને ઉમંગ, તેની માહારે કરવી ભંગ ॥ ૧૮ ॥ ધર્મ ધ્યાન જે કરવું ધારે, તેને નાંખુ વીઘન નઠારે, પરીપુરણ કરવા ન દેવું થાય, પુરણ તો કરૂ કેવું ॥૧૯॥ મન ફેરવી અભીમાન લાવું, એનું કર્યું કરાવ્યું ધોવરાવું; વળી ફુલાશોમાં ફુલાવું, કરેલું સુકૃત ડુલાવું ॥૨૦॥ માહારા વારામાં જુજવા પંથ, વળી કરાવું કલપીત ગ્રંથ; કોઇ પ્રતમાને પ્રભુ માને, કોઈ પ્રતમા પાશાણ જાણે ॥ ૨૧॥ કોઇ કહેસે પ્રભુ નિરાકાર, કોઈ કહેસે પ્રભુ સાકાર; કોઈ કહેસે પ્રભુ અકરતા, કોઇ કહેશે કરતા હરતા ॥૨૨॥ કોઇ કહેશે સગુણ સ્વામી; કોઇ નિરગુણ માને નામી; કોઇ કહેશે ન્યારો રામ, કોઈ પુરૂશ વ્યાપક કહે શામ ॥૨૩॥ કોઇ સુતાને માનશે પ્રીતે, કોઇ બેઠાને રૂડી રીતે; કોઇ ઉભાને માલીક માને, કોઇ નહી કાંઈ એવું જાણે. ॥ ૨૪ ॥ કોઇ છબીને પીતળ પુંજે, કોઇ ને તે અવળું સુજે; કોઈ કાષ્ટ પ્રતિકા સેવે, કોઇ એ વાત મુકે નેવે ॥ ૨૫ ॥ સહુ જુજવા પંથે પળે, પણ સાર તેનો નવ કળે; કોઈ તીલક

ઉભાં તાણે, કોઇ આડાં તીલક વિખાણે. ॥૨૭॥ કોઇ ઉભામાં બીનગી કાળી, કોઈ કપાળે ભસ્મજ ભાળી; કોને ઉભામાંચાંદલો એક; કોઇને બેત્રણુનો નેક ॥૨૭॥ કોઇ કરે ઉભી બે શળીયો, કોઈ જેવો બદામ નો કળીયો; કોઇ ધનુશ બાણાકાર, કોઈ કેશર સુખડ સાર. ॥ ૨૮ ॥ કોઈ રૂદ્રાક્ષ તુલશીવાળા, કોઈ સ્ફટીક મણિની માળા: એવા જુજવા જુજવા મત, તેમાં કીયો સત્ય અસત્ય. ॥૨૯॥ સહુ કેહેશે સત્ય અ-મારા, બાકી બીજા બધા ધુતારા; નીરાકાર વાળા એમ બોલે, અમારા વેદ પંથ સત્ય તોલે. ॥૩૦॥ કહે સાકાર તે જુઠાણું, મુંઢ સત્ય માનેસાં-જવાણું; બોલે સાકારવાળા એમ, નીકારમાં કુટાઓ કેમ. ॥ ૩૧ ॥ નીરાકારનો પંથજ ખોટો, કાદનારે વાળ્યોછે ગોટો; એમ અપખોડે સાકાર વાળા, દેખાડે પોત પોતાના ચાળા. ॥૩૨॥ પેલો પેલાને જુઠો પાડે, પેલો પેલાની ખોટયો કાડે; ત્યારે જાણવો કીયો સાચો, માહારા વારામા સૌ પંથ કાચો. ॥૩૩॥ જુઓ સૌ પંથ સાચા હોયે, તો તો જુજવા ન પડે કોય; સાચો સર્વ સ્થળે પરખાય, કોઇ કોઇને ટંટો ન થાય. ॥ ૩૪ ॥ બધા વિશ્વનો છે ધણી એક, તેના ન હોય પંથ અનેક; ઉપજે પંથ અ-નેક જેહ, જુડે જુઠા જાણવા તેહ. ॥૩૫॥ જે જે વસ્તુ જેજે ખાય, તેનેતે નો સ્વાદ જણાય; તેથી તેને તે માને મીઠું, શાથી કે બીજુ નથી દીઠું. ॥૩૬॥ માહારા વારામાં કાચે કાચું, કોઇનું નવ્યજાણવું સાચુ, તેહ કળી ફુટાવી મારૂ, કોઇનું ન થવા દઉં સારૂ. ॥૩૭॥ કોઇને હાથ સાચી વાત આવે ન કરે પ્રખ્યાત; પ્રસીધ કરાવાની બુદ્ધિ ન આપુ, કરે પ્રસીધ તો મત કાપુ. ॥૩૮॥ કોઇના મનમાં ઠરવા ન દેવું; માહારૂ પ્રબળ જ-ણવું એવું; જગતની મતી ફેરવું એવી ધુતારો ગણી કહાડો તેવી. ॥૩૯॥ જેનામાં હું ન શકું પેશી; તેના મનમાં સત્ય જાય બેશી, સાચુ જ્ઞાન થઇ ગયું જેને, મુકુ આળસ સુસ્તુ તેને. ॥ ૪૦ ॥ તેથી હાથ આ-વેલું ખુએ, પછી નવા નવા રંગ જુએ; દેખાડું રંગ ભારે ભારે, તેથી ખરી વસ્તુ વીસારે, ॥૪૧॥ એટલે અવળે પંથ લેઉં; પછી છુટો થવા ન દેઉં; ખરો હીરો નાંખુ ખોવરાવી, જુજવા ભપકા જોવરાવી. ॥ ૪૨ ॥ પુરણ પ્રારબ્ધી પ્રાણી હોય, તેતો ખરી વસ્તુ નવ ખોય, તેની પાસે માહારૂં નવ ચાલે, એતો મન માને તેમ માહાલે. ॥ ૪૩ ॥ વળણ. ॥ મન માને તેમ માહાલવા, જ્ઞાની જનને છુટ; પણ માહારા વારા વિશે, જગત જાણે જુઠ. ॥

---

## કડવું ૧૭ રાગ ધન્યાશ્રિની ચાલ.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા,સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરમ કથાય ॥૧॥ કળી કહેછે યુધીષ્ટરને,સાંભળો મહારી કરણી, એકા એક ક્રોધે નવ થાશો; બધી કહુ વાત વરણી ॥૨॥ ખરી બીના કહુછું તમને, ચાહ રીઝો કે રૂઠો; મમ રાજમાં જુઠો તે સાચો, સાચો તે જણવું જુઠો ॥૩॥ સાચાની રીતી રાવળીતે,અવળી સહુને ભાસે; કરતા હોઇએ તેજ કરીએ, એમ કહીને નાસે ॥ ૪ ॥ ખરામાં કોને ન દેઉ ટકવા, બકવા કર્યા કેવરાવું,ન્યાયમાં વારતા દીશે તોહે, યુક્તીથી ફેવરાવું ॥૫॥ ખરૂ લાગે પણ એમ મન ઠેરવું, અવર પંથ છે મોહોટા; તે સરવે કેમ વળગ્યા હશે, કેમ કહી શકીયે ખોટા. ॥ ૬ ॥ એવું સમજી રચ્યો પચ્યો, રાત દીવસ રહે તેમાં; સુજવા ન દેઉં ખરો રસ્તો, યાતો બોળાવું બેમાં ॥૭॥ ખરામાં મન દ્રઢ નવ રાખુ એવું પરીબળ માહારૂ; અનેક અવગુણનો હું ભરેલો,કોઇનું નકરૂ સારૂ ॥૮॥ પોતાનું સારૂ કરવા માટે, કંઈ જન થાયે ત્યાગી, તેને વીશેશ પાપમાં નાખું, બહુ કરૂં બેરાગી ॥૯॥ સંસારી કરતાં ત્યાગી જનમાં,અપલક્ષણો હજાર; અતી પાપમાં એને નાખુ, ખેલાવું નગ્ર બજાર ॥ ૧૦ ॥ બનાવું કામીને ક્રોધી, લોભી લંપટ લાલ;ઉપરથી દેખાય રૂડોને,અંતર ખોટી ચાલ ॥ ૧૧ ॥ તે કોઇના વરત્યામાં નાવે, તે કરતા કદી આવે; પણ પાપ થાવા મેં મતી આપેલી, મનમાં કાંઇ નવ લાવે ॥ ૧૨ ॥ લંપટ સંગે રહે લપટાઇ, પર પાસે ગુણ ગાય; એવો મેં અંધાપો આપેલો, પાતકમાં લપટાય. ॥ ૧૩ ॥ માહારા વારામાં વેરાગી, સન્યાસી બ્રહ્મચારી; તેમની સેવા પુરૂશ કરતાં, વીશેશ કરશે નારી ॥૧૪॥ નારીનું હલન નારીનું ચલન;નારી કરે તે થાય,વીશેશ વીધવા વામાવળગે કહેશે કરૂ સેવાય ॥૧૫॥ યોબન વયની વિધવા વામા, વીદ્યા અભ્યાસ કરશે; માહારા છે ગુરૂ માહારા છે ગુરૂ, કહી કહી પુંઠેફરશે॥૧૬॥ મહતા વધારે મીષ્ટાન મારે, સેવા કરે બહુ સારી; પોતાને પતી નહીને, ત્યાગીને નહી; નારી ॥ ૧૭॥ એકેને આડ નહી કસી વચમાં, શું છે તે જગદીસ જાણે; અજ્ઞાની જીવ એવું કહેસે,ત્યાગી તે તાત પ્રમાણે॥૧૮॥ ત્યાગી કહેસે શેવક અમારી, ગંગારૂપછે બાઇ;હરનીશ એનેજ્ઞાનવહાલું શેવાકરે ધાઇધાઇ॥૧૯॥ વીધવા કહેશે કંથ ગયો તો, શું કરવો વ્યવહાર આ સ્વામીની શેવા કરીને, ઉતરીયે ભવ પાર ॥ ૨૦ ॥ એવું કહી શે-

વામાં રહીને, મન ગમે તેમ ચાલે, જગત નીંદા ન કરે માટે, હરનીશ માળા ઝાલે ॥ ૨૧ ॥ ભોળીયા કહેસે ભકત છે બાઇ, સંસારની લત નથી; ગુરૂની સેવા કર્યા કરે છે, વીદ્યા ભણી છે અતી ॥ ૧૨ ॥ ભણી ભણીને શું જ્ઞાન ભણે, પ્રથમ સમજે કેવું; પંચભુતોની આ છે કાયા, માહારે શું લેવું ॥ ૨૩ ॥ દેહ તે હું નહી, દેહ માહારો નથી હું દેહનાથી ન્યારી; માટે દેહથી કર્મ બને છે, તેની હું નહી ભોગદારી ॥૨૪॥ દેહના કરમ દેહ કરેછે, તેથી મુને નહી દોશ; એવું ગુરૂનું જ્ઞાન મળ્યાથી કોઇ વાતનો નહી છોશ ॥ ૨૫ ॥ ગુરૂ કહીને ગોદમાં બેસે, ચેલી થઇ ચાંપે ચરણ; ન રહે બ્યભીચાર થયા વણ, ભીંજાય અંતઃકરણ ॥૨૬॥ કામદેવને શીવ સરખા ન જીત્યા, કોણ મનુશ જાતી; અચળપણું બતાવે મીથ્યા, દુનીયા ભોળી છેતરાતી. ॥ ૨૭॥ કીયા ગ્રંથમાં કહ્યું છે કે ત્યાગી કને જાય નારી નારીનો પરછાયો ન લે, સન્યાસી કે બ્રહ્મચારી ॥૨૮॥ તેમ છતાં શેવામાં રાખે; એ બધા મહારો જોરો; કાજળની કોટડીમાં પેઠેલો, કોઇ રહે નહી કોરો ॥૨૯॥ નાહાતીવેળા પીસાબ કરે, પાણી ભેગુ જાય પાણી, ગુરૂસેવકમાં એ રીતે, કોણ વારતા જાય જાણી ॥ ૩૦ ॥ એવા અતી અવગુણ માહારા, કહેતાં ન આવે પાર; મારા રાજમાં ડગલે ડગલે, વધસે વાભીચાર. ॥૩૧॥ રાજ્ય વંસી રઝળતા થાસે ગુલામ કરશે રાજ; સગા સહોદર કોઇ કોઇની. ન મળે લગાર લાજ. ॥૩૨॥ રાજા રઇયતને દુખ દેઇ, ધન હરીને લેશે; ન્યાય તજી અન્યાય કરીને, દુનીયાને ડંડ દેશે. ॥ ૩૩ ॥ રઇયત રાજાનું વાંચશે ભુંડું રાજા રઇયતને રગડે; દુખડુ પડશે વસ્તી વીશે આનંદ થાસે વગડે. ॥ ૩૪ ॥ વલણ ॥ વગડે આનંદ ભોગવે, સુણો યુધીષ્ટરરાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીની કરમ કથાય.

---

## કડવું ૧૮ રાગ ઝુલણા ચોપાઇ.

બોલ્યા જયમુની મુખવાણી, રાજા સાંભળ ઉલટ આણી; કહેકળી ધરમરાય પ્રત્યે, દુનીયાને ચલાવું અસત્યે ॥૧॥ ઓછા આયુશની સહુ શ્રષ્ટી, નવી નવી ભોગવસે કષ્ટી; સપ્ત વર્શની સ્ત્રી થઇ ફરસે નવ વરશની ગરભ ધરસે ॥૨॥ નીપજે નીરબળ પ્રજાય; મંદ બુધ્ધી સરવની થાય; ટુંકા આયુશ ટુંકી બુધ્ધી, તેથી નાવે પ્રભુની શુધ્ધી ॥૩॥ થોડા આયુસમાં સુખ સર્વ, લોભ લાલચ ગમ્મત ગર્વ; કામ ક્રોધ માહારૂને તારૂ

લપટાયા કરી લેવા સારૂ. ॥૪॥ વહુ સોળ વરસની થાસે, તવ સાસુના મેહેણા ખાસે; કહેશે વાંઝણી ઘરમાં આવી, બધી જીંદગાની ડુબાવી ॥૫॥ નાહાની વયમાં વસ્તાર માગે, કાચો કચીઆરો ખપ લાગે; એ તો ટુંકા આયુશનું જોર, સહુનો મોહ માયાનો સોર.॥૬॥ નાહાની નાહાની વયનાં બાળ, મોહ મૈથુનનો મમકાળ; અતી અપલક્ષણ અવગુણ, કાંટે તોળાશે જણ ત્રણ. ॥૭॥ હવે કહોતો કહું વીશેશ, સુણતામાં ઉપજસે કલેશ; તવ ધરમ ભરાયા ક્રોધે, થાય ભ્રષ્ટ બુદ્ધી તુજ બોધે. ॥ ૮ ॥ તું કરાવે વાલામાં વેર, તારૂ કરણી કેર; સુણી આવ્યું આંખમાં જેર, પાપ નહી તુને મારતાં હેર. ॥ ૯ ॥ માટે વાયુ સુત મમ વીર, મહા બળવંત ગુણ ગંભીર; તને આપુ આગના આજ, કાઢે આખા વીશ્વની દાઝ. ॥૧૦॥ તવ કળીએ કર જોડયા, તમારા સઉ સંદેહ તોડયા; બધા અવ ગુણ કહ્યા મારા, હવે સાંભળી લ્યો ગુણ સારા. ॥૧૧॥ પછીથી મારજો સુખરૂપે, તવ ધીર્ય ધરી ધર્મ ભુપે; વીરા વ્રકોદર ધરો ધીર, જોઇએ કેટલું છે નીર. ॥૧૨॥ એમ કહીને રોકાણ કીધું, ગુણ સાંભળવા લક્ષ દીધું; બોલ્યા યુધીષ્ટર મુખ વાણી, સુણ કુકરમી હેત આણી. ॥ ૧૩ ॥ ગુણ સાચા હોય તો કેહેજે, નહી તો સમજી ચુપ રહેજે; જો જુઠી અડા વીશ વાતો, તો તો ખાઇશ ભીમની લાતો. ॥ ૧૪ ॥ દુખી થઇ થાશે મરણ, ઘણું દુભાશે અંતઃકરણ; માટે બોલજે સાચે સાચું, જુઠી વાતે હું નહી રાચું. ॥૧૫॥ તારાં કઠીણ કુડાં કરમ, ઘણો દીઠા અમે અધરમ; તવ કળી કહે સુણો રાય, પન્ડે નહી બોલુ જુઠું જરાય. ॥ ૧૬ ॥ જુઠું બોલું તો જગદીશ પુછે, ખોટું કહેવાનું કારણ શું છે; બોલુ અસત્ય માહારે આપ, મને કોટી ગોહત્યા પાપ, ॥૧૭॥ બ્રહ્મહત્યાનું પાપ અનંત, આ જગે નથી ખોટી ખંત;તવ ધરમ કહે ગુણ તારા, જોઇએ જો કેવા છે સારા. ॥૧૦॥ ત્યારે કળી કહે સુણો રાય, સત્યસદ્વાપર ત્રેતા ગણાય; તેવા ત્રણ યુગો બહુ કાઠા, માહારા કરતાં જાણવા માઠા. ॥ ૧૯ ॥ તેવા વાતે યુગમાં સઉ કોઇ, ચાલે સત્ય પંથે જોઇ જોઇ; જુઠું બોલે નહી મુખ જરા, ચાલે ખડગ ધારાએ ખરા. ॥ ૨૦ ॥ કરે પુન્ય ન કરે પાપ, ટાળવાને ત્રીવીધી તાપ;કરે જપ તપ કાયાને કષ્ટી,રાખે સદાય નીરમળ દ્રષ્ટી. ॥૨૧॥ તેવું કરતાં કાઢે બાહુ દન, તોએ ન મળે જગજીવન; મારા વારામાં ખટમાસ, કરે સત્ય કરમ અભ્યાસ. ॥૨૨॥ તેને તુરત મળે મો હન, થાય પુરવનો પાપી પાવન; જપતપથી ન ખુએ આયુશ, થોડામાં કરૂં પુરણ હુંશ. ॥ ૨૩ ॥ એવું પરીબળ માહારામાં એક, જુઓ ધરમ

રાય વીવેક; બીજો ગુણ બતાવું નાથ, કહું જોડીને હાથ. ॥ ૨૪ ॥ ત્રણ યુગમાં કરે પુન્ય, કરે અદકું ને રહે નુન્ય; તેથી દુભાય જીવ ગરીબ, જેના ઘરમાં ન હોયે ઠીબ. ॥૨૫॥ તેને કયાંથી અતી ધન મળે, પુન્ય કરવાની વેળા વળે; ત્રણ યુગમાં એ અવગુણ,આપે ડુંગરને મળે તરણ ॥૨૬॥ મારા વારામાં એક દાન તણું, ફળ મળવાનું હજારગણું; એક જનાવાદી પુન્ય રળે, તેને સહસ્ત્ર જનાવાદી મળે.॥૨૭॥મને એવું હરીનુ વરદાન, તમે સાંભળ્યું હશે કાન; વળી ત્રીજો ગુણ બતાવું,ત્યાર પછી થી માર ખાઉ. ॥૨૮॥ ત્રણ યુગમાં ઘણાં વરસ, ધ્યાન ધરે ધરીને હર્ષ; તે ગણાય તરણા શમ ધ્યાન, મુજમાં ઘડી મેરૂ સમાન.॥૨૯॥ત્રણ યુગમાં સરવે નારી,સેવે સ્વામી અને મોરારી;તવ સગતી પામે અબળા;એવા ત્રણે યુગો છે નબળા. ॥૩૦॥ મારા વારામાં સેવ્યો સ્વામી, તે તો પ્રભુ તણું પદ પામી; પોતાના પતીની સેવા કરે, ચાહ્ય તો હરીધ્યાન ન ધરે ॥૩૧॥ તેને રીઝે ત્રીલોકના નાથ, એવી સ્વતંત્રતા તેને હાથ; મારામાં ગુણ એવા ચાર, કરો તોલ સતીના કુંવાર. ॥ ૩૨ ॥ તવ ધરમ વિસ્મય થયા, બધા અવગુણ ઢંકાઇ ગયા; તું તો દેખાયો સુપાત્ર, તારા અવગુણ તરણા માત્ર. ॥૩૩॥ કોટી દીવા આગળ એક રવી, એવી તુલના મુજને હવી; કોટી અવગુણ દીપક તુલ્ય,પણ ગુણ આદીત અમુલ્ય.॥૩૪॥સુણો સુણો વ્રકોદર વીરા, કળીનીકને ગુણના હીરા;એવાને કેમ શકીયેમારી, જો જે કુમતી કરતો તારી. ॥૩૫॥ એને મુકી દો મારા ભ્રાત. તવ કહી વ્રકોદરે વાત; એણે આપણને દુખ દીધું, કળી કહે મેં પારખુ લીધું. ॥૩૬॥ તાવી જોઈ દ્રૂપતી સતીને. પડુ પાય એની સુમતીને; જોઇ તમારી ન્યાય નીતિ, તેથી ઉપજી પુરણ પ્રીતી. ॥૩૭॥ ધન્ય ધન્ય સતી સંતાન, તમને પ્રસન્ન શ્રી ભગવાન; જાઓ જય તમારો થાશે, વીઘ્ન આવ્યે નહી કોઇ પાસે. ॥૩૮॥વળણ.॥ વીઘ્ન તમોને આવે નહી, સીધારો સતી સંતાન; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીયે દીધું માન. ॥

---

## કડવું ૧૯ રાગ સાખિની ચાલ.

જયમુનિ રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજેરાય;વિસ્તારી તુજને 'સંભળાવું, હીમાલય મહીમાય. ॥૧॥ કળીએ માન્ય અતીશે આપ્યું, બોલ્યા યુધીષ્ટર એમ, હવે એને છુટા મુકો, ઓરે બળીઆ ભેમ. ॥ ૨ ॥ આપણને શું લાગે વળગે, જે એના મતમાં જાસે; કુબુદ્ધી એવા પ્રાણી

ની જાશે ત્યારે થાસે ॥૩॥ નહી ડગે ને સ્થીર મન રાખે, તેને નહી ડાગ લાગે; લંપટ વ્રતી કરે તેનું સત્ય સમુળુ ભાગે. ॥૪॥ આપલેએસી કરવી ઉપાધી. પંથે પળો મમવીર; તવ વ્રકોદરે મુકી દીધે,ચડયા પાંશરા તીર ॥૫॥ હરી સમરણુ કરતા કરતા, પધારે પંથ પળાય; પાંચ પુરૂષને છઠી નારી, હીમાળા લગભગ થાય ॥૬॥ એવામાં એક સરોવર આવ્યું, નીરમળજળ લે લહેરી, પાણી પીવા પાન્ડવ બેઠા, ઉંચાવન કુળ પહેરી ॥૭॥ એવામાં થઇ વાઘ ગરજના, જેમ ગાજે બાર મેઘ, તેવો ગાજતો દોડયો આવ્યો, વાઘ વાયુ વેઘ ॥૮॥ દેખી ભય પામ્યા ભુપતી, હવે આયુશ ખુટયો;તવવ્રકોદર હિમ્મત આપી.ક્રોધભરેલો ઉડયો ॥૯॥ કચ્છ ભીડાવી મનકું ચીડાવી, વાઘના સનમુખ ચાલ્યો; જરા ન ડરીયો હોકારો કરીયો, ઝડપી વાઘને ઝાલ્યો ॥ ૧૦ ॥ ઝડપી ઝાલ્યો બગલમાં ત્રાલ્યો. પછી પુંછ પકડી કહાડયો, મુસ્તક ઉપર ફેરવીને પાશાણુમાં પછાડયો ॥૧૧॥ તેવો વાઘનો દેહ તજીને, થયો ગાન્ધર્વ રૂપ; તે દેખીને વીસ્મય પામ્યા, કુન્તી નંદન ભુપ ॥૧૨॥ બે કરજોડી ગાન્ધર્વ ઉભો, પુછી વ્રકોદરે વાત; વાઘ ટાળીને આ દેહ પામ્યો,કોણુ તારીમુળ જાત ॥૧૩॥ ગાંધ્રવ કહે સુત સતીના, હું તો સ્વરગનો વાશી એક વેળા આવ્યો અવનીમાં, મમ બુધ્ધી થઇ રાશી ॥૧૪॥ દુરવાસારૂષી તપ કરતાતા, તેની કને હું આવ્યો; રૂશીને બીવરાવવા માટે, મન દેવેવાઘ બનાવ્યો ॥ ૧૫ ॥ રૂશીજી તવ ઓળખી ગયા, ક્રોધે ભરાણા આપ; નેત્ર ઉઘાડી કળકળીને, મુજને દીધો શ્રાપ. ॥ ૧૬ ॥ કહ્યું જા વાઘને વાઘ રેહેજે, તવ હું નમી પડીયો;એ રૂશી શ્રાપ સીદ દીધો, શું વાઘ રૂપે નડીયો ॥ ૧૭ ॥ શ્રાપ માહારો અનુગ્રે કરો, એ માહારા મા બાપ; ભુલ્યો ચુકયો ને જખમારી, ટાળો ગરીબનો શ્રાપ ॥૧૮॥ એટલે આવી રૂસીને દયા; હાલનો આ દેહ માળસે. પણુ વાયુસુત ભીમને હાથે, વાઘ તણો દેહ ટાળસે ॥ ૧૯ ॥ એટલે ગાંધર્વ એમ બોલ્યો, મળે વાયુ સુત કયારે, રૂસી કહે હિમાળે જાસે; પાન્ડવ મળસે ત્યારે ॥૨૦॥ એવી વાણી કહીતી રૂશીએ, માટે રહ્યા છું આંઇ; વટેમારગુ જળ પીએછે આ સરોવરની માંઇ ॥૨૧॥ હું જાણું કે ભીમ મળે તો, પામું પુરવનો દેહ; તેથી જેને ને તેને ચકુછું, કાર્ય કરૂંછું એહ ॥ ૨૨ ॥ ત્રણે દીવસે તમો પધાર્યા, ત્યારે આ દેહ આવી,અતી ઉપકાર માન્યો તમારો; અંતર ઉલટ લાવી ॥૨૩॥ ઇશ્વર જય કરસે તમારા, પામસો પ્રભુના ચરણ; પાતક ટળી પુન્ય વધસે, થાજો હરીને સરણુ ॥ ૨૪ ॥ એમ કહી આં-

તર ધ્યાન ગયો, સ્વર્ગ સુદન, ઇંદ્રને જઇને ચરણે લાગ્યો, ઇંદ્રનું હરખ્યું મન. ॥૨૪॥ આવ્ય ભાઇ ભલે તું આવ્યો; આ દેહ સાથી મળીયો; ગાન્ધરવ કહે હીમાળે જાતાં ભેગો થયો ભીમ બળીયો. ॥૨૫॥ એ અડવાથી આ દેહ પામ્યો નહી તો હતો સુન્ય મુન્ય; તેની સાથે વનકુળ પહેરી, જાય છે તમ અરજુન ॥૨૬॥ છે મહા દુખી નથી સુખી, પામે છે ઘણી કષ્ટી, માહારા દલમાં ઉપની દયા, દેખી ન શકાયુ દ્રષ્ટી. ॥૨૭॥ એટલે બોલ્યો ઇંદ્રરાજા, ચાલોને સરવે દેવ, અરજુનને આંઇ લાવીએ તેડી; જરૂર આવસે એવ ॥૨૮॥ એવી આપી આગ્ના કે, ઉઠયા તેત્રિશ કરોડ; પુસ્પ તણા વઇમાન બેશી ચાલ્યા જોડાજોડ. ॥૨૯॥ ઉતરી આવ્યા અવની વીસે જ્યાં હીમાલય પંથ; પાન્ડવને જાતા ત્યાં દીઠા, મારગ રોકયો અત્યંત. ॥૩૦॥ પાન્ડવો કરજોડી ઉભા, ઉભો અરજુન ભુપ; એટલે નરને ઇંદ્રે પુછ્યું, કેમ ધર્યું આ રૂપ. ॥ ૩૧ ॥ શા દુખમાં તું દુલી ગયો છું, ઓરે મારા બાળ; શરીરે નથી વસ્ત્ર વાઘા, શું આવ્યું આળ. ॥ ૩૨ ॥ કોણે ઘરબાર છીનવી લીધું કોણે લીધું રાજપાટ; રાજ્યવંશીનો વેશ મુકીને કેમ કર્યો આ ઠાઠ. ॥ ૩૩ ॥ અરજુનજી કહે પીતા મારા કોઇએ કાંઇ નથી લીધું; કુડો કળીયુગ બેસવાથિ, જાણી જોઈ ત્યાગ કીધું. ॥ ૩૪ ॥ અવની વીસે રાજ કળિનું, બેહુ જાણ્યું મમ તાત; એના રાજ્યમાં રેહેવું ન ઘટે, માટે મુકી સહુ વાત. ॥૩૫॥ એટલે બોલ્યો ઇંદ્ર રાજા; અવનિમાં કળિયુગ આવ્યો. તો તાહારે આવવું તું સ્વર્ગે, કોણે આ પંથ બતાવ્યો. ॥ ૩૮ ॥ વળાણ ॥ આ પંથ કોણે બતાવિયો, ઓરે માહારા તન; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતાજન.

---

## કડવું ૨૦ રાગ ધન્યાસરીનિ ચાલ.

જયમુનિ રૂશી એણિપેર બોલ્યા, સુણ જનમેજે રાય વીસ્તારી તુજને સંભળાવું પર્મ પવીત્ર કથાય. ॥ ૧ ॥ ઇંદ્ર કહે આ પંથ તુને, કોણે બતાવ્યો બાળ, આ કરવે શું સુખ માનો છો, ભુલ ખાધી ભુપાળ ॥૨॥ ઇશ્વરે મુનશા દેહ સારૂ, કીધા છે સહુ વઇભોગ; તે તજીને કીયા પ્રાણીએ, માગી લીધા રોગ દોગ ॥ ૩ ॥ સુખ સંપત કોણ તજી બેઠો, તજવે શું વઇકુંઠ પામ્યો; કીયો પ્રાણી મોક્ષ મળીયો, લક્ષ ચોરાશી વામ્યો ॥ ૪ ॥ એટલે અરજુન હાથ જોડીને બોલ્યો નિરમળ બોલ; ઓરે પીતાજી ઉતર આપું, તેનો કરજો તોલ. ॥ ૫ ॥ પંચસુતોની આ કા-

યા છે. આપણી નથી જરા; તે છે શા કારણ સુખ દેવું, આપણ દેહથી પરા. ॥૬॥ ઇંદ્ર કહે એ દીકરા માહરા, વપુ સાથે શું વેહેર; વેહેર વીના વપુને દુખ દેવું, એ ઝેરીલાનું ઝેર. ॥૭॥ પંચભુતોના વહેરિ નથી ને, ઝેર કરવું શા માટ; એ દેહ વડે જ્ઞાન ધ્યાન થાયે, મળે મોક્ષની વાટ. ॥૮॥ તેના પર કાળો કેર કરીને, દેવું દારૂણ દુઃખ; તે પાતક આપણને લાગે. ન મળે મોક્ષનું સુખ. ॥૯॥ લેણું લેવા ને દેણું દેવા, લેવા પડે અવતાર; વેહેરે વેહેર પડે લેવું દેવું, મોક્ષ ન મળે લગાર.॥૧૦॥ એટલે અરજુન એમ બોલ્યો. દેહ તો જડ છે સાર; ત્યારે તેને શું સુખ દુખ દેવું, અનુભવ નહી લગાર. ॥૧૧॥ ઇંદ્ર કહે તે જડ જાણો છો, તો તેને શીદ દુખ દેવું; જડ ઉપર આટલું ઝેર કરો તો, ચૈતન્ય ઉપર કેવું.॥૧૨ જડને સુખ દેવું સારૂ નથી તો, દુખ દેવાનું કેમ સારૂ; જડને અનુભવ થાતો નથી તો, શીદ દુખ દેવું વારૂ.॥૧૩॥એટલે અરજુનજી ખમચાયો, વીચારીને વદે વાણ; સુણો પીતાજી ઉત્તર આપુ. સમજી લેજો રામબાણ. ॥ ૧૪ ॥ તમારા પ્રશ્નનો ઉત્તર મારે, દેવાની નથી ગતી; અમે અમારે એવું સમજ્યા, દેહમાં રેહેવું નથી. ॥૧૫॥ ઇન્દ્ર કહે એક મમત ઝાલી, સમજ્યા વીના જાઓ ચાલ્યા; શાથી મોક્ષ મળે તે ન જાણ્યું, કોણે ખોટા વેહેમ ઘાલ્યા. ॥૧૬॥ ચાલો જઇએ સ્વરગ સુદનમાં, અરજુન બોલ્યો વાણ; તાતજી મુજને કહોતો, પરમેશ્વરની આણ. ॥ ૧૭ ॥ ઇન્દ્રે જાણ્યું સંવાદ કર્યા વણ, કયાંથી આવે જ્ઞાન; ભગવત પદને પામવાના, નહી મોક્ષનો અભીમાન. ॥૧૮॥ એવું સમજી વૈમાન બેશી, સ્વરગ ગયા સહુ દેવ; હીમાલયને પંથે ચાલ્યા, પાંડવો અશ્વમેવ. ॥ ૧૯ ॥ હરી ગુણ ગાતા મારગ જાતા, હવે શું આગળ થાય; તે કથા સંભાળાવુ તુને, ઓ જનમેજે રાય ॥૨૦॥હીમાળાની લગભગ થયા. આવી સરીતા એક, પાન્ડવે ત્યાં સ્નાન કીધું, રાખી હરીજન નેક. ॥૨૧॥ પંચ દેવોનું સ્થાનક દીઠું, તેનું કરયું પુજન; પછી હીમાલય ચઢવા લાગ્યા,પવીત્ર પુરણ મન. ॥૨૨॥ હેમગીરી પંથ જાતાં જાતાં, લય સરોવર આવ્યું; કીનારાપર સ્નાન કરવા તતપર થયા, ભગવત પદ મન ભાવ્યું. ॥૨૩॥ કીનારાપર જાતાં જુતાં, નીકુળ લાગ્યા ગળવા; શીતાળતા ચઢી ને ધ્રુજ વાપી, શરીર લાગ્યું ટળવા. ॥૨૪॥ જેવી રીતે સાકરફ ગળે, તે રીતે ગળવા લાગ્યો; રામ રામ રામ એમ સહુ ભાઇ બોલે, જોતાં જોતાં દેહ ભાગ્યો. ॥૨૫॥અરજુન શેદેવ ને દ્રૂપતી, થયાં શોકાતુર; ધર્મની બીકે આંસુ ત-

લાવે મહા દુખ થયું ઉર. ॥૨૬॥ ધરમ પ્રત્યે પુછવા લાગ્યો, વાયુ નંદન ભીમ, એ મોહોટા વિરા સુજ્ઞ સધીરા, પ્રથમ નીકુળ કેમ. ॥૨૭॥ મોહોટા રહ્યાને નાનો ગળીયો, તેનું કારણ શું છે; તે માહારામનનો સંદેહ ભાગો, કરજોડીને ભીમ પુછે. ॥૨૮॥ ધરમ કહે વિરા માહારા, એ નાહાનો લાડકવાયો; જેને ને તેને કરતો ટુંકારા, થઇ ફરતો હરાયો. ॥૨૯॥ માતને તાતને તીછકાર કરતો, એ પાપ એને નડીયું તે કારણથી આપણા પેહેલો શરીર એનું પડીયું. ॥ ૩૦ ॥ વરકોદર નીર શંશય થયો; પણ મન થયું ઉદાશ; સરવે સરોવરમાં સ્નાન કીધું, સમર્યા શ્રી અવિનાશ. ॥૩૧॥ દેહો તજવાના વિચારવડે, જાજે ન ધરીયો શોક; માયામાં વીશેશ લક્ષ ન રાખે, સમરે પુન્ય શ્લોક ॥૩૨॥ ધર્મનેઅતી આતુરતા છે, પ્રભુને ભેગા થાવા; હરખ ઉરમાંમાતો નથી, આગળ લાગ્યા જાવા. ॥૩૩॥ જાતાં જાતાં શેદેવજીનો, દેહજ ગળવા લાગ્યો; બીજા બંધુ જોઇ રહયા છે, પંચ ભુતી પીન્ડ ભાગ્યો ॥ ૩૪ ॥ ભીમ કહે એ મહોટા બંધુ; મને પડયો બંધુવેમ; શેદેવ આપણો ત્રીકાળજ્ઞાની, વહેલો ગળીયો કેમ, ॥૩૫ ॥ એણે શો અપરાધ કરેલો, તે સમજાવો સાર, ધરમ કહે સુણો વિરા, વાયુના કુવાર, ॥૩૬॥ હસ્તીના પુરમાં દુત રમ્યાતા, દુરીયોધન સંગ જ્યારે; પુછયા છતાં રમવા કહ્યું તું; જાણી જોઇને ત્યારે ॥૩૭॥ સમજયા છતાં અસત બોલ્યો, તેથી પેહેલો ગળીયો; ભીમ કહે છે વાત્ર વીરા, સઘળો સદે ટળીગયો. ॥ ૩૮ ॥ પછી પાણુ સ્નાન કરીને આગળ ચાલ્યા એહ; એવે સમે અરજુનજીની ગળવા લાગી દેહ. ॥ ૩૯ ॥ વળણ. દેહ ગળવા લાગી તહી; અરજુનજીની સાર; વ્યાસ વલ્લભ વાણી વદે, હીમાલય વિસ્તાર. ॥

---

## કડવું ૨૧ રાગ ચોપાઈનો.

બોલ્યા જયમુની મુખ વાણિ, રાજા સાંભળ ઉલટ આણી, ધનંજે જેણે ધરીયું નામ, પોતે ગરવા લાગ્યો તે ઠામ. ॥૧॥ ધીરે ધીરે ગળી ગયો હ, ભીમ પુછવા લાગ્યો તેહ આતો અરજુન ગળીયો શાથી, માહા બળવંત રણનો હાથી ॥૨॥ ત્યારે બોલ્યા યુધિષ્ટર રાય, એની મહોટી ભુલ કહેવાય; બધા વિશ્વ તણા જે ધણી, બુજ નરને નોહોતી તે તણી, ॥૩॥ પ્રભુ પાસે રથ હંકાવ્યો; એના મનમાં વિચાર નાવ્યો, નવ જાણ્યા વિશ્વના પતી, એણે બનાવ્યા સારથી, ॥૪॥ હિશ્વ દાસત્વનું કામ, તેથી વેહેલો ગ-

ળ્યો આ ઠામ, એમ સંદેહ નાંખ્યો ભાગી, પછી સ્નાન તણી ચટ લાગી. ॥૫॥ સ્નાન કરિ આગળ ડગ ભરીયું; એવે શરીર ભીમનું ઠરીયું; જાણ્યું વ્રકોદરે મન એમ, હવે નહી રહુ કુશળ ખેમ. ॥૬॥ હવે શાથી હું ગળવા બેઠો, પ્રષ્ણ પુછવામાં જીવ પેઠો, ગળતાં ગળતાં બોલ્યો મુખ એમ, ભાઇ ગળવા લાગ્યો હું કેમ. ॥૭॥ ટાળો સંદેહ ઝટપટ વિર જાવા બેઠું માહારૂ શરીર; તવ બોલ્યા યુધીષ્ટર રાય તું તો ભોળો ભક્ત ગણાય. ॥૮॥ પણ ક્રોધ વેળા ચઢે તાન, ત્યારે ન રહેતું બોલ્યાનું ભાન; હોય શીવ વિષ્ણુ બ્રહ્માય, હોય યોગી મુનિ રૂશીરાય. ॥૯॥ તેનું અપમાન કરતો મુખ, કોપ ચઢે તો દેતો દુખ; પછી મનમાં તો દયા ખરી, પણ તે વેળા કરીદે પરી. ॥૧૦॥ માટે વેહેલો ગળે છે વિર હવે સમરો શામ શરીર; એમ કહેતામાં ભીમ બળીયો જોતા જોતામાં ઓગળીયો. ॥૧૧॥ બોલી દ્રુપતી સતી વિચારી, હવે દેહ ગળવાની માહારી; શાથી ગળોશ પુછીજોઉં, માહારા મનનો સંદેહ ખોઉં. ॥૧૨॥ કહો સ્વામી હું ગળીશ કેમ, મારા મનનો ટાળો વેહેમ; બોલ્યા ધરમ સાંભળ નારિ, ઘણી પ્રીતી પારથમાં તારિ ॥ ૧૩ ॥ પાંચ પતીમાં વાહાલો એહ, શામ વીશમનો દોશ તેહ, માટે તે કારણ તે નારી; ટળ્યો સંદેહ દ્રુપતીનો ભારી ॥ ૧૪ ॥ ત્યાંથી ખડડગ, આગળ જાય, ગળવા લાગી સતીની કાય; ગળી ગઇ સબરમની તોલે, ધરમરાજા રામ રામ બોલે. ॥ ॥૧૫॥ પેઠા ધર્મ સરોવરમાંય, ગળવા લાગી આગળી ત્યાંય; ટચલીનું ટેરવું ગળીયુ, બીજા શરીર રૂપમાં વળીયું. ॥ ૧૬॥ સારી સ્વચ્છ થઇ ગઇ દેહ, પોતે વાત વિચારિ તેહ, ગળ્યું ટેરવું તે મેં જાણ્યું દ્રોણ સામુ જુઠાણું તાણ્યું. ॥ ૧૭ ॥ ગુરૂના સુત અશ્વસ્થામાં, મુઆ ત્યારે ગયા અમે સામા; મને દ્રોણે પુછી વાત, કોણ મરણ પામ્યું સાક્ષાત ॥ ૧૮ ॥ હું તો જાણતો હતો, મનમાં, હાથી મુઓ તે માહારા તનમાં. તોયે નરોવા કુંજોવા બોલ્યો, જાણ્યા છતાં ન પડદો ખોલ્યો. ॥ ૧૯ ॥ એટલું રાખ્યુ પેટમાં પાપ, આવિ પડ્યો તો સૌનો સંતાપ, તેનું ફળ મળ્યું મને આજ, ગળ્યું ટોચકું સમજ્યા મહારાજ. ॥ ૨૦ ॥ એવો ધારણ ધારી ધરમે, મર્યું ટોચકું માહારે કરમે, પછી સરોવરમાં કર્યું સ્નાન ભાવે ભજ્યા શ્રી ભગવાન, ॥ ૨૧ ॥ પછી ગયા સામી તીર, ગભરાયા ગુણ ગંભીર, હવે પરવત પર ચઢવાનું, ત્યાંથી કયાં ઉતરો પડવાનું ॥ ૨૨ ॥ એમ વિમાસે છે અપાર કોઇ પંથે ન સુજે લગાર; પછી મનમાં ધાર્યું એમ, જઇશું જેમ જવાશે તેમ ॥૨૩॥ એમ ધારીને પંથે

પળીયા, સમરે સુંદિર સામળીયા; જાતાં જાતાં આવ્યા ત્રણ પંથ, તત્ર ભ ભરાયા અત્યંત ॥૨૪॥ માહારે ક્યાએ મારગ જાવું, ભગવાનના ભેગાથાવું એક મારગ કઇલાશ જાય, બીજો બ્રહ્મપુરીમાં પળાય ॥૨૫॥ ત્રીજો મારગ વઇકુંઠ કેરો, જેને જમ નવ ઘાલે ઘેરો; ત્રણમાંથી કયે પંથ પળવું, મારે વિશ્વપતીને મળવું ॥ ૨૬ ॥ એવે કઇલાશથી શીવ દુત, આવ્યા તેડવા સતી સુત; કહ્યું ધરમને જોડી હાથ, ચાલો તેડવે ભોળાનાથ. ॥ ૨૭ ॥ બોલ્યા યુધિષ્ટર વાત સુણી, શીવ છે સદા તમોગુણી;માટે હું નહી આવું ત્યાય, મહારે જાવું છે વઇકુંઠ માંય ॥૨૮॥ કહી શીવ દુત પાછા વાળ્યા, તત્ર બ્રહ્મા તણા દુત ભાળ્યા, કહયું બ્રહ્માના દુતે આવિ, ચાલો બ્રહ્મા તેડે છે તેડાવી ॥ ૨૯ ॥ તેવે બોલ્યા ધરમ ભુપાળ, એતો રજોગુણી સદાકાળ, માટે બ્રહ્મપુરી નહિ આવું, મહારે વઇકુંઠ વીશે જાવું ॥ ૩૦ ॥ એમ કહી પાછા વાળ્યા જ્યારે, આવ્યા વિષ્ણુ તણા દુત ત્યારે, જોડ્યા ધરમ રાજાને હાથ, ચાલો તેડે છે વઇકુંઠ નાથ ॥૩૧ ॥ એવે યમપુરીથી રાય ધરમ, આવ્યા તેડવા આનંદ પરમ; ચાલો યુધીષ્ટર મમ બાળ, પહેલા તાતની લ્યો સંભાળ ॥ ૩૨ ॥ પછી વઇકુંઠ જાશું લેઇ, કાઢો આ દુતને શીખ દેઇ; બોલ્યા યુધીષ્ટર જોડી હાથ. પહેલા નીરખું વઇકુંઠ નાથ ॥ ૩૩ ॥ તે પછી બીજી બધી વાત, ત્યાં હું જરૂર આવિશ તાત; એવું કહીને પાછા વાળ્યા; વિષ્ણુ દુતને પ્રેમે ભાળ્યા ॥ ૩૪ ॥ પછી બીરાજ્યા વઇમાન, ગયા વઇકુંઠ જ્યાં ભગવાન; માહા સોભીતુ સુંદિર ધામ, તેમાં બીરાજેલા ઘનશામ ॥ ૩૫ ॥ મુકયું ચરણમાં જઇ શીશ, તવ ઉભા થયા જગદીશ; આવો આવોરે રાજા ધરમ,તમો ભકત અમારા પરમ॥૩૬॥ કહી આલીંઘન દિધું સ્વામી, પ્રભુ રીઝ્યા ગરૂડા ગામી; તત્ર વઇકુંઠ વાશી સરવ, બધા ભકતના ઉતરયા ગરવ ॥ ૩૭ ॥ આપણાથી શ્રેષ્ટ આભગત, જતી આવ્યા માયાવી જગત; પછી બોલ્યા અંતરયામી, રહો ચતરૂભુજ રૂપ પામી ॥ ૩૮ ॥ તવ કહી યુધીષ્ટરે વાત, કયાં છે દ્રૂપતીને મમ ભ્રાત; તવ રીજેલા શામ શરીર, બોલાવી દ્રૂપતી ચાર વિર ॥ ૩૯ ॥

॥ વલણ ॥ ચાર બંધુ ને પ્રેમદા, તેડયા ધરમની પાસ, ચતરૂ ભુજ રૂપ તેહ છે, વદતા વલ્લભ વ્યાસ.

---

## કડવું ૨૨ રાગ ધન્યાસરીની ચાલ

,જયમુની રૂશી એણીપેર બોલ્યા,સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને

સંભળાતું, મોક્ષ મારગ કથાય ॥ ૧ ॥ ચાર બંધુને પ્રેમદા દીઠી, ખુશી થયા રાય ધરમ; ઓરે પ્રભુ આપને શરણે, સહુ જીવને સુખ પરમ ॥ ૨ ॥ મમ તાત સાથે બંધાયોછું, ધરમ પુરીમાં જાવું; પ્રભુ કહે ભકતને વશ હું છું, ચાલો તમ સંગ આવું, ॥ ૩ ॥ એમ કહીને તતપર થયા, પાંચ બંધુ એક નાર; છએ શેવકોની સાથે, નીકળ્યા યુગદાધાર ॥ ૪ ॥ ધરમ પુરીમાં પ્રેમે પધારયા, ધરમે દીધાં આસન, મમ સુત તુજ સંગ પ્રભુજીઆવ્યા મુને કરયો પાવન ॥ ૫ ॥ ધન તારી કરણી પાર ઉતરણી, વરણવી નજાવે વાતો, યુધીષ્ટર કહે પીતાજી મહારા, કયાં કઉરવ મમ ભ્રાતો ॥ ૬ ॥ ધરમ કહે તું આશું બોલે, કઉરવ ભ્રાતા કેના, કોટાણ કોટી દુખ દીધેલું, એતે સબંધી શેના ॥ ૭ ॥ હણુવાના કીધા હુમલા, તમને એણે બહુવાર; શીધ સીધને રાજપાટ વીધું, લેવી ધારિ સતિ નાર ॥ ૮ ॥ તમ દેહપર દારૂણ દુખ દીધુ, તેની સાથે શી સગાઇ; રત્ન સરીખા પુત્રો મારયા; મરતા કશી ઠગાઇ ॥ ૯ ॥ એવા અસુરીનું મુખ ન જોવું, ઓરે યુધીષ્ટર રાય; ધરમ તણા એવા વેણ સુણી, બોલ્યા પડીને પાય ॥ ૧૦ ॥ યુધીષ્ટર કહે સમજ્યો હુ તો, તમે કહી ખરી વાત; ગમેતો ગમે તેવા પણ, એતો માહારા ભ્રાત ॥ ૧૧ ॥ સારો નરતો પણ મમ બંધુ, દેખાડો એમના મુખ; એ વાતનું માહારા મન વીશે; રમી રહ્યું છે દુખ ॥ ૧૨ ॥ સુખજ દે તે સાચો શતરૂ, દુખ દેતે મમવીર; સુખમાં સાંભરે સુંદરી શોની,દુખમાંશામ શરીર ॥ ૧૩ ॥ પ્રભુ સંભારે તવ જગ તરીયે, નારીધો લક્ષ ચોરાશી દુખ તણા દેહ પડે ભોગવવા, માયાની માઠી ફાંશી ॥ ૧૪ ॥ માટે એ ભ્રાતોએ વન કહાડયાનો, વહાલા લાગ્યા વનમાળી; જ્ઞાનિ બ્રહ્મરૂપ ભેગા થયા તો, લક્ષ ચોરાશી ટાળી ॥ ૧૫ ॥ માટે એ બંધુઓ તોલે, નાવે બીજુ કોઇ; આપણા સુખ દાતા છે તે, સવળાં લીધાં જોઇ ॥ ૧૬ ॥ દુખે દાજીને સુખ આપે, તે સુખમાં સહુ ફુલે, પંચ વીષયના ભોગવે ભોગો, ભગવત ભજન ભુલે ॥ ૧૭ ॥ વળીભોગમાં ભગવત ભુલાવે, સગાને વાહાલા સરવ જ્યારે સગા સુખ આપે ત્યારે, પેશે ઘરમાં ગરવ. ॥ ૧૮ ॥ આ માહારાં સગાં આ માહારા ઘરના, જીવને ચડે અભીમાન; એ અભીમાને મરે માયામાં, સાભરે નહી ભગવાન ॥ ૧૯ ॥ તેથી તે જીવ મોક્ષ ન પામે ભોગવે લક્ષ ચોરાશી; જો દુખ દેનારા હોય સગાં તો, સાંભરે શ્રી અવીનાશી ॥૨૦॥ તેથી પાપ નીવારણ થાયે, જાયે ચોરાશીનો ફેરો; છેવટ પામે પ્રભુના પદને, ન ઘાલે યમ દુત ઘેરો ॥ ૨૧ ॥ આવા મમનનું જે સુખ દુખ તે, સગાં બંધાવે છોડાવે; કઉરવ બંધુ મુને દુખ દેઇ, મુક્ત

માં જીવ જોડાવે ॥ ૨૨ ॥ હું એમનો ઉપકાર માનું છું, ઝટપટ ભેગા કરે; તવ પ્રભુ કહે એમના બંધુ, દેખાડી દુખ પરહરો ॥ ૨૩ ॥ તવ યુધીષ્ટરને તેડીને ચાલ્યા ધરમરાય; નરક તણા કુન્ડો છે જે સ્થળે; પાપી જીવ બહુ ત્યાંય ॥ ૨૪ ॥ છે એક કુન્ડમાં કઉરવ લોકો, જોડે એવા દુરાચારી; તે કુન્ડ પાસે તેડી લાવ્યા, યમપુરીના ભોગદારી ॥ ૨૫ ॥ યમરાજા કહે આ કુન્ડ વિશે, કઉરવ કેરો સાથ; સેન્યા કારભારીને મીત્રો, શકુનીને સો ભ્રાત॥૨૬॥ ધરમ ધશીને ગયા જોવા, મનસુબા મનમાં કરતા; કીનારાપર જઇ જોવા લાગ્યા, બહુ દુખી જીવ ફરતા ॥ ૨૭ ॥ અનંત તરેની પીડાયો પામે, મળ મુત્રોમાં રહીને; કર્યા કર્મના ફળ ભોગવે છે, કયાં દુખ રડે જઇને ॥ ૨૮ ॥ તે કુન્ડમાં એક તરે તરખલુ, વળગ્યા તેને જીવ ઘણા; તેના ભેગો દુરીયોધન છે, નહી તેને કષ્ટીમાં મણા ॥૨૯॥ યમરાજા કહે એ યુધિષ્ટર, પેલું તરખલુ તરે; તેને બહુ જીવ બાજ્યા તેમાં, જુઓ એક જીવ ફરે ॥ ૩૦ ॥ તેજ તમારો મોહોટો બંધુ, હસ્તીના પુરનો રાય; તવ તે જીવે સાંભળ્યું કાને, દીલ ધરમને ત્યાંય ॥ ૩૧ ॥ તેથી તે સરમાઇ ગયોને, કુન્ડમાં ડુબકી મારી; તવ યમરાયે ઉપર બોલાવ્યો, તે આવ્યો દેહ ધારી ॥ ૩૨ ॥ દેહ ધરી દુરીયોધન ઉભો, બોલ્યા યુધિષ્ટર રાય; આવ અલ્યા ભાઇ બાહાર કાહાડું, નરક નીવારણ થાય ॥ ૩૩ ॥ શું કરવા કષ્ટી ભોગવે છે, કયાં લગી દુખ વેઠાશે; આવ્ય હું ઝાલુ હાથ તારો, તવ તુજ પાતક જાશે ॥૩૪॥ તેં મુજને ઘણા અવગુણ કીધા, પણ મુજ મનને નથી, ભુંડુ તુ કરે ને હું ભલુ તાકુ, જેમ મતી તેમ ગતી ॥ ૩૫ ॥ એટલે દુરીયોધન એમ બોલ્યો, ઓરે ધરમરાય; તમારે હાથે બહાર ન આવું, કોટી યુગ વહી જાય ॥૩૬॥ નાના વાધના નરક વેઠું, કોટીક દુખી થાઉ; પણ શતરૂનો હાથ ઝાલી, કુન્ડની બાહાર ન આવું. ॥ ૩૭ ॥ ધરમ કહે કહ્યું માની, નીકળ વિરા બાહાર; દુરિયોધન કહે જા તુજ સાથે બોલીશ નહી લગાર ॥ ૩૮ ॥આઘેથી સાંભળ્યું પ્રભુએ, હસવા લાગ્યા છેક; કોટાણ કોટી દુખી થયો પણ, મુકતો નથી ટેક ॥૩૯॥ સાબાશ છે ખરો ટેક એનો, હુ જઇ નરક નીવારૂં; એની સાથે સહુ જીવ તરશે, એ વળશે અંધારૂં ॥ ૪૦ ॥ પણ એનો ટેક જોઇને હું તો ખુશી થયો અપાર; ભલે સરવે વઇકુન્ડ આવે, જાણ્યું જુગહાધાર ॥૪૧॥ ચાતુરભુજ ભગવાન પોતે, આવ્યા કુન્ડ કીનારે; ખડ ખડ ખડ હસવા લાગ્યા, ધરમ બોલ્યા ત્યારે ॥૪૨॥ ઓ માહારાજા આપ શું હ-

શીયા, તવ સામળીયે બોલે; આખા વીશ્વમાં ટેક ન જોયે, દુરીયોધન નિ તોલે ॥ ૪૪ ॥ એના ટેકથી હું રીજ્યો છું કહોતો નરક નીવારૂ; યુધી ષ્ટર કહે ભલે માહારાજા, હરખે હઇયું માહારૂ ॥ ૪૪ ॥ કુન્ડ ઉપર શ્રી કૃષ્ણ આવ્યા, બોલ્યા હસતે વદન; શાબાશરે ભાઇ ટેક તારો, ગાન્ધારીના તન ॥ ૪૫ ॥ વલણ ॥ ધન્ય છે તારા ટેકને, ગાન્ધારીના તન; વ્યાસ વલ્લભ વાણી વદે, રીજ્યા જુગજીવન.

---

## કડવું ૨૩ રાગ ધનાસરી

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષત રાય; વીસ્તારી તુજને સંભળાવું, પાપીની પાવન કથાય ॥ ૧ ॥ અંતરયામી ગરૂડા ગામી, રીજ્યા અપરંમપાર; દુરિયોધનની પ્રત્યે બોલ્યા, પોતે યુગહાધાર ॥ ૨ ॥ ધન્ય ટેક તારો જીવ અમારો, હરખ પામ્યો આ દીશે; ટેકમાં ટેક મેં જોયો તારો; આખા વીશ્વને વીશે ॥ ૩ ॥ ટેક જોઇ ત્રસમાન થયો છું, હવે ન બોલીશ આડું; જો મન માનતુ હોય તારૂં તો, હું મારે હાથે કાહાડું. ॥ ૪ ॥ દુરીયોધન કહે હા માહારાજા. તમથી હું આવું બાહાર; પણ માહારો હાથ ઝાલીને કાહાડો, ઓરે દેવ મોરાર. ॥ ૫ ॥ તવ પ્રભુ લાંબો કર કીધો, હરખ્યો કઉરવ નાથ; પોતે ખુશી થઇને બોલ્યો, ગ્રહ્યો પ્રભુનો હાથ. ॥ ૬ ॥ હાથ ઝાલીને દુરીયોધન બોલ્યો, કુન્ડના જીવોને કાજ; નરક નીવારણ થાય સહુનું; મુજ પમ પકડો આજ ॥ ૭ ॥ એટલે નરકના સહુ જીવો, વળગ્યા દુષ્ટને ચરણ; પ્રભુ પ્રતાપે બાહાર આવ્યા, થયા હરીને સરણ. ॥ ૮ ॥ પાપ તણાં રણ ચઢેલાં તે, રણછોડે રણ છોડયાં; પ્રભુ સ્પર્શથી અનેક જન્મનાં, બંધન હરિએ તોડયાં. ॥ ૯ ॥ પછી પોતાથી અળગા રાખી, કીધી ટેકની સુજ; નરકી જીવોનું નરક નીવારી, બનાવ્યા ચતરભુજ. ॥ ૧૦ ॥ સાલોકય મુકતી આપી એઓને, પુરણ કપા કામ કીધું; તે પછી રાજા યુધીષ્ટરને, હરિએ આલીંગન દીધું. ॥ ૧૧ ॥ તવ ચતરભુજ સ્વરૂપ પામ્યા; પોને યુધીષ્ટર રાય; સમીપ મુકતી એમને આપી, સદા રહે સેવા માંય. ॥ ૧૨ ॥ એવું સરવને સુખ કરીને, ચાલ્યા વઇકુંઠ લેઇ, આનંદ ઓચ્છવ થાય અતીશે સરવ પ્રાણિના સનેહી. ॥ ૧૩ ॥ જેને ને તેને ત્રિકમ વાહાલા, વંદને જસ

જય કાર, કમળા પતિને વઇકુન્ઠ વાશી, નિરખે વારંવાર. ॥ ૧૪ ॥ વઇકુન્ઠના જીવ વઇભોગ લે છે, દરશણનો અપાર; અવર વઇભોગ કોઇ ન ચાહે, દેખે દુસ્તર સંસાર. ॥ ૧૫ ॥ ત્રીતાપ નહી કોઇના તન વીશે, નહી કામ ક્રોધ કે લોભ; આનંદ આનંદ અતીશે આનંદ, કોઇને નહી કાંઇ ક્ષોભ. ॥ ૧૬ ॥ ક્ષુધા પીપાશા નીંદ્રા ન પીડે, ભય મઇથુન કોણ માત્ર; પ્રભુ ચરણનો પ્રતાપ એવો; સુજ્ઞ જ્ઞાનીને સપાત્ર ॥૧૭॥ સમા સમાના ભોગ થાયે, ગાયે વઇષ્ણવ ગીત; અવર વસ્તુ પ્રીય ન લાગે હરીના ચરણમાં ચીત. ॥ ૧૮ ॥ અબીલ ગુલાલ ચંદન પુસ્પો, ઉછળે છે હરનીશ; કીરતન ઓચ્છવ ચાલ્યા કરે છે, રીઝવે સઉ જગદીશ ॥૧૯॥ સ્વરગનુ સુખ તુછ સરખું, વઇકુંઠ વઇભોગ સામે; અવર આનંદ કાંઇ ન ગમે પુરણ પદારથ પામે. ॥ ૨૦ ॥ નીરખવાથી પાપ નાશ પામે, પાય પડે પુન્ય થાય, સમરણથી સરવે ભે ભાગે, આવાગમન વહી જાય ॥૨૧॥ એવો અમુલ્ય અવસર સહુને, વઇકુન્ઠ વીશે સદા; પાપ ન સાંભરે સપના વીશે, કુબુદ્ધી ન થાય કદા. ॥ ૨૨ ॥ વઇકુન્ઠ સુખ સદાકાળ એવું ભકત જનો તે જાણે; નાસ્તીક જન અજ્ઞાને ભરેલો, ઉરમાં સત્ય ન આણે ॥૨૩॥ સ્વરગારોહીણીની કહી કથા, સુણ જનમેજે રાય; સાંભળીને જે શ્રદ્ધા રાખે તે જનને ફળ થાય. ॥ ૨૪ ॥ દુરીયોધનનુ નરક નીવારયું, નારાયણે કરી દયા, તે સાથે અજ્ઞાની જીવો, તે પણ વઇકુન્ઠ ગયા. ॥ ૨૫ ॥ એરીતે અધરમી જીવો, સધરમી થઇ જાય; કથા સુણીને સમરણ કરે, તો ફળ પુરણ થાય. ॥ ૨૬ ॥ હરી સમરણ શ્રેષ્ટ સરવથી, સમરે તે સુખ પામે; સાચા દલથી શ્રદ્ધા રાખે લક્ષ ચોરાશી વામે. ॥ ૨૭ ॥ એટલું નીરભય વઇકુંઠ વીશે, પણ રહેવાનું મોક્ષ; પણ જ્ઞાન વીના અપોક્ષ ન થાય, તે નવ પામ્યો મોક્ષ. ॥ ૨૮ ॥ મોક્ષ વીના અખંડાનંદ નહી, સમજજો શ્રોતાય; તે વારતા ઘણી છે ઝીણી, વીરલાથી સમજાય ॥ ૨૯ ॥ વળણ ॥ સમજે કોઇક વીરલા, તે પામે પદ મોક્ષ; કહે વલ્લભ શ્રોતા સુણો, જાણો પ્રભુ પરોક્ષ.

---

## કડવું ૨૪ રાગ ચોપાઇ.

**બોલ્યા જયમુની મુખ એમ, રાજા સાંભળ રાખી પ્રેમ; મોક્ષ મારગની કથાય, સુણતાં સહુ પાતક જાય.** ॥ ૧ ॥ મુમુક્ષુ જન પામે જ્ઞાન,

તવ પરોક્ષમાં રહે ધ્યાન; લક્ષ લાગે પરોક્ષની સંગ, તવ તેનો ફરે અંગ રંગ. ॥ ૨ ॥ હરે ફરે પણ નહી બીજે, ચાહય કોઇ રીજે કે ખીજે; દ્રઢ લાગેલો જેનો લક્ષ, તેનો ન થાય બીજે પક્ષ. ॥ ૩ ॥ આવે અનંત જાતના બોધી, પણ પોને ન થાય વીરોધી; સમજે જેનું જે જે કરેલું, તેમાં તે તે જ્ઞાન ઠરેલું. ॥ ૪ ॥ જ્ઞાની જન હોય બહુ વીવેકી; કોઇ પંથને ન નાંખે છેકી; છે વાવેકી હસનો નીધી, એનો વાણી જ્ઞાનીયે કીધી ॥ ૫ ॥ હોય વિવેક વણ વિદ્વાનો, અંધ જેષ્ટીકાથી મસ્તાનો; દેખતાને નહી જેષ્ટીકાય, ચોખી દ્રષ્ટીએ ચાલ્યો જાય ॥૬॥ તેમ વીદ્વાનને જેષ્ટીકાય, કર ગ્રહીને પંથ પળાય; તેની પુંઠળ વળગેલા જન, નહી જેષ્ટીકા નહી લોચન. ॥ ૭ ॥ તેનો દોરે તેમ દોરાય, તેથી દેખનો તે નવ્ય થાય; અનુભવ નવ પામે કાંઇ, રહે સદાએ જંજાળ માંહી ॥૮॥ વિદ્વાનને જ્ઞાની બે જુદા; તેનો સમજાવું સમુદા; તવ ટળી જશે સંદેહ, સહુને સમજવું ઘટે એહ ॥ ૯ ॥ વિદ્વાનો લખ્યું વાંચી જાશે, ખુશીમાં આવે ને અરથ આણે, વળી વિભકતીયો વળગાડે વળી વ્યાકરણથી દોશ કાહાડે ॥૧૦॥ શ્રોતા અજ્ઞાની અંધ જેવા કહેશે આનો બોલે છે કેવા, પણ મુદો ન સમજે કાંઇ, તેથી લપટાયછે જયાંઇ ત્યાંઇ ॥ ૧૧ ॥ મોક્ષના ઇચ્છનારા જેહ વિદ્વાને ન જુએ તેહ; મુળ વસ્તુનું સાધન કરવું; બાકી બીજુ ન કરણે ધરવું ॥ ૧૨ ॥ મુળ વસ્તુ પરમેશ્વર જાણો, મુમુક્ષુ તેનું તારણ આણો; તે તો સમજાવી રાખશે જ્ઞાની, ભમાવી મારશે વિદ્વાનિ. ॥ ૧૩ ॥ ધરે મોક્ષ ઇચ્છા જે જન; તેને શોધવા નહી વચન, નહી વીદ્વાનનું છેદણ કરવું, સત્ય સમજીને ધ્યાન ધરવું. ॥ ૧૪ ॥ મુળ ધરમ મારગ છે જેહ, કરયા વિપ્રીત વિદ્વાને તેહ; એક શબ્દના અનેક અરથ, કરી સત્ય મારગ કરયો વ્યરથ ॥ ૧૫ ॥ ઘાલ્યું ધરમમાં ધરબોળ, ચહાવી દુનીયાં ચગડોળ; કરયુ સરવ જીવોનું અહીત, તેનો નરકના વાશી ખચીત ॥૧૬ ॥ કરે શાસ્ત્રારથ લડાઇ, અજ્ઞાની જન જાણે વડાઇ; મુમુક્ષુને તે કામમાં નાવે; જ્ઞાની જન જ્ઞાન વાત બતાવે ॥ ૧૭ ॥ વેદ ભણે તે જાણો વેદાન્તી, તેને જ્ઞાન વીના નહી શાન્તી ભણે શાસ્ત્રી તે શાસ્ત્રી ગણાયે, ભણે પુરાણો પુરાણી થાયે ॥૧૮॥ જ્ઞાનીને નહી ગ્રંથોનું કામ, જ્ઞાન વ્રતીયે જ્ઞાન તમામ; કોઇ જ્ઞાન કથે મુખજ્ઞાની, તવ દ્રેશ ધરે વિદ્વાની ॥ ૧૯ ॥ જ્ઞાની પાશે માગે પરમાણ, એવા જ્ઞાનીથકી અંજાણ; જુઓ જ્ઞાનીનું બતાવું રૂપ, તેનો વારતા અતી અનુપ ॥ ૨૦ ॥ જ્ઞાનીજન વદે વચન જેહ, હોય વિવેકમાં ગણ્યું તેહ, વળી આત્માને યાર્થ

ભાસે, બાધ દ્રષ્ટિ નહી ચોપાસે ॥ ૨૧ ॥ આગે આધાર તે વીદ્વાન, તેને કહી ન જાણવું જ્ઞાન, જ્ઞાન જ્ઞાનીના ઘટ માંય, સહુ સત વિવેકને ન્યાય ॥ ૨૨ ॥ વીદ્વાનોને વીદ્યા અભીમાન, તેથી તેને ન જાણવું જ્ઞાન; થયા આગળ જ્ઞાની જેહ, નહોતા આધાર લેતા તેહ ॥ ૨૩ ॥ વળણ. ॥ આધાર તે લેતા નતા, જ્ઞાનીની તે ગમ: કહે વલ્લભ વીદ્વાનને, જેષ્ટીકાથી શ્રમ.

---

## કડવું ૨૫ રાગ સાખિ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ્ય જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું; જ્ઞાની તણો મહીમાય. ॥ ૧ ॥ જ્ઞાની જન વાલમીક રૂશી,જ્ઞાની વેદમવ્યાસ;જ્ઞાની જન પાતાંજળી રૂશી, તેનો કરવો કયાસ. ॥૨॥ જ્ઞાની તો શ્રી કૃષ્ણ પ્રભુ, જ્ઞાની મનુ ભગવાન; તે સરવે વેદ શાસ્ત્ર બાંધ્યાં, કયાં લીધું પરમાણ. ॥ ૩ ॥ વ્યાસજીએ કીયાં પુરાણ જોઇ, પુરાણ ગ્રંથ બનાવ્યા; વાલમીકે કેઇ રામાયણ જોઈ, રામજીને ગવરાવ્યા. ॥ ૪ ॥ પાતાંજળી કીયું શાસ્ત્ર જોઈ, શાસ્ત્ર રચના કીધી; મનુ ભગવાને કેઇ સમરતી જોઇને સમરતી લીધી ॥ ૫ ॥ ઉપનીશદના કરવા વાળાએ, પ્રથમ કીયું જાયું; કીયાં પ્રમાણ કરતાએ આપ્યાં, કીયે ગ્રંથે મન પ્રેર્યું. ॥૬॥ જ્ઞાનીના જ્ઞાનમાં ન હોય પ્રમાણ, જ્ઞાની જે ભાખે તે સત્ય; જ્ઞાની જન જે વદે તે વેદ, બાકીનાં સહુ મત્ય. ॥ ૭ ॥ જ્ઞાની જન છે ચાર ચક્ષુને, વીદ્વાન ત્રીલોકય દ્વીલોચન છે સરવને, તે ન જોઇ વીચારો સહુ જન ॥૮॥ જ્ઞાની તુલ્ય નથી કો પ્રાણી,જ્ઞાની ઇશ્વરી અંશ ચાર ચક્ષુવાળાના સામો, ત્રીલોચની કરે દંશ ॥ ૯ ॥ વિવેક વાળો ને ન્યાય વાળો, જ્ઞાની હોયે કોઇ જન; વળી પુરણ અનુભવી હોયે, તેને અનંત લોચન ॥ ૧૦ ॥ શાસ્ત્રાર્થના વિવાદ માંડે, તે વિદ્વાનોનું કાજ; મોક્ષ મારગ તેતો નવ જાણે, મીથ્યા કરે અવાજ. ॥ ૧૧ ॥ પરમેશ્વરનું જ્ઞાન જેને, તેને કેહવો જ્ઞાની; વીદ્યા કેરૂં જ્ઞાન જેને,તેને કેહેવો વીદ્વાની ॥ ૧૨ ॥ કર્મ કાન્ડનું જ્ઞાન જેને, તે જન કરમ કાન્ડી, પ્રેત ભુત પીશાચના સાધક, તેતો સદા કુભાન્ડી ॥ ૧૩ ॥ પ્રભુને ચરણે સદા શરણે રેહ્યા સતીના સુત, વઇકુન્ઠ વીશે સપને ન આવે,યમપુરીના દુત ॥૧૪॥ ...ના વક્તા સાભળ્યું કહ્યું, પુરણ હવા મન કોડ; શ્રદ્ધા રાખીને સહુ

બોલો, જય જય શ્રી રણછોડ ॥૧૫॥ વળણ. જય જય રણછોડરાયની, બોલો સહુ હરીજન; વ્યાસ વલ્લભ વાણી વદે જય જય જુગજીવન. ॥

સ્વર્ગારોહીણી પર્વ સમાપ્ત.

મહાભારતની કથા અઢારે પર્વ સમાપ્ત.

બુકસેલર લલ્લુભાઈ અમુલખ.

ઠે. માણેકચોક,

અમદાવાદ.